# જીવનની ઝાંખી

: લેખક :

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,
બી. એ., એલએલ. બી.
તંત્રી—" સ્ત્રીબોધ અને બાળક "; મુંબઈ.

:: પ્રકાશક ::

જીવનલાલ અમરશી મહેતા,
મંત્રી —" સ્ત્રીબોધ "; અમદાવાદ અને મુંબઈ.



કીમત રૂ. ૨–૦–૦

# અનુક્રમણિકા.

——:o:——

ગુજરાતી નવલિકા સાહિત્યમાં એક નવીન ભાત પાડતું
શૌર્ય, પ્રેમ, સાહસ અને વીરરસની અજબ છોળો
ઉછાળતું, સ્વદેશાભિમાન અને સ્વાભિમાનની ગૌરવભરી
ભાવનાથી છલાછલ ભરેલું: રાજસ્થાન, મોગલાઈ,
ગુજરાત અને મરાઠા ઇતિહાસની ઝાંખી કરાવતું
જ્વલંત અને તેજસ્વી નવલિકાઓનું
સ્વતંત્ર–મૌલિક પુસ્તક.

# ઐતિહાસિક કથામંજરી

(કથામંજરી : ભાગ ચોથો.)

લેખક:–અંબેલાલ નારણજી જોશી, બી. એ.

આ 'ઐતિહાસિક કથામંજરી' માં આવતી નવલિકાઓ:–

# પ્રસિદ્ધકર્તાનું નિવેદન.

રા. રા. કેશવપ્રસાદભાઇ સમાજજીવનના—ખાસ કરીને આપણા સમાજના સ્ત્રીજીવનના—ઉંડા અભ્યાસી છે. તેમના આ અભ્યાસનું પરિણામ વખતો વખત તેઓ ટુંકી વાર્તા દ્વારા પ્રજા સમક્ષ ધરતા આવ્યા છે.

" **મારી વીસ વાતો** " એ નામે તેમની ટુંકી વાર્તાઓનો એક સંગ્રહ લગભગ પંદર વર્ષ ઉપર પ્રસિદ્ધ થયો હતો. ત્યાર પછી પણ વખતો વખત તેમણે પોતાનું લખાણ ચાલુ જ રાખ્યું છે. અત્યાર સુધીમાં તેમણે માસિકો વગેરેમાં લખેલી સામાજીક વાર્તાઓ, નાટકો અને શબ્દચિત્રો વગેરેનો સંગ્રહ થાય તો ગુજરાતને લાભકારક નિવડે એમ મને લાગ્યું. આવો સંગ્રહ પ્રસિદ્ધ કરવાની મારી વિનંતિ સ્વીકારીને તેમ કરવા તેમણે મને પરવાનગી આપી. પરિણામે આ સંગ્રહ હું વાચકો સમક્ષ ધરી શકું છું. " મારી વીસ વાતો " પ્રસિદ્ધ થઇ ગયા પછીની વાર્તાઓ આ સંગ્રહમાં લીધી છે.

આ સંગ્રહનું નામ " **જીવનની ઝાંખી** " તેમણે આપ્યું છે. ગુર્જર જીવનની એમણે જે ઝાંખી કરી છે તેનું જ આલેખન જુદી જુદી વાર્તાઓમાં છે. આ સંગ્રહમાંની થોડી વાર્તાઓ અનુવાદ રૂપે છે, પરંતુ આ અનુવાદ પણ ગુર્જર સમાજ માટે છે એ લક્ષમાં રાખીને જ કરાયા છે, તે વાંચક સહેજે જોઇ શકશે. વાર્તાઓ તેના નામ પ્રમાણે કક્કા-વારીમાં જ ગોઠવાઈ છે. આ વિના અન્ય ગોઠવણ કરવી જ મુશ્કેલ હતી.

પ્રથમ વાર્તા " **એ તો છોકરી જ છે ને ?** " તેમાં સ્ત્રી-મતાધિકાર " ના પાયાની તથા સ્ત્રીશિક્ષણ સબંધી રાખવા જોઈતાં દૃષ્ટિબિંદુની સૂક્ષ્મ ચર્ચા છે. વાર્તાનો રસ જાળવીને આ ચર્ચા બહુ ઉત્તમ રીતે કરવામાં આવી છે. આ વાર્તા વાંચ્યા પછી દરેક વાંચકના મનમાં તે સબંધી પ્રશ્નોના વિચારો જરૂર આવશે.

બીજી વાર્તા "**ઉંઘ વિનાની**" અનુવાદ છે; પરંતુ તેમાં મુંબઇની ચાકરડીના પારાવાર કામનો તાદૃશતાથી કરૂણ ચિતાર આપ્યો છે. મજુર વર્ગ સબંધી ચર્ચા સર્વત્ર ચાલે છે, પણ ઘરમાં કામ કરનાર નોકરોના કામની ને તેમના બોજાની ચર્ચા જાહેરમાં થતી નથી. અને જો વખતે ચર્ચા થાય છે તો નોકરોને રાખનાર વર્ગ પોતાનાં જ દુઃખ રડે છે. નોકરોના પક્ષનું દૃષ્ટિબિંદુ આ વાર્તામાં આબાદ જોઇ શકાય છે.

"**કચરાયલી કળી**" પણ સીતાદેવીની અંગ્રેજી વાર્તા ઉપરથી લખાયેલી છે. પાટીદાર કોમમાં–અને અન્ય કોમોમાં પણ–વરવિક્રયનો દુષ્ટ રીવાજ છે, તે ઉપર આ વાર્તા રચાઈ છે.

"**ગૃહવ્યવસ્થાની ગભરામણ**" માં ગૃહવિજ્ઞાનના શિક્ષણની અવગણના સ્ત્રીશિક્ષણ સંસ્થામાં થાય છે, તેના પરિણામનું સચોટ આલેખન છે. સુશિક્ષિત યુગલના સફળ સંસારનું તેમાં સુંદર ચિત્ર આપેલું છે, છતાંયે શિક્ષિત સ્ત્રી માટે ગૃહવ્યવસ્થા કાંઇ કઠણ કાર્ય નથી એ પણ આ વાર્તા ઉપરથી જોઈ શકાય છે.

"**ગૃહિણી કે સેવિકા?**" માં પ્રેમલગ્ન સુધરેલી અને રૂઢી-વિહીન લગ્નક્રિયા, તથા લગ્નપ્રસંગ કેમ ઉજવવાં તેનું આદર્શરૂપ ચિત્ર આપ્યું છે, તથા તે સાથે સેવિકાજીવન કરતાં ગૃહિણીજીવન ઉતરતું કે ઓછું ઉપયોગી નથી એ ચર્ચા રસભરી રીતે કરી છે.

"**ચક્રમના પત્રો**" જુદી જ ભાત પાડે છે. વાર્તાનું અંગ મુકી દઇને પત્રનું અંગ આમાં સ્વીકારાયું છે. ફક્ત બે જ પત્રો છે, પણ તેમાં વ્યંગથી અને સ્પષ્ટ રીતે વરઘોડાની જુની રૂઢીનો ઉપહાસ કર્યો છે. આ પત્રો વાંચનારના મનમાં આ કુરૂઢી ઉપર જરૂર વિચારો તો આવશે જ.

" **પતિતોદ્ધાર** " લખવાનું સૂચન મોપાસાંની એક ટૂંકી વાર્તા ઉપરથી થયેલું એમ રા. કેશવપ્રસાદભાઇએ મને જણાવ્યું છે. પરંતુ તેમાં ચીતરાયલી વસ્તુ આપણા દેશની જ છે. ગામડામાંથી ભોળી બાળાઓને મોટાં શહેરોમાં લલચાવીને તેમની પાસે અનીતિનું કાર્ય કરાવવાનાં દૃષ્ટાંતો વેશ્યાવટનો કાયદો થયા પછી ઘણા જાહેરમાં આવ્યા છે. આ કાયદો થતા પહેલાંની આ વાત છે, અને આપણા સમાજની એક દુઃખદ સ્થિતિનું તેમાં વર્ણન છે.

" **પિતાના પાપનું પરિણામ** " લગભગ ત્રીસ પાનાંની મોટી વાર્તા છે. મોટા ઘરનાં કુટુંબોમાં અનીતિને પરિણામે થતા રોગથી ખર-ડાયલા યુવકો હોય છે; પરંતુ સમાજ આ દશાથી અજ્ઞાત હોય છે. ભોળી બાળાઓનાં લગ્ન આવા યુવાનો સાથે થાય છે. બાળાઓને એમના રોગનો ચેપ લાગે છે, પણ તેનાં દુષ્ટ પરિણામ તેમનાં સંતાનને વેઠવાં પડે છે, આવી સ્થિતિની કલ્પના ઉપર આ વાર્તા રચાઇ છે. લગ્ન સમયે દાક્તરી તપાસ થવી જોઇયે, તથા આવા રોગો સબંધી ખાસ મહિતી મળવી જોઇયે, એ બાબત પ્રત્યે સમાજનું લક્ષ દોરવાનો આ વાર્તાનો હેતુ છે. આખી વાર્તા બહુ જ રસભરી રીતે લખાઈ છે, અને વાંચનારને પોતાના અભિપ્રાય સાથે ઘસડી જાય તેવી છે. નાજુક વિષય ચર્ચ્યો છે, પણ તેમાં જરાયે બિભત્સતા આવી નથી, એ વિશેષતા છે.

" **પ્રમદાનો પ્રેમ** " કાંઇક જુદી જાતની વાર્તા છે. પ્રમદા મોસાળ ઉછરેલી બાળા છે. તે પોતાના શિક્ષક સાથે પ્રેમમાં પડે છે. આ વાર્તામાં ' પ્રેમમાં પડવું ' એટલે શું તેની કાંઇક ચર્ચા થઈ છે. ક્ષણિક મોહ તે સ્થાયી પ્રેમ ના પણ હોય, એમ આ વાર્તામાં સૂચન થયું છે. પ્રમદાનો પ્રેમ પરનાતિલા શિક્ષક તરફથી પાછો વાળવામાં આવે છે, અને તે નાતમાં જ પરણે છે. આમાં આદર્શ નથી મૂકાયો પણ પ્રવર્તતું જીવન આલેખ્યું છે, છતાંયે સુધારાના આદર્શ ઉપર પ્રહાર નથી.

"**બધા જ પુરૂષો આવા હશે?**" એ વાર્તામાં પુરૂષના ચંચળ ચિત્તનું દર્શન કરાવ્યું છે. સ્વભાવે પુરૂષનું મન વિહ્‌વળ છે એ માન્યતા ઉપર આ વાર્તા રચાઈ લાગે છે. ગૃહવિજ્ઞાનનું શિક્ષણ લીધેલી બાળા કેવી ઉપયોગમાં આવે, તે પણ આડકતરી રીતે આમાં બતાવાયું છે.

"**મધરાતનો મહેમાન**" એક નાનકડું નાટક છે. ભૂખમરો વેઠતો મનુષ્ય ચોરી કરવા જાય છે. તેના ઉપર એક બાઈ દયા અને મમતા બતાવે છે, અને છેવટે તે માણસ ચોર નથી રહેતો. ચોર વગેરે દુષ્ટ માણસો હોતા નથી, પણ મુડીવાદી સમાજની ચક્કીમાં પીસાઇને સંજોગવશાત દુષ્ટ બને છે. જો આપણે તેમના અંતરમાં ઉતરીયે તો તેઓ સમાજનાં ઉપયોગી અંગ બને, એ આ વાર્તાનો આદર્શ છે.

"**વ્યવહારકુશળતાનો વિજય**" પણ લગભગ ત્રીસ પાનાંની લાંબી વાર્તા છે. સમાજના આજના સંજોગોમાં આદર્શવાદી યુવાનના આદર્શો કેવા કચડાઇ જાય છે તેની આમાં ઝાંખી કરાઈ છે. વાર્તાઓમાં આદર્શોનો વિજય ઘણી વાર બતાવવામાં આવે છે, પણ સમાજમાં તેથી જુદું જ નજરે પડે છે. સાંસારિક બંધનો નવસો ને નવાણું દૃષ્ટાંતોમાં આદર્શોને કચડી નાંખે છે. આ ચિતાર ગુજરાતના યુવકોને જરૂર વિચારમાં નાંખશે.

"**શો ન્યાય મળશે?**" એમાં ખુનના આરોપીનો સેશન્સ કોર્ટમાં ચાલતો કેસ છે. આખી વાર્તા મુકર્દમાના રૂપમાંજ છે. તે વળી જુદીજ ભાત પાડે છે. તેમાં રસ પણ ઘણો રહે છે, અને વસ્તુ પણ બહુ વિચારવા લાયક છે. કુમારી અવસ્થામાં એક કન્યાને કોઇયે ભોળવી, તેને બાળક થયું, અને તે બાળક ખ્રિસ્તિઓએ ઉછેરી મોટું કર્યું. પાછળથી ભોળવનાર વિધુર થયો અને પેલી જ કન્યા સાથે પરણ્યો. માતામાં વાત્સલ્ય રહ્યું હતું. તેમણે આ ખ્રિસ્તિને ખોળી કહાડયો. પાછળથી એ ખ્રિસ્તિને ખબર પડી કે આ તેનાં માબાપ છે. તેણે આજીજી કરી કે તમે મને ખાનગીમાં પુત્ર કહો. બંને જણે વાત નાકબુલ કરી અને

તેને ઢોંગી ધુતારો કહ્યો. ખ્રિસ્તિએ બેઉ જણને મારી નાંખ્યાં અને તેના ઉપર કેસ ચાલ્યો.

"**સહચારિણી–સંસારમાં અને વેપારમાં**" આ વાર્તામાં એક અનાથ બાળાને ખ્રિસ્તિઓએ ઉછેરેલી છે. તે મોટી થઈ વેપારી ઓફીસમાં નોકરીએ રહે છે. ત્યાં તે હિંદુ હેડકલાર્કને ચાહતાં શીખે છે, પણ તે ખ્રિસ્તિ હોવાને કારણે જ તે તેની દરકાર નથી કરતો. અમુક સંજોગોમાં બાઈ પોતાનું ધન તેને વેપાર કરવા આપે છે. અંતે બે જણ પોત પોતાનો ધર્મ પાળીને પણ લગ્ન કરે છે, અને વેપાર પણ ભેગો કરે છે. લગ્ન સંબંધી જે નવાં આંદોલનો દેશમાં થાય છે તેનું આ વાર્તામાં પ્રતિબિંબ છે.

"**સંસ્કારી સ્ત્રીઓની સમાજસેવા**" આ વાર્તામાં લેખકની ઘણી ભાવનાની પ્રતીતિ થાય છે. લેખકે સ્ત્રીવર્ગના ઉદ્ધારમાં સમાજનો ઉદ્ધાર જોયો છે, અને તેમણે સ્ત્રીસેવાનું કાર્ય પોતાનું ખાસ કાર્ય કર્યું છે. "**સ્ત્રી**બોધ"નું તંત્રીત્વ પણ તેમણે તે જ હેતુથી સ્વીકાર્યું છે. સ્ત્રીઓ–શિક્ષિત સ્ત્રીઓ–સમાજ પુનર્ઘટનામાં કેવા કેવા ફાળા આપી શકે, ગ્રામ્ય પુનર્ઘટના માટે શું શું કરી શકે, તે આ વાર્તામાં જોઇ શકાય છે. વળી વાર્તા કેવળ ભાવનારૂપ નથી, તે ગયા વર્ષના બનાવોએ સિદ્ધ કરી બતાવ્યું છે. આ વાર્તામાં કલ્પેલા કાર્ય માટે સ્ત્રીઓ અત્યારે તૈયાર છે તે સૌ કોઈ સાક્ષાત્ જોઇ શકે તેમ છે. સેવા માટે તલસતી બેનોને આ વાર્તામાંથી કાંઇ કાંઇ સૂચનો મળશે.

"**સાચાં સ્વપ્નાં**" માં કેટલીક સામાજીક કુરૂઢીઓનું ચિત્ર-પટની માફક દર્શન થાય છે. વાર્તાશૈલિ કરતાં આ શૈલિમાં ફેર છે, અને અમુક રીતે તે કદાચ વધારે અસરકારક નિવડશે.

"**સાચું સેવામંડળ**" અને "**સ્વદેશસેવા**" આ બે વાર્તાઓમાં પણ સ્ત્રીઓ જે જુદી જુદી રીતે દેશસેવા–સમાજસેવા કરી શકે–કરે છે–તેનું આલેખન છે.

છેલ્લી વાર્તા –"**હૈયાની ભૂખ**"– જુદી જ ઢબની છે. પરદેશમાં–પર પ્રાંતમાં વસેલા મનુષ્યને પોતાનું જન્મસ્થાન નાનું ગામડું હોય તો પણ એ કેટલું યાદ આવ્યા કરે છે; ત્યાં જવાની, ત્યાં વસવાની, તેનાં દર્શન કરવાની તેના હૃદયમાં કેવી ક્ષુધા ઉત્પન્ન થાય છે, તે આ વાર્તા ઉપરથી જોઇ શકાય છે. હૃદયના ઉંડાણમાં આવી ક્ષુધા મોટાં શહેરોમાં વસતા કેટલાએ લક્ષાધિપતિઓને હશે! પોતાનું હૃદય તપાસી શકે તો આ ક્ષુધાનો ઘણાને સમજણ પડે.

આ પુસ્તકમાંની વાર્તાઓનો આ અતિ ટુંકો પરિચય છે. રા.કેશવપ્રસાદ ભાઈની શૈલિ સરળ પણ સંસ્કારી છે, અને વાર્તાની ખીલવટ એટલી સ્વાભાવિક રીતે થાય છે કે વાંચનાર કાંઇ પણ પ્રયત્ન વગર આગળ ઘસડાયે જાય છે. આ સંગ્રહમાં વસ્તુની અને શૈલિની વિવિધતા પણ છે. વાર્તા, નાટક, પત્ર, સ્વપ્નકથા અને કેસનાં ભાષણ, આ વિવિધ-તાને લીધે વાંચકને અધિક રસ પડશે.

આશા છે કે આ વાર્તાસંગ્રહ વાચકોને ગમવા ઉપરાંત જીવનની કોઈને કોઈ ભાવના માટે માર્ગદર્શક નીવડશે. ઉપરાંત, છેલાં કેટલાંક વર્ષો થયાં "**સ્ત્રી**બોધ"ના ગ્રાહકોને અમે જે ભેટપુસ્તકો આપીએ છીએ તે, તેના ગ્રાહકો તથા બીજા વાચકોની જેમ પસંદગી પામ્યાં છે, તે જ પ્રમાણે આ પુસ્તક પણ અવશ્ય પસંદગી મેળવશે જ.

અમને સંતોશ સાથે અભિમાન લેવાયોગ્ય ખાસ એ લાગે છે કે "**સ્ત્રીબોધ**"ના ગ્રાહકોને દર વરસે નવસો પાનાંનું વાંચન આપવા ઉપરાંત આવા ૨૫૦–૩૦૦ પાનાંના સર્વાંગ સુન્દર પુસ્તકની ભેટ આપવામાં અમે બીનહરીફ છીએ.

પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે આથી પણ વિશેષ શ્રેષ્ઠ સાહિત્ય પુરૂં પાડવા માટે અમને સાધન અને શક્તિ આપે.

મકરસંક્રાંતી–૧૯૮૮
તા.૧૪–૧–૩૨.

**જીવનલાલ અમરશી મહેતા.**

# ચુંટી કાઢેલી કેટલીક નવલકથાઓ—

૨—૦ **હાસ્યમંદિર**-હાસ્યરસના નિબંધ સાથે.
૧—૪ **ઉષા-શિવાજીની સ્વરાજ્યપ્રતિજ્ઞા.** ( પાકું પુંઠું. )
૪—૦ **હાસ્ય કથામંજરી**-ભાગ ૧-૨ ( જુદા જુદા )
૪—૦ **અઠંગ ઉઠાવગીર**,—ભા. ૧-૨ ( ડીટેક્ટીવ-સચિત્ર. )
૨— ૦ **અજમેરનો અજિતસિંહ.**
૧—૮ **અભાગિની**—( એક બાળવિધવાની કરૂણ આત્મકથની )
૦-૧૦ **ઇન્દુકલા**—( બેઈનકૃત ) ૦—૮ **ઉષાનંદિની**—( બેઈનકૃત )
૧—૮ **ઉષા**—( કવિ ન્હાનાલાલ દલપતરામ કૃત )
૭—૦ **કથામંજરી**—ભા. ૧-૩-૪ ( દરેક ભાગ જુદા જુદા છે. )
૦—૮ **કર્પૂરમંજરી**—( શૃંગારરસપ્રધાન કથા. )
૧—૮ **કુમુદચંદ્ર** ( ધાર્મિક વિચારોનું નોવેલ. )
૨—૮ **કુરણઘેલો** ( ઐતિહાસિક )
૨—૦ **કેટલીક નવલકથાઓ**, ( ચાર નોવેલોનો સંગ્રહ )
૩—૦ **ગુલામી વહેપાર**, ભાગ ૧-૨ ( ભેગા બાંધેલા )
૨—૮ **ગૃહદાહ**, ( સંસારી નવલકથા )
૨—૮ **ચોખેરવાલી** ભા. ૧-૨ ( ડૉ૦ ટાગોરકૃત )
૨—૮ **ચક્રવર્તી અશોક**-( અર્ધ ઐતિહાસિક તથા ધાર્મિક )
૨—૦ **ટાગોરની ટૂંકી વાતો**-
૪—૦ **ડૂબતું વહાણ**-( કવિવર ટાગોર કૃત )
૨—૮ **તરલા** અથવા **ઉર્મીનો આવેગ**-( સામાજીક )
૧—૪ **ધર્મનો જય** અથવા **મહારાજા મલ્હારરાવ**
૨—૮ **ધર્મપાળ** યાને **દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ.**
૦—૮ **નીલનેની**-( બેઈનકૃત ) ૨—૮ **નારાયણી** ( ઐતિહાસિક )
૨—૮ **પ્રણયપંક**-( સાંસારિક )
૨—૦ **પાપ અને પશ્ચાત્તાપ**-( બે ભાગ સાથે બાંધેલા. )
૨—૦ **પ્રેમદાદેવી** યાને **પતિવ્રતા નારી.**
૧-૧૨ **સંસ્કૃત સાહિત્યની કથાઓ**, ભા. ૧ લો.
૨—૮ **સદર** ભા. ૨ જો.

૮--૦ **૧૮૫૭ના બળવાનો ઇતિહાસ**-ભાગ ૧-૨ ( ઐતિહાસિક )
૨—૮ **સદર,** ભાગ ૩ જો. ( આમાં આ ઇતિહાસ સંપૂર્ણ થાય છે. )
૪—૪ **માયાનો બજાર**-ભાગ ૧-૨ ( સામાજીક )
૨—૦ **મીર કાસીમ**-(ઐતિહાસિક) ૨—૮ **મારો દેશ**-( ઐતિહાસિક )
૩—૦ **મધુરાણી**-( ટાગોરકૃત સામાજીક )
૧—૮ **યાત્રી ઉર્મિલા** યાને **આદર્શ આર્યા.**
૧-૧૨ **રાજસ્થાનની વીરરમણી ચંદા** ( ઐતિહાસિક )
૩—૪ **રાજા રામકૃષ્ણ**-( ઐતિહાસિક )
૨—૮ **રમાસુંદરી**-( સંસારિક )
૨—૪ **રણજીતકૃતિ સંગ્રહ**-( વાતોનો સંગ્રહ )
૨—૦ **રંગીલી સંધ્યા**-( મૂળ લેખક પ્રો. એઇન )
૧—૦ **વિરાજમોહન**-( સામાજીક )
૨—૮ **વજીરનંદિની ગુલબેગમ**-( ઐતિહાસિક )
૩—૪ **વીણા-વિહારી**; ભા. ૧-૨ ( સામાજીક. પાકું પુંઠું )
૩—૦ **વીરાંગના વીરમતી**( સ્ત્રી ઉપયોગી. ઐતિહાસિક )
૦-૧૨ **શાન્તિદા**-( સ્ત્રીઉપયોગી સાંસારીક )
૧—૮ **સંસારી કે સંન્યાસી ?** ( સામાજીક )
૨—૪ **શારદાનું સ્વાર્પણ**- ( ,, )
૩—૮ **સિરાજદૌલા**-( ઐતિહાસિક )
૦-૧૨ **સુભદ્રા**-( સચિત્ર-દેવકથા. )
૦-૧૨ **સીતા**-( મૂળ લેઃ દ્વિજેન્દ્રલાલ રૉય )
૩—૦ **સુંદરીઓનો શણગાર**; ભાગ ૧ લો અને ૨ જો.
૧—૪ **સ્નેહગીતા**-( કલ્યાણરાય જોશી કૃત )
૧—૪ **સુશિક્ષિત સ્ત્રી**-( બાળકોના ગૃહજીવનનો આદર્શ )
૧૧-૮ **હૃશીકેષચંદ્ર**-ભાગ ૧ થી ૪ માં પુરી.
૦—૮ **સ્ત્રીઓ અને સમાજસેવા** ( સામાજીક )
૦—૮ **કાદમ્બરી અને વાસવદત્તા.**
૦—૮ **પ્રભાવતી**-( ઐતિહાસિક નાટક )
૦—૮ **મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસની કથાઓ.**
૦-૧૨ **ભવભૂતિ અને હર્ષદેવની નાટ્યકથાઓ.**

# વીણા--વિહારી; ભાગ ૧--૨.

**વીસમી સદીની સામાજીક નવલકથા.** સચિત્ર—બે ભાગમાં

પૃષ્ઠ ૪૦૦ **કીંમત રૂા. ૩-૪-૦**

વિશેષે કરીને સ્ત્રીઓને વાંચવા અને શિક્ષા મેળવવા યોગ્ય આ નવલકથા સમાજ સુધારાની પ્રણાલિકા ઉપર લખાયેલી છે. તેમાં સ્ત્રીકેળવણી તથા વિધવા વિવાહના વિષયને ખુબીદાર રીતે ચર્ચવામાં આવ્યો છે. આ નવલકથાનાં પ્રકરણો નીચે પ્રમાણે છે:—

**( પ્રથમ ભાગ=ખંડ ૧-૨. )**

પ્રક૦-૧ સત્ય ધર્માશ્રમ. ૨ સરસ્વતીનું વૃતકથન. ૩ આ શું?! ૪ ગુણવંતલાલ ઝવેરી. ૫ ફીસ્ટનું આમંત્રણ. ૬ શિકાર જાળમાં સપડાયો ! ૭ પ્રતાપરાય દેસાઇ. ૮ સ્ત્રી શિક્ષણ. ૯ બાળલગ્નની રૂઢી. ૧૦ મણીનો મંદવાડ. ૧૧ વેશ્યાનો પ્રેમ. ૧૨ વ્રજરાય અને જમના. ૧૩ મહાબળેશ્વરમાં. ૧૪ મીસ વીણા ઇનામદાર. ૧૫ જમનાનો પત્ર ! ૧૬ નરેન્દ્રની સલાહ. ૧૭ ન્હાની ભૂલનું ભયંકર પરિણામ. ૧૮ દીલ ઉઘાડું કર્યું. ૧૯ વીણાનું માગું. ૨૦ વિશિષ્ઠ વિવાહના કાયદા. ૨૧ વિવાહ વિશે વીણાનો સંકલ્પ. ૨૨ નિરાશામાં આશાનું કિરણ. ૨૩ પ્રૌઢવિવાહ અને પુનર્વિવાહ. ૨૪ વિલસુ અને નરેન્દ્ર. ૨૫ વીણાના વિચારો. ૨૬ રંગમાં ભંગ. ૨૭ વિહારી તેના સાસરે. ૨૮ વિલસુનાં પુનર્લગ્ન. ૨૯ નવદંપતિઓને આશિષ. ૩૦ મોહનમાળા. ૩૧ વીણાના મનની સ્થીતિ. ૩૨ પુનર્લગ્ન. ૩૩ વનલતાનો નિશ્ચય. ૩૪ "વિધવાવિવાહોત્તેજક મંડળી" ના સભ્યો. ૩૫ જમનાની બીજી જાળ. ૩૬ ઉત્કંઠિત મન. ૩૭ સંપૂર્ણ નિરાશા.

**( ભાગ ૨ જો=ખંડ ત્રીજો )**

**પ્રક૦-૩૮ અકસ્માત અને કેદ. ૩૯ આ શું થયું ? ૪૦ અસ્વસ્થ મન. ૪૧ જુના ચિત્રનું બીબું. ૪૨ નિરાશાનો લવારો. ૪૩ નોટો વિશે ભાંજગડ. ૪૪ પાપનો ઘડો ફુટયો. ૪૫ અસ્વસ્થ મનની જાગૃતિ. ૪૬ વિહારીને ત્રાસ થયો. ૪૭ પરિવર્તન. ૪૮ ભેદ ખુલ્લો ! ૪૯ પતિ-પત્નિનો મેળાપ. ૫૦ આનંદ ! આનંદ ! ૫૧ સ્વામીજીનો ઉપદેશ. ૫૨ વીણા-વિહારી.**

---

૧૫૨૦૩

૧

# એ તો છોકરીજ છે ને?

પૂર્વ આફ્રીકાના એક ગામમાં એક નાના બંગલાના દીવાનખાનામાં ત્રણ જણ બેઠાં હતાં. એક મધ્યમ વયનો અને કસાયલા શરીરનો પુરૂષ. એક ઠાવકી પારસી બાઈ, અને એક જુવાન હિંદુ વિધવા.

"શીરીનબાઈ, આ મારાં બેન કમળા. તમારી હીમતે હું તેમને અહીં લઈ આવ્યો છું. નહીં તો મારા ઘરમાં તો બીજું કોઈ નથી. એ બીચારી એકલી જ પડી જશે. મહેરબાની કરીને તમે જરા એને માથે ધરજો. હું તો રહ્યો કામવાળો. એટલે ઘરમાં મારી વસ્તી નહીં." તે પુરૂષ બોલ્યો.

"મોહનભાઈ! એ તો હવે આજથી મારાં જ બેન સમજજો. તમે તેમને માટે બેફીકર રહેજો. કેમ કમળાબેન! તમને મારી સાથે સોહવાશે કે?

"મને તો બધે જ ગમે છે. મને કોઈ દિવસ એકલું લાગતું જ નથી. માણસને શું જોઇએ? કામ અને પ્રભુનું નામ. કામ તો મોહનભાઇના ઘરમાં મને ઘણું મળી રહેશે. વળી તે ઉપરાંત તમારા જેવાં બેન હવે મને મળ્યાં. અને પ્રભુનું નામ તો આપણે ગમે તે

વખતે દઇ શકીએ. લોકોને અણગમો શી રીતે થતો હશે તે જ હું તો નથી સમજતી."

"પણ **શીરીનબાઇ**! જો જો તમે એને સફ્રેજેટ ના બનાવી દેશો." **મોહનભાઇએ** વાતની ગંભીરાઈ ટાળવા કહ્યું.

"એ તો મારૂં કામ જ છે. તમે સ્ત્રીહક્કના વિરોધી છો તો હવે **કમળાબેનની** મારફતે જ તમને સીધા કરીશ."

આ પછી સાધારણ વાતો કરીને એ સૌ છુટાં પડયાં. **મોહનલાલ** પૂર્વ આફ્રીકાના એક મોટા વેપારી હતા. ગરીબાઇમાંથી મુશ્કેલીએ થોડું ઘણું શિક્ષણ લઈને તે હિંદુસ્તાનથી **આફ્રીકા** જતા રહ્યા હતા, અને પછી ઘણી લીલીસુકી જોયા પછી છેક ટોચે પહોંચ્યા હતા. તેઓએ કેળવણી બહુ નહોતી લીધી, પણ તે સંસ્કારી હતા. પોતાના ધંધામાંથી વખત કાઢીને વાંચનનો શોખ તેમણે રાખ્યો હતો, અને ત્યાંના જાહેર જીવનમાં પણ તે બહુ આગળપડતો ભાગ લેતા હતા.

બાળપણમાં તેમનાં લગ્ન થયાં હતાં. પણ તે વખતે ગરીબાઈ તેમને લગ્નના લ્હાવા લેવા દે તેમ નહોતું. પછી તો તે **આફ્રીકા** ગયા. થોડા પૈસા થયા ત્યારે તેઓ પોતાની સ્ત્રીને લેવા આવ્યા. આ વખતે સ્ત્રીના માબાપ તેને મોકલવા નહોતા માંગતા. તેઓ એમજ સમજતા હતા કે દરિયાપાર જઇયે તો ધર્મ સચવાય નહીં. એમનું એમજ કહેવું હતું કે **મોહનલાલ** આફ્રીકા જાય અને પછી થોડો પૈસો લાવીને દેશમાં જ રહે. **મોહનલાલ** ત્રણ મહિના દેશમાં રહ્યો, પણ તેના સાસુસસરાને સમજાવીશકયો નહીં. અન્તે તે એકલો જ પાછો ફર્યો.

ત્યારપછી કેટલેક વખતે **મોહનલાલની** સ્ત્રી દેશમાં જ ગુજરી ગઇ. **મોહનલાલના** બાપ તો બચપણમાં જ ગુજરી ગયા હતા. તેના એક મોટાભાઇ હતા તે રંગુન તરફ ગયા હતા અને ત્યાં ઠીક ફાવ્યા હતા. એની એક બેન **કમળાબેન** હતી. તેને બાળપણમાં એક બીજવર સાથે પરણાવી હતી અને તે તેને સાસરે જ રહેતી હતી.

મોહનલાલની સ્ત્રીના મરી ગયા પછી કમળાબેને તેને માટે કન્યા ખોળી કાઢી હતી. નવ વર્ષની કન્યા હતી અને પાંચ હજાર રૂપીઆ તેના બાપને આપવાના હોય તો તે મળે તેમ હતું. કમળાબેને આ વાત મોહનલાલને લખી. મોહનલાલે મશ્કરીમાં લખ્યું કે એવા ઢીમચાથી મારો સંસાર ચાલશે નહીં. અને વળી એનો પણ બાપ જો દીકરીને દરીઆપાર મોકલે નહીં તો મને તો પાંચ હજાર રૂપીયાનું નુકશાન થાય, માટે એ ખોટનો વેપાર હવે હું નહીં કરૂં. આ રીતે એ લગ્નની વાત તો અટકી, પણ ભાઇબેનનો પત્રવ્યવહાર ત્યાર પછી ચાલુ રહ્યો.

દીનપરદીન મોહનલાલની સમૃદ્ધિ વધતી ગઇ. તેણે ત્યાં બંગલો બાંધ્યો. પાડોશમાં રૂસ્તમજી શેઠ રહેતા હતા, તેમના કુટુંબ સાથે તેને બહુ જ સંબંધ વધ્યો. વૃદ્ધ રૂસ્તમજી અને સુનામાયને તે પોતાના માબાપ જેવાંજ ગણતો હતો, અને તેમની મોટી પુત્રી શીરીનબાઇ તેને પોતાની સગી બેન જેવી લાગતી હતી. આ શીરીનબાઇ ઇંગ્લંડની યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ હતાં. તેઓ સ્ત્રીહક્કનાં સજ્જડ હિમાયતી હતાં. પુરૂષોએ સ્ત્રીઓને જમાનાઓથી ગુલામીમાં રાખેલી છે એમ તેમનું પાકું માનવું હતું, અને પુરૂષોને તેઓ અંતરથી ધીક્કારતાં હતાં. આવાં બાઈ લગ્નનો વિચાર તો કરી શકે જ નહીં. વૃદ્ધ રૂસ્તમજી અને સુનામાય તેમને જીગરથી પ્યારાં હતાં. પરંતુ તેમને મન રૂસ્તમજી તો સામાન્ય પુરૂષ વર્ગથી અનેરા જ હતા ! એ તો શીરીનબાઈના ભલા પપા હતા. સ્વાર્થી પુરૂષોનો પાસ તેમને નહોતો લાગેલો. પણ બીજા બધા પુરૂષો તો સ્વાર્થી જ હતા, આપ-મતલબી હતા, સ્ત્રીઓ તેમને મન શોખનું સાધન હતું કે કામ કરનાર ગુલામડી હતી. શીરીનબાઇની સ્ત્રીહક્કની આખીયે લડત આ સિદ્ધાંત ઉપર રચાએલી હતી. તેમનું અંતર માયાળુ હતું. સ્વભાવ નિરાભિમાની હતો. તેઓ કાળા લોકનાં ઝુંપડામાં જતાં હતાં. તેમનાં સ્ત્રીવર્ગ માટે નિશાળો સ્થાપતાં હતાં. હિંદુસ્થાનની સ્ત્રીઓ માટે પણ સમાન હક્કની લડત ચલાવતાં હતાં. ઈંગ્લંડની સફ્રેજેટ સભાના તે સભ્ય

હતાં. તેની આફ્રીકાની શાખાનાં મંત્રી હતાં. આંતર રાષ્ટ્રીય સ્ત્રી પરિષદમાં પ્રતિનિધિ તરીકે તે ગયેલાં હતાં.

આ શીરીનબાઈએ કમળાબેનનું સખીપદ સ્વીકાર્યું. કમળાબેન બહુજ સાધારણ ભણેલાં હતાં; પરંતુ અનુભવી ઘણાં હતાં. તેમજ તેમની સ્વાભાવિક બુદ્ધિ ઘણી તીવ્ર હતી. તેઓ ગીતાજી મોઢે બોલી જતાં હતાં. ભાગવતનો પાઠ કરી ગયેલાં હતાં. હજીયે રોજ પ્રભાતે બે કલાક કોઈ પણ ધર્મ પુસ્તકનો પાઠ કરવાનો તેમનો ક્રમ ચાલુ હતો. તેમણે એક વિદ્વાન શાસ્ત્રીની ભાગવતકથા પોતાના ગામમાં સાંભળી હતી. આ શાસ્ત્રીએ શ્રી કૃષ્ણની બાળલીલા બહુ જુદા જ અર્થમાં સર્વને સંભળાવી હતી. કમળાબેન ત્યાંથી એ આખી કથાનો આધ્યાત્મિક અર્થ શીખ્યાં હતાં, અને પરિણામે કેવળ ભક્તિમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગે તે વિશેષ વળ્યાં હતાં.

શીરીનબેને તેમને અંગ્રેજી શીખવવા માંડયું. કમળાબેન બહુજ હોંશથી તે શીખ્યાં, અને શીરીનબાઇને તેમણે ગુજરાતી વંચાવવા માંડયું. ગુજરાતીમાંથી સંસ્કૃત શિષ્ટ નાટકો પણ તે બેયે સાથે વાંચ્યાં. પણ તેમાંથી બંનેએ પોતપોતાના સંસ્કાર પ્રમાણે બોધ ગ્રહણ કર્યો. શીરીનબાઈ તો સ્ત્રીહક્કની લડતમાં વધારે ચુસ્ત થતાં ગયાં.

૨

કમળાબેન આફ્રીકા આવ્યાં તેને પાંચ વર્ષ થઈ ગયાં છે. હવે તે અંગ્રેજી બોલી શકે છે તેમજ વાંચી શકે છે, અને આ જ્ઞાનનો ઉપયોગ પણ તે બહુ સારો કરે છે. શીરીનબાઈ પોતાની સમાન હક્કની લડતમાં મક્કમપણે વળગી રહ્યાં છે. મોહનલાલ તેટલી જ મક્કમતાથી આ લડતનો વિરોધ કરે છે. કમળાબેન ઘણુંખરૂં તો તટસ્થ જ હોય છે.

થોડા દિવસ ઉપર શીરીનબાઈની સંસ્થાએ સરકારમાં એક અરજી કરી હતી. તેમાં જણાવ્યું હતું કે દરેક ખાતામાં સ્ત્રીઓ માટે નોકરીની

અમુક જગ્યાઓ ખાલી રાખવી, તેમજ ત્યાંની વેપારી કૉલેજમાં સ્ત્રીઓને દાખલ કરવી, તથા ટાઈપરાઈટીંગનું જ્ઞાન સ્ત્રીઓને સરળતાથી મળી શકે તેવી ગોઠવણ કરવી.

આ અરજી સબંધમાં મોહનલાલે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું. એટલે આજે શીરીનબાઇ આવ્યાં ત્યારે તેમણે એ જ વાત ઉપાડી.

મોહનલાલ: "કેમ શીરીનબાઇ, હવે તો સ્ત્રી ટાઈપીસ્ટો બહુ સસ્તી કરવા વિચાર છે કે શું?"

"હા, શા માટે નહીં? શું પુરૂષોને એકલાને જ નોકરી કરવાનો હક્ક છે? શું સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય ના જોઇયે? શા માટે સ્ત્રીઓ ટાઈપીસ્ટ ના થાય?"

"શું તમારો એવો વિચાર છે કે ઘરસંસારની વ્યવસ્થા તોડી નાંખવી? લગ્નજીવનનો નાશ કરવો? અને સ્ત્રીઓને ઓફીસે ઓફીસે અથડાવવી? વળી પુરૂષ કારકુનોવાળી ઓફીસમાં એકાદ એકલવાયી સ્ત્રીટાઇપીસ્ટની લાગણીઓ કેવી રહેશે? અને તેમની નીતિનો વિચાર તમે કર્યો? તેમને તમે અનીતિ માટે આ રીતે લલચાવતાં નથી?"

"એમાં અનીતિ શી આવી જાય છે? હા, કોઇ એકાદ આડે માર્ગે જશે તોયે શું થઇ ગયું? એમ લોખંડના દાબડામાં કે ઝનાનામાં પૂરે નીતિ સચવાઈ રહે તે નીતિની શી કીંમત પણ છે? એના પ્રમાણમાં, એ પરાધીનતાના પ્રમાણમાં, આ અનીતિનું જોખમ વેઠી લઇશું. અરે! અમે એવાનાં બાળકો માટે આશ્રમો પણ ખોલીશું. તમારા હિંદુસ્થાનમાં વિધવાઓનાં બાળકો રસ્તામાં કે ગટરમાંથી મળી આવે છે તેના કરતાં અમે બહુ સારી ગોઠવણ કરીશું."

આ પ્રમાણે આ બે વચ્ચે મૂળ વિષયથી આડકતરી વાતો અને તે સંબંધી પુષ્કળ તકરાર થઈ. કમળાબેન આ વાતો સાંભળ્યા કરતાં હતાં. અંતે તેમનાથી રહેવાયું નહીં અને બોલ્યાં:

"તમારી વાતોનો મુદ્દો શો છે? ટાઇપીસ્ટ થવું કે ના થવું તે

મુદ્દો નથી. હું ધારૂં છું કે મૂળ પ્રશ્ન તો એ હોવો જોઇએ કે સ્ત્રીઓને સ્વતંત્ર કમાણી કરવાનો હક્ક અથવા તો તેવી સવડ આપવી જોઇએ કે નહીં ? અત્યારે આપણા હિંદુ સમાજમાં એવી વ્યવસ્થા છે કે સ્ત્રીઓ લગ્ન કરીને ગૃહકાર્ય કરે. હવે એક વાત તો સિદ્ધ છે કે ગર્ભધારણ કરવાનું કામ સ્ત્રીઓનું છે. ત્યારપછી બાળક ઉછેરવાનું કાર્ય પણ તેને અવકાશ હોય તોજ સારૂં થઇ શકે. પછી કેળવાયલી માતા ગૃહ-શિક્ષણ સારી રીતે આપી શકે. આ રીતે ખરૂં જોતાં જે બે કાર્યવિભાગ સ્ત્રી અને પુરૂષ વચ્ચે પડયા છે તે કાંઇ હલકો કે ભારે સામાજીક દરજ્જો નથી દર્શાવતા. એટલે શીરીનબેન જે એમ ધારે છે કે નોકરીઓ કરવાનો હક્ક મળવાથી સ્ત્રીઓને સમાનતા મળશે તે વ્યાજબી નથી."

"બરોબર છે." મોહનભાઇએ ઉત્સાહમાં આવીને કહ્યું. "ત્યારે આ બધાં સ્ત્રીઓને કમાવાની વાત કરે છે તે ખોટી જ ને ? તેમજ સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર ગૃહમાં છે એટલે આ ધારાસભામાં બેસવાનો જે હક્ક માંગે છે તે પણ બરોબર નથી જ ને ?"

"ના, મોહનભાઇ ! એમ નહીં. સ્ત્રીઓનું કર્તવ્યક્ષેત્ર, સમાજના શ્રેયાર્થે ગૃહ છે એમ તો હું માનું જ છું. પરંતુ ધારાસભા પ્રવેશ અને નોકરી એ બે સરખા ના કહેવાય. સ્ત્રીઓનું કર્તવ્યક્ષેત્ર ગૃહ ખરૂં, પણ તે ગૃહમાં જ સમાપ્ત ના થાય. ઘણીયે સ્ત્રીઓને ફુરસદ હોય છે. તેઓની જરૂર ધારાસભા અને મ્યુનિસિપાલિટીઓમાં છે જ, એટલે એ અધિકાર તેમને મળવો જ જોઇએ. ફક્ત મતાધિકાર નહીં પણ ધારાસભામાં બેસવાનો અધિકાર પણ સ્ત્રીઓને જોઇએ."

હવે શીરીનબાઈ ઉત્સાહમાં આવ્યાં. તે એકદમ બોલી ઉઠયાં : "અરે જ્યાંસુધી સ્ત્રીઓ ધારાસભામાં નહીં હોય ત્યાંસુધી પુરૂષો સ્ત્રીઓને ગુલામીમાંજ રાખશે. જેમ અત્યારે હિંદુસ્થાનમાં અબ્રાહ્મણો અને મુસલમાનો માટે ચુંટણીના ખાસ હક્ક છે, તેવાજ હક્ક સ્ત્રીઓ માટે સર્વ દેશોમાં જોઇયે. વળી દરેક જાહેર નોકરીમાં પણ અમુક

પ્રમાણમાં સ્ત્રીઓ જોઇયે જ. જાહેર નોકરી એટલે જ સત્તા. આ સત્તા શા માટે પુરૂષોનાજ હાથમાં જોઇયે?"

"શીરીન બેન!" કમળાબેન બોલ્યાં, "આ પ્રમાણે સ્ત્રીઓ અને પુરૂષોના જુદા સ્વાર્થ છે એ વાત જ મને તો બરોબર નથી લાગતી. સમાજનું શ્રેય એ સૌનું સાધ્ય હોવું જોઇયે, અને તે સાધવા માટે આપણે પ્રયત્નો કરીયે છીયે. તેમાં જો આ પ્રમાણે રસાકસી થાય તો તો હિંદુસ્થાનમાં હિંદુ મુસલમાનના ઝગડા પ્રમાણે સ્ત્રી-પુરૂષોના ઝગડા જગતમાં વ્યાપી રહે."

"બરોબર છે." મોહનભાઈ બોલ્યા, "સ્ત્રીઓ માટે કમાણીની વાતો કરનાર મૂર્ખ છે."

"કોણ મૂર્ખ છે તે તો કોણ જાણે." કમળા બેને કહ્યું, "પણ એટલું તો ખરૂં કે સ્ત્રીઓ માટે નોકરી કે કમાણી તે ધ્યેય ના હોવું જોઇયે, પણ અત્યારની સામાજીક સ્થિતિમાં હિંદ જેવા પ્રદેશમાં તો, સ્ત્રીઓને કમાણી માટે બની શકે તો કેળવી રાખવી તો જોઇયે જ. જેમ યુદ્ધનો વિનાશ કરવા માટે લઢાઈનાં સાધનો ઘટાડવાને બદલે વધારવા પડે છે, તે જ પ્રમાણે સ્ત્રીઓને કમાણીને માટે તાલીમ હશે, વકીલાત કરવા સામે તેમને પ્રતિબંધ નહીં હોય, તોજ વગર સરસાઇયે, વગર નોકરી કરે, સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય વધશે. પ્રકૃતિથી પુરૂષ કાંઇક જુલ્મી છે, અને કોઈ અસહાય હોય ત્યાં આ વૃત્તિ પ્રધાનપદ લઈ લે છે અને સામાને પરતંત્ર બનાવી દે છે. જેમ રાજ્યોના આ ઇતિહાસ છે, તેમજ સમાજનો પણ આ ઇતિહાસ છે. એટલે જો પુરૂષના રક્ષણ વગર સ્ત્રી પોતાનું પોષણ કરી શકે તેવી સ્થિતિમાં હશે, તો ગૃહજીવનમાં પણ સ્ત્રીનું માન વિશેષ સચવાશે."

"માટે જ અમે ટાઇપરાઈટીંગના શિક્ષણ માટે માગણી કરી છે ને?" શીરીનબાઈ બોલ્યાં.

"એ તમે ખોટું કર્યું છે. એક તો તેમાં કુટુંબજીવનનો ધ્યેય

નથી સચવાતો. વળી એ કેવળ સરસાઇનોજ ધંધો છે, અને વળી તેમાં તો બીજા પણ અનિષ્ટમાં જ જવાનું છે. ટાઈપીસ્ટો જોઈએ વેપારી ઓફીસમાં, અને બધો વેપાર તો પુરૂષોના હાથમાં. તમે લોકોએ જે માંગણીઓ કરી છે તે ફક્ત પુરૂષના દ્વેષથી પ્રેરાઈને. વળી મોહનભાઇએ નીતિ અનીતિની જે વાત કરી તેનો વિચાર પણ આપણે રાખવો જ જોઈયે. " કમળાબેને પોતાનો મત જણાવ્યો.

" ભલે બાઈ ભલે. " શીરીનબાઈ બોલ્યાં, " તમે એટલું તો કબૂલ કરો છો ને કે સ્ત્રીઓને મતાધિકાર મળવો જોઇએ. ધારાસભામાં બેસવાનો હક્ક મળવો જ જોઇયે, તેમજ તેમને વકીલાત વગેરે કરવા સામે પ્રતિબંધ ન હોવો જોઇએ અને સ્ત્રીઓનું કર્તવ્યક્ષેત્ર ઘરમાં સમાપ્ત ના થવું જોઇએ."

" અને કમળાબેન ! " મોહનભાઇ બોલ્યા, " તું એટલું પણ કબૂલ કરે છે ને કે સમાજનું ધ્યેય તો કુટુંબજીવન હોવું જોઇએ, અને સ્ત્રીઓનું કર્તવ્યક્ષેત્ર મુખ્ય તો ઘરમાં જ હોવું જોઇએ. ઘરનું સમાપ્ત થયા પછી અન્ય ક્ષેત્રમાં જવાનો તેને હક્ક રહે એટલું જ. વળી કમાણી કરવા જવું તે કંઈ સ્ત્રીજીવનનો ધ્યેય ના હોવો જોઇયે.

" ભાઈ, આ તો મને જે ઠીક લાગ્યું તે કહ્યું. મને કાંઇ તમારા જેવા વાદવિવાદ કરતાં નથી આવડતા. તેમ હું કાંઇ તમારા જેવી ભણેલી પણ નથી. કોણ જાણે કેમ આજે તમારી જોડે વાતોમાં ખેંચાઇ ગઇ. "

આ દિવસ પછી શીરીનબાઈ પોતાના મંડળમાં જોડાવાને કમળાબેનને આગ્રહ કરવા લાગ્યાં. પરંતુ કમળાબેને તેમ કરવા ચોખ્ખી ના પાડી. પરંતુ દરેક બાબતો સંબંધી શીરીનબાઇ અને કમળાબેન ચર્ચા કરતાં ખરાં. જ્યારે જ્યારે મોહનભાઇ અને શીરીન-બાઇ ચર્ચા કરતા હતા ત્યારે ચર્ચામાં ગરમી બહુ આવતી હતી અને બંને જ્યાં હતાં ત્યાં ને ત્યાં રહેતાં હતાં. પણ મોહનભાઇ કમળાબેન આગળ ચર્ચામાં ઠંડા પડી જતા હતા અને ઘણીયેવાર નિરૂત્તર પણ બનતા હતા.

૩

મોહનલાલના ભાઈ રંગુનમાં રહેતા હતા તે એકાએક માંદા થઇ ગયા. તેમનાં પત્ની કેટલાએક વખત ઉપર ગુજરી ગયાં હતાં. દેશમાં તો તેઓને કોઇની સાથે સંબંધ હતો જ નહીં એટલે તેમણે મોહનભાઈ અને કમળાબેનને રંગુન જવા તાર કર્યો. બંને જણાં ભારે હૃદયે ગયાં. લાંબો રસ્તો અને ભયંકર માંદગી એટલે સ્વાભાવિક ચિંતા થાય જ. પણ અંતે તેઓ વખતસર રંગુન પહોંચ્યાં. મણીભાઈનો અંત સમય નજદીક હતો. તેમને પ્રવિણ અને જયા નામે બે સંતાન હતાં. જયા આઠ વર્ષની હતી અને પ્રવિણને દસમું ચાલતું હતું. મોહનભાઇના પહોંચ્યા પછી મણીભાઇએ તેમની અને કમળાબેનની સાથે ખૂબ વાતો કરી. મણીભાઈ ઘણાજ વિચિક્ષણ પુરૂષ હતા. તેમણે રંગુનમાં ઝવેરાતના ધંધામાં લાખો રૂપિયા પેદા કર્યા હતા. પરંતુ તે ઉપરાંત તેમનું ખાનગી વાંચન ઘણું જ વિશાળ હતું. વળી પોતાનાં બન્ને સંતાનોને તેમણે જાતે જ કેળવણી આપી હતી. મોંટેસરી પદ્ધતિનો અભ્યાસ તેમણે સંપૂર્ણપણે કરીને પોતાના સંતાનોને કેળવવાનું કામ હાથમાં લીધું હતું અને ભલા ભલા શિક્ષણ-શાસ્ત્રીઓને શરમાવે એવું શિક્ષણકળાનું જ્ઞાન તેમણે મેળવ્યું હતું. મોહનલાલને તેમણે કહ્યું:—

“ મોહનભાઈ! મને નથી લાગતું કે આ માંદગીમાંથી હું ઉઠું. હવે તમે અને કમળાબેન અહીં આવી ગયાં છો એટલે મારા જીવને બહુજ નિરાંત થઈ ગઈ છે. મૃત્યુનો મને ડર નથી. મારે જે કાંઇ કરવાનું હતું તે મેં કર્યું છે. દાન તો હાથેજ કરવું એ મારો સિદ્ધાંત છે, અને મારૂં મૃત્યુપત્ર કરેલું છે. તમે બે જણાં આ મારાં બાળકોનાં વાલી છો. કમળાબેનને નામે એક લાખ રૂપિયાનું ટ્રસ્ટ કર્યું છે. મોહનભાઇને પણ એટલીજ રકમ ટ્રસ્ટી તરીકે આપી છે. બાકીનું બધું મારાં બંને બાળકોને સરખે ભાગે મળે. પરંતુ મારો જીવ એ

પૈસા સંબંધી વ્યવસ્થામાં નથી. મારો જીવ તો પ્રવિણ અને જયાના શિક્ષણમાં છે, અને હું તમને એ વાતની ખાસ ભલામણ કરૂં છું."

મોહનભાઇએ આ ચર્ચા લંબાવવી યોગ્ય ધારી નહીં. તેમણે એ બંને બાળકોની કેળવણી તરફ લક્ષ આપવાનું ખાસ વચન આપ્યું. પછી તેઓએ મણીભાઈને શાંત પાડયા અને બને તેટલી દાકતરની મદદ મેળવી, પરંતુ તે બચ્યા નહીં. ગમે તેટલા પૈસા હોય તોપણ મોત આગળ કોઈનું ચાલતું નથી. મહીનો એક ત્યાં રોકાઈ ને, ત્યાંથી બધું સંકેલી લઇ બંને બાળકોને સાથે લઇને તેઓ આફ્રીકા ચાલી ગયા.

આફ્રીકા પાછા ફર્યા પછી મોહનલાલનો જીવ વેપારમાં નહોતો. વિશેષ ધનની તો જરૂર નહોતી. હવે ફક્ત પ્રવિણ અને જયાને–ખાસ કરીને પ્રવિણને–કેળવણી આપવા તરફ જ એમનું લક્ષ હતું. તેમણે શિક્ષણશાસ્ત્રનું પ્રથમ પુસ્તક વાંચ્યું. તેમાં માતૃભાષાની મહત્તા જોઈ. એટલે એમને લાગ્યું કે આમ પરદેશમાં પ્રવિણને સુશિક્ષણ મળી શકે નહી. કાંતો સૌએ મુંબાઈ જવું જોઈયે અથવા પ્રવિણના શિક્ષણ માટે અન્ય ગોઠવણ કરવી જોઈયે.

આને આ વિચાર વારંવાર તેમના મનમાં આવતો હતો. અંતે તેમણે કમળાબેનને કહ્યું:—

"આ પ્રવિણના શિક્ષણનું શું કરીશું ?"

"કેમ ? અત્રે નિશાળો છે ને ? અને કોઈ સારો માસ્તર શોધીએ." કમળાબેન બોલ્યાં, "મને તો જયા માટે ચિંતા થાય છે."

"જયાનું તો સમજ્યા. એને આપણે ઘેર ભણાવીશું. પણ પ્રવિણ માટે અત્રે સારી શાળા નથી કે જરૂરી વાતાવરણ નથી."

"શું જયાને ગમે તે શિક્ષણ ચાલશે ?" કમળાબેને પૂછ્યું.

"હા, એમાં શું ? એને લખતાં વાંચતાં, ઇંગ્લીશ, સંસ્કૃત અને હારમોનીઅમ વગાડતાં શીખવીશું એટલે બસ ! **એ તો છોકરીજ છે ને ?** પ્રવિણની વાત તો જૂદી છે."

"એટલે? એ તો છોકરી જ છે એટલે એને ગમે તેવું શિક્ષણ ચાલશે એમજ ને?

મોહનલાલનો વિચાર કમળાબેન સાથે ચર્ચામાં ઉતરવાનો ન હોતો. શીરીનબાઈ હોત તો જુદી વાત હતી, છતાં ધીમેથી બોલ્યા:

"છોકરીઓની કેળવણીની બાબત છોકરાઓ જેટલી ઉપયોગી તો ના જ ગણાય, એટલું તો ખરૂં કની?"

"મોહનભાઇ! સ્ત્રીહક્ક સંબંધી ચર્ચા અને તે પણ સ્ત્રીઓની સાથે કરવી તમને નથી ગમતી તે મને ખબર છે. વળી સ્ત્રીપક્ષના લોકો સામાન્ય રીતે દલીલો પણ રીતસર નથી કરતા તે પણ મેં જોયું છે; પરંતુ આ બાબતમાં તમારી મોટી ભૂલ થાય છે. મારૂં તો એમ માનવું છે કે છોકરીઓની કેળવણીની બાબત છોકરાઓ જેટલી જ, કદાચ તેથી પણ વધારે અગત્યની છે."

કમળાબેન હતાં એટલેજ મોહનલાલ આ શાંતિથી સાંભળી રહ્યા પછી બોલ્યા:

"તમારી ભૂલ છે. જુવોને રાજકીય સુધારાનો નવો હપ્તો આપણને મળશે તોપણ, રાજવહીવટ, કારોબાર, શોધખોળ, વહેપાર વગેરે દેશહીતનાં બધાં જ ખાતાં પુરૂષોના હાથમાં રહેવાનાં. તેમજ આપણા સમાજની પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં હજારે નવસો નવાણું સ્ત્રીઓ ઘરસંસારમાં જ પડવાની. અત્યાર સુધીની આપણી સ્ત્રી ગ્રેજ્યુએટો શું કરે છે તેની પણ તપાસ કરો, તો મારા કથનને જ પુષ્ટિ મળશે. એટલે પુરૂષને જે કાર્ય કરવાનું છે તે ધ્યાનમાં લેતાં, છોકરાઓની કેળવણીની બાબત, છોકરીઓ કરતાં વધારે અગત્યની છે જ. વળી પુરૂષને માથે કમાવાનો બોજો પણ છે, એટલે એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે."

કમળાબેન આ બધું ધીરજથી સાંભળી રહ્યાં હતાં અને ભાઇની દલીલો સાંભળીને તો તેમના ચહેરાપર પણ જરાક ગરમાટ આવ્યો હતો. તેઓ બોલ્યાં:

"ભાઈ ! હજી તો તમે પૂરેપૂરૂં કહ્યું નથી. તમે કહ્યું તે ઉપરાંત સ્ત્રીઓનો સ્વભાવ અનુકરણ કરવાનો છે. તેઓ કોઈ વાતમાં પહેલ કરી શકતી નથી. તેમને જે કહેવામાં આવે છે તે તેઓ માની જ લે છે. તેઓને હંમેશાં કોઇ દોરનારની, નેતાની, દ્રષ્ટાની જરૂર પડે છે. પુરૂષોમાં સ્વાતંત્ર્ય વિશેષ હોય છે, અને તેઓ નવું પગલું પોતાની મેળે ભરી શકે છે."

"બરોબર, બરોબર, હું તેમજ કહું છું." **મોહનભાઇ** બોલ્યા, "તમે પણ આવુંજ ધારતાં હશો તે હું નહોતો જાણતો. **શીરીનબાઇ** જાણશે તો ખરેખર તમારી સાથે લઢશે. આ ધારણાથીજ હું કહું છું કે જયા તો છોકરીજ છે ને !"

આમ વાત ચાલતી હતી તે વખતેજ **પ્રવિણ** અને **જયા** ત્યાં આવ્યાં. **પ્રવિણ મોહનભાઇ** પાસે જઈને ભરાયો અને **જયા** કમળાબેન પાસે ગઇ. કમળાબેન તેના માથા ઉપર હાથ પસવારતાં બોલ્યાં :

"કન્યાઓની આ ખામીઓને લીધેજ તેમને કેળવણી આપવામાં બહુ સંભાળ રાખવાની જરૂર છે. **શીરીનબેન** અને એમનાં સાથીઓ તો ખામીઓજ કબુલ નહીં કરે, એ તો અવળાં જ લઢશે. એમજં કહેશે કે જેટલું પુરૂષોને તેટલું સ્ત્રીઓને જોઈએ, કારણ કે બંને સરખાં છે. એમની આવી માનસિક સ્થિતિ કરનાર તો પુરૂષ વર્ગના અન્યાયો જ છે. પણ મારે તે સાથે લેવાદેવા નથી. હું તો એમ કહું છું કે કન્યાઓમાં સારાસાર બુદ્ધિ ખીલે અને તુલનાશકિત વધે તેવું જ્ઞાન તેમને ખાસ આપવું જોઇએ. પુરૂષોને જો યોગ્ય શિક્ષણ નહીં મળ્યું હોય, તોપણ તેમાંના કેટલાએક ગમે તે રીતે સાચ્ચો માર્ગ શોધી કાઢશે. તેમનામાં સ્વાભાવિક શોધક બુદ્ધિ હોય છે. પણ કન્યાઓ, સ્ત્રીઓ તો તમે તેમને જેમ વાળશો તેમ વળશે. જ્યાં મુકશો ત્યાંજ રહેશે."

"ત્યારે તેમની પાછળ આટલી બધી મહેનત શા માટે કરવી જોઇયે ?" **મોહનલાલ** બોલ્યા.

કમળાબેનના મોં ઉપર કાંઇક તિરસ્કારનો ભાવ દેખાયો. તેમણે કહ્યું : "પુરૂષ અને સ્ત્રીઓને કેળવણી આપવાના હેતુ ભિન્ન હોય એટલા માટે સ્ત્રીઓને કેળવણી આપવી જ ના જોઈયે, અથવા તો ચાલતું હોય તેમ ચાલવા દેવું તે બરોબર નથી; પરંતુ બેઉના શિક્ષણ-ક્રમમાં ફેરફાર હોવો જોઈયે. ચાલુ ધરેડમાંથી છૂટા શી રીતે થવું તે જ્ઞાનની પુરૂષને જરૂર છે. સાચું દ્રષ્ટિબિંદુ કયું છે, તે સ્ત્રીને શીખવાની અગત્ય છે. કોઈક પ્રયોગ હોય તેની બધી રીત પુરૂષોને શીખવવી જોઇયે, અને સ્ત્રીઓને તેના પરિણામથી માહિતગાર કરવી જોઈયે. પુરૂષો નવું પગલું લઇ શકે છે; પણ તેનાં પરિણામો—તેનાં ફળની સંભાળ—રક્ષા—તો સ્ત્રીઓ જ કરી શકશે. જીવનમાં સ્ત્રીઓ સંરક્ષક તત્વ છે. તેઓ ગૃહની સંભાળ લે છે. સામાજિક રૂઢીઓ અને પરંપરાની તેઓ સંભાળ લે છે. પત્ની—માતા—બહેન તરીકે તેઓ સમાજનું વૈતરૂં કરે છે. તેમને જે માર્ગ ઉપર મૂકશો તે માર્ગે તેઓ ચાલ્યાં કરશે. જો નવા માર્ગ ઉપર નહીં મુકો તો તેઓ—અને પરિણામે આખો સમાજ—જુને માર્ગે જ જશે. એટલે છોકરાઓને ગમે તેવું સુંદર શિક્ષણ આપશો તોપણ જો છોકરીઓને અવગણશો તો તેનું કાંઇ ફળ નહીં આવે. આ અભણ કે અર્ધશિક્ષિત છોકરીઓએ રચેલી સૃષ્ટિમાંજ છોકરાઓને રહેવું પડશે. જયાઓની રચેલી સૃષ્ટિમાં-જ પ્રવિણોનો વાસ છે."

કોઈ ઉત્તમ ભાષણકર્ત્તાને સાંભળ્યા પછી થાય તેવી અસર મોહનભાઇ ઉપર થઈ. થોડીવાર સ્તબ્ધ થયા પછી તે બોલ્યા :

"ત્યારે તમે તો એમ નથી જ માનતા ને કે ધારાસભામાં બેસવાનો હકક મળતાંને વાર જ સ્ત્રીઓની મુક્તિ થઈ જશે ?"

"ના, ના, જરાયે નહીં."

"ત્યારે સ્ત્રીઓને આ બધા હકક મળવાની જરૂર નથી ને ?"

"છે, મતાધિકાર અને બીજા તેવા અધિકારની પણ જરૂર છે.

કારણ કે પુરૂષોનો મત સંબંધીનો ખ્યાલ કાંઈક જૂદો જ છે. જ્યાં સુધી સ્ત્રીઓને મતાધિકાર હશે નહીં ત્યાં સુધી ચુંટણીના આ જમાનામાં સ્ત્રીઓ સંબંધી વિચારો પુરૂષો ગંભીરાઈથી નહિ કરે.”

“સમજ્યો.” મોહનભાઇ બોલ્યા, “સ્ત્રીઓ ધારાસભામાં જઈને ભીડ કરે તે માટે નહીં, પણ મતાધિકારના બળથી પુરૂષોને સ્ત્રીઉપયોગી પ્રશ્નોનો વિચાર કરવાની ફરજ પાડવા માટે આ હક્કની જરૂર તમે ગણો છો. એ વાત જૂદી છે.”

“હા, પણ તમે ‘સ્ત્રીઉપયોગી પ્રશ્નો’ એમ બોલો છો તે બરોબર નથી. સ્ત્રીહક્ક પણ સમાજના લાભ માટે જ છે. એટલે આ પ્રશ્નો સંબંધી પુરૂષો કે ધારાસભાઓ વિચાર કરે તે પણ સમાજ-હિતને સારૂ જ. જુવોને એક દાખલો લ્યો. કોઇ પુરૂષ સાહસ કરી, દેશ પરદેશ વેઠી ધન મેળવે, પણ તેની સંભાળ કે યોગ્ય વ્યવસ્થા કરનાર કોઈ હોય નહીં તો ભોગવાશે શી રીતે? પુરૂષ શોધો કરશે પણ સ્થિરતા વિના કાંઇ જ સાધી શકશે નહીં. સ્ત્રીઓમાં યોગ્યતા આવી હશે તો આ શોધો શોભાવશે. આ રીતે પુરૂષ અને સ્ત્રીઓ તો બે બેલડીઓ છે. એકથી જ સમાજ કદી આગળ નહીં વધે.”

હવે જ મોહનલાલને ખ્યાલ આવ્યો કે કેવળ સ્પર્ધા કે સરસાઇથી જ સ્ત્રીહક્કની લડત કરનાર તેની બહેન નથી, પણ સ્ત્રીઓ સંબંધીના તેના સર્વ વિચારો જનહીતના પાયા ઉપર જ રચાયા છે. એક આર્ય સ્ત્રીની નૈસર્ગિક ભાવના પ્રમાણે તે કહે છે કે સ્ત્રીઓ પુરૂષ કરતાં કાંઈ સ્વભાવે નરમ, અનુકરણશીલ અને ઘરરખુ છે, અને તે કારણથી જ તેમને માટે વધારે સંભાળથી કેળવણીની વ્યવસ્થા થવી જોઇએ. આ દ્રષ્ટિબિંદુથી તેણે આ પ્રશ્નનો વિચાર જ નહોતો કર્યો. આ વિચારો આવતાં પોતાની બહેન માટે તેનું માન વધ્યું.

કમળાબેને આ ફેરફાર જોયો. એટલે વળી શાંતિથી બોલ્યાં : “જુઓ ભાઈ, પ્રાચીનકાળમાં સ્ત્રી સમક્ષ સ્પષ્ટ આદર્શો હતા. પુરૂષ

પોતાનું સ્થાન જાણતો અને સ્ત્રી પોતાનું. બંનેના ધર્મ, ધોરણો અને સ્વભાવ બરોબર જણાયલાં હતાં. પેઢીધરના કૌટુંબિક આદર્શોની વાતો સ્ત્રીઓ સારી રીતે જાણતી હતી, અને આ આદર્શો પોતાના કુટુંબોમાં જાળવતી. પણ અત્યારે સ્થિતિ બદલાઇ છે. પશ્ચિમ આખું હિલોળે ચઢ્યું છે. અમેરિકાને પરંપરાનો પ્રાચીન ઇતિહાસ જ નથી એટલે ત્યાં નવા આદર્શો ઘડાયા છે, અને હિંદમાં તેની વાતો આવી છે. એટલે આપણે ત્યાં પૂર્વ અને પશ્ચિમ બંનેના આદર્શો અથડામણમાં આવ્યા છે અને સમાજની અનિશ્ચિતતા વધી છે. અહિં સંસ્કૃત અને અંગ્રેજી ભાષા સાથે જ ભણાઈ. રાજકર્તા કોમની રહેણીકરણીનું સહજ અનુકરણ થવા લાગ્યું. લડાયક મતાભિલાષિણીઓની વાતો વંચાઈ અને સાથે પ્રાચીન કથાઓ પણ જળવાઈ. દમયંતી, સીતા, આદિની કથાઓ પણ રહી. ઝનાનાના કે મલ્લાઝાના ખ્યાલોની રહીસહી અસરો હજી નથી ભુંસાઇ. પણ સંયુક્ત કુટુંબ અણગમામાં આવ્યું. માથેરાન, મહાબળેશ્વર જેવે સ્થળે હોટેલ જીવનના અનુભવ મળવા લાગ્યા. આ પ્રમાણે જાતજાતના પરસ્પર વિરોધિ પ્રવાહો અત્યારે વહે છે. જીવનકલહ, મોંઘવારી અને ખર્ચાળપણાના સ્વભાવો લગ્નની ભાવનાનાં મૂળ જ ખોદી રહ્યા છે. અજ્ઞાન અને કુરૂઢીઓને લીધે સામાજીક અત્યાચારો પ્રવર્તે છે. આવાસમાજમાં કન્યાને–સ્ત્રીને–બિનકેળવાયલી કે અર્ધકેળવાયલી, સમાજપ્રવાહમાં ધકેલશો તો તે કેમ પાર ઉતરશે ? જેઓ સ્ત્રીસ્વાતંત્ર્યની વિરૂદ્ધ થાય છે, તેમને ખબર નથી કે સ્ત્રીઓ અત્યારે અનિયંત્રિત થઈ જવાનો સંભવ થતો જાય છે. જુના આદર્શોનો દાબ તેમના ઉપર નથી. રૂઢીનું રાજ્ય નબળું પડતું જાય છે. તેઓ ગૃહ વિનાની થતી જાય છે. બાળલગ્નને લીધે અને બીજાં કારણોથી અસંખ્ય વિધવાઓ તો ગૃહ–કુટુંબ–વિનાની જ છે. એટલે નવીન ભાવનાઓ, નવીન આદર્શો, સમાજસેવા આદિની ભાવનાઓ, જાહેર ચળવળમાં ભાગ લેવાની ભાવનાઓ જો સ્ત્રીઓમાં વેળાસર નહીં પ્રકટાવો તો તેઓ નિરંકુશ બનશે. આ નવી હીલચાલમાં હું તો સ્ત્રીઓ માટે અંકુશ જોઉં છું. ”

મોહનલાલ તો વિસ્મય પામીને કમળાબેનના સામું જ જોઈ રહ્યા. કાંઈક સંમતિનો હુંકારો પણ આપ્યો. અજાણ્યે જયા તરફ તેમણે હાથ લંબાવ્યો અને એક હાથ પ્રવિણ ઉપર અને બીજો જયા ઉપર નાંખી વિચારગ્રસ્ત બેઠા. સ્હેજ હસીને કમળાબેને કહ્યું :

" આપણે સામાન્ય વાતોમાંથી આડા ઉતરી ગયા, પણ આપણી જયાનોજ વિચાર કરોને. તમે તેના ભવિષ્યનો વિચાર કર્યો છે ? "

" ના, એ તો મેં નથી કર્યો. " મોહનલાલ બોલ્યા.

" પ્રવિણ સંબંધી તો તમે પૂરો વિચાર કર્યો છે. એ શો ધંધો કરશે તેનો વિચાર પણ તમે કર્યા છે. તેને યોગ્ય કેળવણી શી રીતે મળે તે માટે તમે તજવીજ કરો છો. પણ જયાનું કાંઈજ નહીં ? "

" પણ જયા તો છોકરીજ છે ને ? એનાં તો લગ્ન થશે ને ? એના પતિનો ધંધો જાણ્યા વિના એને કાંઇ ખાસ કેળવણી ઓછી જ આપી શકાય ? "

" ના, એમ ના કહો. છોકરીઓ સંબંધી કોઇ પુરેપાધરો વિચાર જ નથી કરતું. એ તો છોકરી જ છે ને એમ કહી કરે તો વિચાર માત્ર તેમના લગ્નનો જ ! પછી કાંતો તેમને અથડાઇ કુટાઇને થોડાં વર્ષ નિશાળે મોકલવી અને પછી ઘેરની ઘેર. નિશાળમાં પણ છોકરાઓના જેવીજ દોષપૂર્ણ કેળવણી તેમને આપવાની. પરિણામે તે કેળવણી સ્ત્રી વર્ગને જરાયે આકર્ષક થતી નથી, અને સ્ત્રીઓના અજ્ઞાનના ટકા એટલાને એટલાજ રહે છે. પરંતુ જયાને સમાજમાં શું કરવાનું છે, તેના ઉપર શી શી આશાઓ છે, તેનાં શાં કર્તવ્ય છે, વગેરેનું શિક્ષણ એને કોણ આપશે ? પ્રવિણ પચીસ વર્ષની ઉમર સુધી ભણશે, પણ જયા તો સોળ વર્ષમાં બૈરી બની જશે. સમાજ એની પાસેથી અમુક જાતના વર્તનની આશા રાખશે. એનામાં વળી સ્ત્રીપણું—માતાપણું—આવશે. નવી જોખમદારી ઉભી થશે. પણ તે માટે તેને તૈયાર કરવામાં નહીં આવી હોય તો પછી શું થાય, તે તો પ્રભુ જાણે. "

" પણ જયાની શી ફીકર છે ? એને તો ઘણું ધન મળવાનું છે."

" ધનથી કાંઇ બધું પૂરૂં ના થાય. ધનથી ગરીબાઇ જાય, જ્ઞાન ના મળે. એને સંસારનું, માતૃત્વનું શિક્ષણ પણ આપણી શાળાઓ નથી આપતી. એટલું જ્ઞાન તો જંગલી લોકો પણ પોતાની પુત્રીઓને આપતા હતા ને ? "

મોહનલાલ કાંઈ બોલ્યા નહીં. ફક્ત સંમતિમાં માથું જ હલાવ્યું અને કમળાબેને આગળ ચલાવ્યું :

" અને આવી અશિક્ષિત જયા કોઈક જુવાનીઆ સાથે લગ્ન કરી સંસાર માંડશે. અને તમે પ્રવિણનો જ વિચાર કરો ને ! તમારા પ્રવિણ માટે પણ આવી જ, આવી વ્યવહારના અર્ધશિક્ષિત સંસાર-વ્યવહારના જ્ઞાન વિનાની જયા આવશે. તમારી સંભાળભરી કેળવણીનું ફળ આવી જયા સાથે પરણીને પ્રવિણ શું મેળવી શકશે, તેનો કાંઈ ખ્યાલ કર્યો ? "

મોહનલાલનું ગળું સૂકાયું. જરા ખુંખારો કર્યો. આ શુષ્ક વાતોમાં રસ ન પડવાથી બંને બાળક બહાર રમવા જતાં રહ્યાં.

" એ જયા તમારા પ્રવિણને મન તો દિવ્ય હશે, સર્વસ્વ હશે, જીવનપ્રાણ હશે, પણ એને બિચારીને પોતાના કર્તવ્યોનું ભાન જ નહીં હોય. બંનેને સામાન્ય આનંદો અને મોજમઝા એજ કર્તવ્ય થઈ જશે. પ્રવિણના જીવનકાર્યમાં જયાને રસ નહીં હોય અને જેમ પ્રવિણનું કાર્ય વધુ લોકોપયોગી તેમ જયાનો રસ તેમાં ઓછો. અને જયાને તો જીવનકાર્ય જેવું કાંઈ હશે જ નહીં. આમ થોડાં વર્ષો વહી જાય, મોજમઝામાંથી પણ આનંદ વહી જાય, પછી નિરાશાવાદી અને વિચિત્ર વિચારોવાળી સ્ત્રી, તે પાંત્રીસ વર્ષની ઉમરમાં થઈ જાય તેમાં કાંઇ નવાઇ છે ? જો કાંઇક બુદ્ધિ ખિલેલી હશે તો તે પોતાની સ્થિતિ ને પુરૂષોના જુલમોનું પરિણામ કલ્પી, સ્ત્રીહક્કની વાતો કરવા માંડશે. નહીં તો ચીઢીયણ, વહેમી, ધર્માંધ, અને નિરાશ સ્ત્રી બનશે.

ભરજુવાનીમાં જો સ્ત્રીઓ આવી થશે તો સમાજને કેમ ઉદ્ધારશો ? બોલો. "

" આ વિચાર નવા લાગે છે પણ ખરા જણાય છે ! આ રીતે મેં કન્યાકેળવણીના પ્રશ્નનો વિચાર કદીયે નથી કર્યો. "

મોહનલાલ ઉઠયા અને તેમણે આમતેમ આંટા મારવા માંડયા. " ખરેખર, કેળવણી–યોગ્ય કેળવણી ઉપરજ સમાજનો આધાર છે. કેળવણી મનુષ્યને તેનું યોગ્ય સ્થાન બતાવે છે, અને તે માટે તેને લાયક બનાવે છે. ભવિષ્યના ગર્ભમાં કેટલી શકયતાઓ છે તે બતાવીને તે માટે મનુષ્યને પ્રયત્ન કરતાં કેળવણી શીખવે છે. કેળવણી તો જીવન –પ્રવેશ–મંત્ર હોવો જોઇયે. મંત્ર એ શબ્દ મને ઠીક લાગે છે. અને પ્રવિણના શિક્ષણ માટે જે જે વિચાર હું કરૂં છું તે બધા જયાની કેળવણી માટે પણ મારે કરવા જ જોઇયે. એવી જયા વગર પ્રવિણ પણ અડધો જ કેની ? અને એક અડધીયું ગમે તેવું રોબડ હોય તો પછી બીજા અડધીઆ માટેના બધા વિચાર કરેલા નકામા જ ને ? સમાજમાં પણ સ્ત્રીઓ અડધોઅડધ. તેઓ જો હેતુ વિના જીવન ગાળે તો ગમે તેવા સુંદર કેળવણી પામેલા પુરુષો પણ શી પુનર્ઘટના કરી શકશે ?

" હવે મને ખ્યાલ આવે છે કે સ્ત્રીકેળવણીનો પ્રશ્ન આ રીતે જ વિચારવાનો છે. સ્ત્રીઓમાં રચનાશક્તિ નથી, તેઓ કાંઈ નવું પગલું ભરી શકશે નહીં. તેઓનો આધાર અનુકરણ ઉપર છે. પારકે રંગે જ તેઓ રંગાવાની છે, તેમનામાં રંગ નથી. એ બધી મારી દલીલો ખરી પણ તમે મને નવું જ દ્રષ્ટિબિંદુ આપો છો. ઉપરની ત્રુટીઓને લીધે જ સ્ત્રીઓને ઉત્તમ રંગ–કીંમતી રંગ–યોગ્ય રંગ આપવાની જરૂર છે. તેઓ નવું પગલું જાતે ભરી શકે તેવાં ના હોય આપણે તે ભરાવવું જોઈયે. "

કાંઈક આનંદ, સંતોષ અને સંદેહથી આ સર્વ કમળાબેન સાંભળતાં હતાં. નવા ચાલતા શીખેલા બાળકને ધીમે ધીમે પગલાં ભરતું

જોઇને માતાની જેવી સ્થિતિ થાય તેવી કમળાબેનની હતી. હમણાં લડી પડશે કે કેમ એવો સંદેહ તેમના મનમાં રહેતો હતો. મોહનભાઇએ આ નવી દૃષ્ટિ ખરેખર ગ્રહણ કરી હતી કે કેમ તેનો તેમને શક હતો. પણ વળી મોહનભાઈનું નિશ્ચયાત્મક બોલવું સાંભળી તેમને સંતોષ થયો.

" આ નવા વિચારથી મારૂં કાર્ય બેવડું થાય છે. હજી પ્રવિણ માટે તો સંતોષકારક કેળવણીની સંસ્થા હું શોધી શકયો નથી, તે સાથેજ મારે જયાની કેળવણીનો પણ વિચાર કરવો પડશે. તેને આદર્શ આપે, તેને પોતાનો કર્તવ્યમાર્ગ બતાવે, તેને તે માટે કેળવે, અરે તેને જીવન-પ્રવેશ-મંત્ર ભણાવે તેવી કેળવણી આપનારી સંસ્થાની શોધ કરીશ. આવા સ્ત્રીશિક્ષણ વગર પુરૂષજીવન પાંગળું જ રહે. "

૪

હવે મોહનલાલને પ્રવિણ અને જયાના શિક્ષણનાજ વિચાર આવવા લાગ્યા. ધન તેમની પાસે પુષ્કળ હતું અને આફ્રીકામાં તેમનું દીલ ચોંટતું નહોતું એટલે વેપારની વ્યવસ્થા કરી, તેઓ સૌને લઇ મુંબાઇ આવ્યા. પરદેશમાં રહેલાઓને મુંબાઇનો આ અતિ કોલાહલ એકદમ ના જ રૂચે. એટલે તેમણે એક પરામાંજ રહેવાનું રાખ્યું અને પછી કેળવણીની સંસ્થાઓની મુલાકાત લેવા માંડી.

પ્રવિણ માધ્યમિક શિક્ષણ સુધી આવી પહોંચ્યો હતો, એટલે તેમણે પ્રથમ સરકાર તરફથી ચાલતી નિશાળની મુલાકાત લીધી. પ્રીન્સીપાલ સાહેબને જઇ તે મળ્યા. કાંઈક બેદરકારીથી, જાણે ઉપકાર કરતા હોય તેમ, તેઓએ મુલાકાત આપી. મોહનભાઈ કાંઇક વાત છેડવા ગયા એટલે એ તરત જ બોલ્યા : "અત્રે હમણાં નવો વિદ્યાર્થી લઈ શકાશે નહીં. હમણાં અમારી મુકરર થયેલી સંખ્યા પુરી થઇ ગઇ છે."

મોહનભાઇએ કહ્યું કે, " ફીકર નહીં. પણ મુંબાઇમાં-ની કોઈ ઉત્તમ સંસ્થા સંબંધી મને કાંઇક માહિતી આપશો તો બસ છે. " પોતાની શાળાનો ક્રમ કયા ધ્યેય ઉપર રચાયલો છે એવા પ્રશ્નોનો સીધો ઉત્તર આપવાને બદલે

તે બોલ્યા : " અમારો શિક્ષણક્રમ સેનેટરોના મગજના વ્હેંજા ઉપર રચા-યલો છે પાઠય પુસ્તકો : પ્રકાશકોની લાગવગ ઉપરથી નિર્ણિત થયેલાં છે, અને શિક્ષકો ડીરેકટરની ઓફીસમાં મિત્રો હોય તે ઉપરથી બદલાય છે." આમ કહીને પોતાને ખાતામાં થયેલો અન્યાય વર્ણવવા એ બેસી ગયા. તેમજ દરેક વર્ગમાં શિક્ષકો કેવી રીતે બદલાય છે તે જણાવ્યું અને પછી કહ્યું કે "આ બધાં પુસ્તકોમાં કેળવણીની નવી નવી રીતો સંબંધી લખે છે એ બધું માનવા જેવું નથી. જેમ ભણાવીએ તેમ છોકરાં તો ભણે અને મોટા થઇ કર્માનુસાર તેમની ચઢતી થાય."

આ તત્વજ્ઞાન સાંભળી મોહનલાલને કંટાળો આવ્યો. પછી તેમણે ખાનગી વહીવટની શાળાઓ જોઈ. ત્યાં વણિક બુદ્ધિ પ્રધાનપદે હતી. વર્ગોમાં છોકરા ઠાંસેલા હતા. શિક્ષકો સવારમાં ખાનગી ભણાવતા હતા અને યંત્રવત્ વર્ગ ચલાવતા હતા. વિદ્યાપીઠના ક્રમ ઉપર મોહનલાલને કંટાળો હતો. તેમાંયે આ સંસ્થાઓ જોઇ એટલે તેમણે બીજી તરફ લક્ષ દોડાવ્યું. ગુરૂકુળ અને રાષ્ટ્રિય શિક્ષણ સંસ્થા આ બેજ બીજી સંસ્થાઓ હતી. આ માટે તે અમદાવાદ અને છેક હરદ્વાર સુધી ગયા. કેવળ સ્વયંસેવક બનવા માટે રાજકીય દૃષ્ટિથી અપાતા જ્ઞાનને મોહનલાલ કેળવણી તરીકે સ્વીકારી શકયા નહીં. જો કે માતૃભાષાદ્વારા શિક્ષણ તથા અમુક પાઠય પુસ્તકો વગેરે બાબતો રાષ્ટ્રીય વિદ્યાપીઠમાંની તેમને બહુ પસંદ પડી. હરદ્વારનો ક્રમ પણ દેશપરદેશ ફરેલા મોહનલાલને ના ગમ્યો. તેમને લાગ્યું કે જ્યાંસુધી સકળ પરિસ્થિતિમાંથી અર્વાચીનત્વ દૂર ના કરી શકાય ત્યાંસુધી આ ગુરૂકુળની ઢબ ચાલી નાજ શકે. આ રીતે પ્રવિણની બાબતમાં તે કેવળ નિરાશ થયા.

હવે કમળાબેનની મદદથી તેમણે જયા માટે તપાસ શરૂ કરી. તેમાં તો તેમને તેથી પણ વધુ નિરાશા મળી. કન્યા હાઇસ્કુલો જોઈ. કોઈ ઠેકાણે બંગાળી કે યુરોપીયન મુખ્ય શિક્ષિકા, અરે પારસી બાઇઓ પણ હિંદુ કે ગુર્જર સંસ્કૃતિ અને અર્વાચીન સમાજની પરિસ્થિતિથી અજ્ઞાન મૂખ્ય શિક્ષિકા હતી, અને તેઓને હાથે મુંબઇ

વિદ્યાપીઠનો અધકચરો યા ભૂલોથી ભરેલો અભ્યાસક્રમ શીખવાય એટલે કેવું પરિણામ આવે ?

પુના મહિલા વિદ્યાપીઠની પણ તેમણે પૂર્ણ તપાસ કરી. તેમાં અર્વાચીન કેળવણી સામે બંડનાં બી હતાં, પણ તેનો વહીવટ કરનાર લોકો બંડ કરનારા જેવો જુસ્સો નહોતો ધરાવતા. એટલે તેમને નિષ્ફળતાજ મળી હતી, અને ધીમે ધીમે ભુલથી ભરેલી જુની મુંબઈ વિદ્યાપીઠનું ગુલામી અનુકરણ અજાણતા તેઓ કરતા હતા. પરિણામે આખા સમાજમાં સ્ત્રીશિક્ષણ–સ્ત્રીઓના માધ્યમિક શિક્ષણ–પ્રત્યે પૂર્ણ પ્રમાદ દેખાતો હતો. મુંબઈ જેવા સ્વતંત્રતા અર્પતા શહેરમાં–સામાજીક બંધનો ઢીલા કરી નાંખનાર શહેરમાં–કેવળ ગણત્રી પુરતી ગુર્જર કન્યાઓ માધ્યમિક શિક્ષણ લેતી હતી. ગુર્જર સમાજના ભવિષ્યના વિચારથી મોહનભાઇ અને કમળાબેન કંપ્યાં.

“ જુઓ, ” કમળાબેન બોલ્યાં, “ તમારા ગુર્જર પ્રવિણોનો સંસાર કેવો થશે ! તેઓ પોતાના આદર્શો કોની મદદથી સાધશે ! આ તો મુંબઈની સ્થિતિ છે, દેશાવરમાં તો વળી કેવુંય ઉતરતું હશે! !”

“ કમળાબેન ! તમારી વાત સાચી છે. મારૂં હૃદય શોકથી ભરાઈ જાય છે. પણ...” આટલું કહેતાં મોહનભાઈની આંખમાં ચળકાટ આવ્યો : “ પણ હું પ્રતિજ્ઞા કરૂં છું કે મારૂં ધન અને મારૂં જીવન હું આ સ્થિતિ બદલવામાં વ્યતિત કરીશ, અને તમારી મદદથી પ્રવિણો અને જયાઓને ઉત્તમ શિક્ષણ મળે તે માટે મથન કરીશ. ‘એ તો છોકરીજ છે ને ?’ એવી જે ભાવના આપણા સમાજમાં રૂઢ થઇ ગઈ છે તેને નિર્મૂળ કરવા હું પ્રયત્ન કરીશ. ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં પણ સ્ત્રીજીવનને ના વિસરાય એ હું જોતો રહીશ.”

૨

# ઊંઘ વિનાની

પાનકી, બાબા માટે રાખેલી પોયરી, તેર વરસની ઉમરની બાબાના ઘોડીયાને હીંચકો નાંખે છે. અને ગણગણે છે:

" હાલોને હાલો, ભાઇને ઘોડીયામાં ઘાલો;
હાલ, હાલ. "

રાતના બળતો રાખવાનો નાનો દીવો એક ખુણામાં ઝીણી વાટે બળે છે, એક ખુણે વળગણી છે તેના ઉપર "બાબા" નાં લુગડાં લટકે છે. થોડાં બળોતીયાં સુકાય છે. બત્તીને લીધે આ લુગડાના કાળા–ઝાંખા પડછાયા પડે છે, અને પવનથી લુગડાં હાલે છે, તેની સાથે પડછાયા પણ હાલે છે. આખી ઓરડી નિર્જીવ જેવી લાગે છે. કંઇક બીહામણીએ ખરી, અને વળી ગંધાતા ખોરાકની વાસ પણ ત્યાં આવે છે. " બાબો " રડે છે. કેટલાએ વખતથી રડયા જ કરે છે. રડી રડીને એનો ઘાંટોએ બેસી ગએલો લાગે છે, અને તોપણ રડે છે. ક્યારે છાનો રહેશે તે કોણ જાણે ? અને પાનકી તો ઉંઘરાટી થઇ ગઈ છે. આંખો મીંચાઇ જાય છે. માથું સુમ થઇ જાય છે. ડોક દુઃખે છે. આંખ ઉઘાડી નથી રખાતી. હોઠ પણ ચોંટી જાય છે. મોં કોરૂં પડી ગયું છે. પોતે કયાં તે પણ ભુલાઈ જવાય છે.

છતાંએ ધીમે ધીમે ગણગણાટ ચાલુ જ છે.

" ખીચડીમાં ઘી થોડું,
ભાઇ કહે બરણી ફોડું; હાલ, હાલ. "

ઓરડીના ખુણામાં ઉંદર ચીં ચીં બોલે છે. ઘોડીયું કકડ કકડ અવાજ કરે છે. જોડેની ઓરડીમાંથી શેઠનાં નસકોરાં મોટો અવાજ કરે છે, અને હાલરડાનો ગણગણાટ ચાલુ જ છે. પાનકીના મગજમાં આ બધું રાત્રિના–નિદ્રાના–મધુરા સંગીત જેવું લાગે છે. જો અત્યારે એ લાંબી થઇને પથારીમાં સુઇ જાય તો આ કેવું મધુરૂં લાગે? પણ હમણાં તો તેને જાગતા રહેવાનું છે. આ મીઠાશ અત્યારે તેને ઝેર જેવી લાગે છે. કદાચ જો ઉંઘી જાય તો શેઠ-શેઠાણી એને જરૂર મારે.

દીવાની વાટો ઝબુક ઝબુક થાય છે. પડછાયા નાના મોટા બને છે. અર્ધ જાગ્રત અવસ્થામાં પાનકી તેમાં કંઈ કંઈ દેખાવો જુએ છે. જાણે વાદળમાં કાળાં વાદળાંઓ એકએકની પાછળ દોડે છે અને "બાબા"ની માફક ચીસો પાડે છે. પછી જાણે વાદળમાં રસ્તો દેખાય છે. તેમાં કીચડ છે. તેના ઉપર લોકો અને ખટારા જતા દેખાય છે. પવન પુષ્કળ વાય છે. બધાં લોકો, જાનવર, ખટારા સૌ કીચડમાં આડા પડે છે. " શું કરવા તેઓ આમ કરતા હશે?" એવો પ્રશ્ન પાનકીના મનમાં આવે છે. તરતજ ઉત્તર પણ તૈયાર છે: " ઉંઘવા ઉંઘવા. " એ બધા જ ઉંઘે છે. તારના દોરડા ઉપર બેઠેલા કાગડા અને કબુતર "બાબા"ની માફક ચીસો પાડે છે. તોપણ તેઓ તો ઉંઘે જ જાય છે.

ભાઇ મારો ડાહ્યો,
પાટલે બેસીને નાહ્યો. હાલ, હાલ.

વળી પાછી પાનકી ગણગણે છે. એને એનું ગામડાનું ઝુંપડું યાદ આવે છે.

એનો બાપ ધમલો એક ખૂણે પડયો છે. એના પેટમાં સખત દુખાવો થાય છે. એ આવે છે. જોડે કોઈ છે. શેઠને ત્યાં એક દાક્તર

મહેમાન હતા. તે જોવા આવ્યા છે. વીજળી દીવાસળી ખોળે છે. કેમે કરી હાથ લાગતી નથી. એટલામાં દાક્તરે પોતે જ ખીસામાંથી દીવાસળી કાઢી વળી વીજળી મીણબત્તી ખોળવા લાગી. કેટલીએ વારે એક નાનો ટુકડો જડયો, તે ચેતાવ્યો. પછી દાક્તરે ધમલાને તપાસ્યો. ધમલો કહેઃ "સાહેબ! હવે કંઇ તપાસવાનું નથી. મારા દહાડા પૂરા થયા છે." દાક્તરે કહ્યુંઃ "એવું કંઈ નથી, પણ તારે ઇસ્પીતાલમાં જવું પડશે." વીજળીએ કહ્યું કે અમે એને શી રીતે લઇ જઇશું? ત્યારે દાક્તરે કહ્યું કે હું શેઠ પાસેથી ગાડી મોકલાવું છું. પછી ગાડીમાં ધમલાને ઇસ્પીતાલમાં લઇ ગયા. વિજળી પણ જોડે ગઈ. પાનકી બીજે દિવસે સવારે ઈસ્પીતાલમાં ગઈ. ત્યાં એને બાળક રડવાનો અવાજ આવ્યો. અને જાણે કોઈ હાલરડું ગાતું હોય તેમ લાગ્યું, અને જાણે ગાનારનો અવાજ પોતાના જેવો જ હતો.

"ભાઇના હીંચકે હીરની દોરી.
હાલ. હાલ."

એટલામાં વીજળી એને મળી. એણે કહ્યું કે દાક્તરે રાત્રે વાઢકાપ –ઓપરેશન કર્યું. બધું ઠીક હતું, પણ સવારે તારા બાપ દેવલોક થઇ ગયા. દાંક્તરે કહ્યું, વહેલા આવ્યા હોત તો બચત......

વીજળી પોતાને ઝુંપડે પાછી જાય છે. ત્યાં રડાકુટ કરે છે. પાનકી પણ સ્તબ્ધ બની ગએલી હોય છે, અને બધું જોઇજ રહે છે. તે આંખ ઉંચી કરે છે તો વિચારસૃષ્ટિ–સ્વપ્નસૃષ્ટિ જતી રહે છે, અને સામે જ એનો શેઠ વિકરાળ સ્વરૂપે ઉભેલો દેખાય છે.

"બાબો રડે છે અને તું ઉંઘ્યા કરે છે?" એમ કહીને એક તમાચો જોરથી લગાવી દે છે. પાનકીનો ગાલ ઝણઝણે છે, મગજ પણ ઝણઝણે છે અને ઘોડીયાની દોરી ખેંચે છે અને વળી ગણગણવા માંડે છે:

"ભાઇ મારો કયાં ગયો,
રાજવાડીએ રમવા ગયો. હાલ, હાલ."

પરંતુ થોડી જ વારમાં પાછા પેલા પડછાયા હાલે છે. પાછાં પેલાં વાદળાં દોડે છે, અને થોડી વારે વાદળાં, પંખી, પશુ અને માણસો બધાં જ સુંવાળા કાદવમાં સુતેલાં દેખાય છે. પાનકીને પણ બહુ જ ઉંઘ આવી ગઇ છે. બાજુમાંજ તેની માતા છે. એનો બાપ ઇસ્પીતાલમાં મરી ગયા પછી ઝુંપડું ખાલી કરી મા દીકરી બંને શહેર તરફ આવવા નીકળ્યાં. બીલીમોરા જઇશું તો કૈં નોકરી મળશે. ધસ્યાં ધસ્યાં જાય. રસ્તે ભીખ માગે અને રાત્રે ગમે ત્યાં પડી રહે. એની માએ કોઇની પાસે હાથ લંબાવ્યો અને બોલી :

"દયાની ખાતર કૈં આપો, કાલનાં ભૂખ્યાં છીએ." પાનકી તો સ્તબ્ધ થઇને જોઇ રહી હતી. મળશે કે નહીં એ વિચારમાં જ હતી. એટલામાં એક પરિચિત અવાજ સંભળાયો :

"બાબા"ને આમ લાવ."

પાનકીને કૈં સમજ પડી નહીં. અહીં વળી બાબો કયાં છે? તરત જ પડખામાં લાત પડી.

"ઢોરની માફક ઉંધ્યા કરે છે? બાબો રડી રડી માંદો થશે તેનુંએ ભાન નથી? ઉઠ."

હવે પાનકી સમજી, આંખ ઉઘડી ગઇ. રસ્તો નથી, માતા નથી, દાન આપનાર નથી. બાબાના રડવાથી બાઈ જાગી ઉઠયાં. હવે ભોગ લાગ્યા. માએ બાળકને ધવડાવ્યું, પંપાળ્યું અને થોડીવારે છાનું રાખીને પાછું ઘોડીઆમાં સુવાડયું. પછી કહ્યુ. "હવે જરા ધ્યાન રાખજે. ઘોડીયું હલાવીશ તો બાબો તરત ઉંઘી જશે."

બાઇ ગયાં. હજી પાનકીનું મગજ સ્પષ્ટ વિચાર કરી શકતું નહોતું. સ્વપ્નું કયું હતું? મા સાથે ફરતી હતી, અને ભીખ માંગતી હતી તે કે બાળક ઉંઘાડતી હતી અને નોકરી કરતી હતી તે? છતાંય તેણે આમ તેમ જોયું. મીણબત્તીનો પ્રકાશ ઝાંખો થતો હતો.

પાનકીએ ઘોડીયું હલાવવા માંડયું. પણ આખું મગજ ભમતું હતું. ઘોડીઆના પાયા ઉપર માથું દબાવ્યું, અને જોરથી હીંચકા નાખવા માંડયા. કૈં કરતાં ઉંઘ કે સ્વપ્નાં દૂર થાય છે? પણ ના. ફરી પાછી આંખ ઘેરાવા લાગી. ફરી વાદળાં દોડવા લાગ્યાં અને ફરી આખું જગત કીચડમાં સુવા લાગ્યું.

"પાનકી, સઘડી ચેતાવ." બાઈની બૂમ પડી. હવે પાનકી ખરેખરી જાગી. શું વહાણું વાયું? ચહા મૂકવાની વખત થઈ! એકદમ ઉઠી સઘડી સળગાવી. રસોઇની તૈયારી કરી. પણ જાણે યંત્રની માફક બધું કરતી હતી. રોજની ટેવથી જ કામ થતું હતું. ઘણીવાર હાથમાં કોલસા હોય ને ઝોકું આવી જાય. સાવરણી હાથમાં ને હાથમાં રહી જાય, પણ એમ ને એમ કામ ચાલ્યું. બટાકા છોલી આપ્યા. નીસા ધોઇ આદુ મરચાં વાટયાં. નહાવાનું પાણી મુકયું. વચમાં વચમાં કૈં કામ રહી જાય તો શેઠાણી ટોકેઃ "પાનકી! જો શેઠને જવાનો વખત થયો, બુટ સાફ કર્યા? જો બાબાનું ઘોડીયું હલાવતી આવ તો! ચોકડી જરા ઇંટ ઘસીને ધોઈ નાખ તો!"

આમને આમ બપોર થયા. લુગડાં ધોયાં, વાસણ માંજ્યાં, અને યંત્રવત્ ખાધું. ત્યાં વળી બાઈ બોલ્યાં: "પાનકી! આજે શનિવાર છે. શેઠ વહેલા આવશે માટે ચહાની તૈયારી રાખજે હોં."

સઘડીમાં કોલસા ભર્યા. તપેલી ઢાંકણ તૈયાર કર્યા. ગળેલું પાણી ભર્યું એટલામાં શેઠ આવ્યા. ચહા મુકાઇ. ચહા તૈયાર થઇ એટલામાં કોઇ મળવા આવ્યું. બીજા બે પ્યાલા ચાહ મુકાઈ. વળી બાઇએ કહ્યું: "જા નીચે દોડતી જાને. ઘરમાં કૈં ખાવાનું નથી. આ ચાર આનાનો ચેવડો લઇ આવ."

તે લઈ આવી. તાસકોમાં કાઢવાનો હુકમ થયો. લીંબુ ઘરમાં નહોતું. પાછી દોડીને લીંબુ લઇ આવી. ત્યાં સુધીમાં મહેમાન ચાહ પી ગયા. પછી ચેવડો ખાધો. એટલે શેઠે લેમનની બાટલીઓ લાવ-

વાનો હુકમ કર્યો. પાનકી દોડતી જઇ લઇ આવી. બાટલી ઉઘાડવાના બુચ માટે દોડાદોડી થઇ. અંતે મહેમાન ગયા અને વાળુની રસોઇની તૈયારીઓ ચાલી. વળી પાછું એજ પ્રમાણે કામ. દેવતા પાડો, શાક સમારો, આદુ મરચાં વાટો, લોટા ભરો, પાટલા મુકો, થાળીઓ માંડો, એઠવાડ કાઢો, વાસણ માંજો. અને બાબો તો રડયા જ કરે. એને વળી જરા આમ તેમ ફેરવે અને દુધ પાય. ખાતી વખતે પણ નીરાંત નહીં.

અંતે જળ જંપ્યું. શેઠ શેઠાણી સુતાં. ફરી પાછું ઘોડીયું, મીણબત્તી અને પડછાયા. ફરી પાછાં ઝોકાં આવવા માંડયાં. ફરી પાછું 'બાબા'એ રડવા માંડયું. પાનકીએ જોરથી દોરી ખેંચી, અને હાલરડું ગાવા માંડયું. એજ હાલરડું અને એજ ગાવાની રીત. એની માએ જે ગાયું હશે તેની જે લીટીઓ યાદ હશે તે આઘીપાછી કરીને ગણગણતી હતી; માથું સજ્જડ ભમતું હતું. અને સૃષ્ટિ બધી જ સુઇ જતી હતી. આગલી રાતની માફક જ વાદળાં, પંખી, પશુ, માણસ બધાંજ કીચડમાં સુતાં હોય એમ લાગતું. તરત જ બાબાનું રડવાનું સંભળાયું. વળી પાછું તેનું હાલરડું શરુ થયું. વળી પાછું ઝોકું આવ્યું. પોતાનું ઝુંપડું જોયું. મા જોઈ. બાપ માંદો પડેલો જોયો. એ જ જોવાની એને હોંશ હતી. માબાપ સાથે જ વાત કરવાનું એને મન હતું. તે બોલવા જાય, વાત કરવા જાય, અને કૈંને કૈં અડચણ આવે અને માબાપ અદૃશ્ય થઇ જાય. આ અડચણ શી છે, તેનો એના ઉંઘરાટા–ઉંઘતા–મગજે વિચાર કર્યો! હા, હા, એને ખબર પડી. આ 'બાબો' ચીસ પાડે છે, રડે છે, એટલે જ માબાપ જતાં રહે છે!

"બાબો" મારો વેરી છે. એને ખાત્રી થઇ. પાનકીને હસવું આવ્યું. આટલી વાત પણ એને અત્યાર સુધી સુઝી નહોતી! હા! બાબોજ મારો વેરી છે. એ ફરી હસી. એની સાથે પડછાયા પણ હસ્યા. અરે વંદા પણ હસ્યા, ઉંદરે પણ હસીને ચીંચીં કર્યું!!

હવે પાનકી ઉઠી. વેરી જડયો. ઉંઘમાં ખલેલ નાંખનારો મળ્યો. માબાપને નસાડી મૂકનારો માલુમ પડયો. એણે ઓરડીમાં ફેરા માર્યા. મોં પર હસુ હસુ થઇ ગયું હતું. હવે વેરી જડયો ! હવે એને દૂર કરતાં કેટલી વાર ? પછી બસ નીરાંત–ખૂબ–ખૂબ ઉંઘાશે, અને માબાપને મળાશે.

પડછાયા સામે એણે આંગળા કર્યા. વાદળાં સામે જોઇને તે હસી. હવે હુંએ ઉંઘીશ. તમે એકલાં જ કેમ ઉંઘો ? આખું જગત ઉંઘે અને હું જ કેમ જાગું ? બસ પાછી હસી. ઘોડિયા પાસે ગઈ. મગજ તો ઉંઘરાટું થયું જ હતું. અંદર ઝમકારા થતા હતા. અને બાબાએ રડવું શરૂ કર્યું. બસ હવે એ મારો વેરી નહીં થઇ શકે. બાબાના મોમાં ડુચો–એને ગળે અંગુઠો–ખલાસ ! હવે બાબા મને નહીં જગાડી શકે. હવે હું નીરાંતે ઉંઘીશ. ખૂબ ઉંઘીશ. આખી રાત ઉંઘીશ. એ સુતી. સુતા પહેલા જ ઉંઘી. એના મોં ઉપર સ્મિત હતું. ચિંતા મુક્તતા હતી. એ ખરેખર ઉંઘી–મૃત્યુની 'ઉંઘ' ઉંઘી.*



* એન્ટન ચેકહોવની એક ટૂંકી વાર્તા ઉપરથી.

૩

# કચરાયેલી કળી

જશભાઈ પટેલ બહુ જ ઉંચા કુળના હતા. એકવાર તેમને ઘેર લક્ષ્મીની રેલછેલ હતી. પરમેશ્વરે લક્ષ્મી પણ બે હાથે આપી હતી. એક હાથે દેવી લક્ષ્મી અને બીજે હાથે સજીવ લક્ષ્મી. એને પાંચ ફોઇઓ અને પાંચ બ્હેનો હતી. આ દસ જીવતી લક્ષ્મીઓને પાટીદાર કોમમાં પરણાવવી એ જેવું તેવું કામ નહોતું. એટલે લક્ષ્મીદેવી તો ચાલી ગયાં હતાં, અને રોકડ બધું સાફ થઈ ગયું હતું. હજીએ મોસાળાં, મામેરાં તેઓ તણાઈ તણાઈને કરતા હતા. પણ હવે તો એ તદન ઘસાઈ ગયા હતા. ખેતરો ગીરવી મુકાઈ ગયાં હતાં, અને દસ વરસથી "હવેલીએ ચુનો પણ નહોતો લાગ્યો, પછી તે સમરાવવાની તો વાત જ ક્યાંથી!

જશભાઈને જસોદા નામે એક જ દીકરી હતી. તેની ઉમર ચૌદ વર્ષની થવા આવી તોપણ તેનું વેવિશાળ થયું નહોતું. દીકરી હતી તો આરસની પૂતળી જેવી. કોઇ કલાકાર પણ તેના રૂપમાં ખોડ કાઢે તેમ નહતું. પણ પાટીદારોમાં પૈસા વગરનું રૂપ સંગ્રહનાર કોઈ નહોતું. સૌને બહાર તો એ બીચારા બે વરસ ઉમર નાની કહેતા હતા, પણ એમનો જીવ અંદરથી બહુજ બળતો હતો. ફરજ-યાત શિક્ષણને લીધે છોકરીને ચાર ચોપડી ગુજરાતી ભણાવી પણ

હતી. અને પછી તો એ એવી ચકોર હતી કે પોતાની મેળે જ એણે બધું જ્ઞાન વધાર્યું હતું. ફરતાં પુસ્તકાલયની પેટીઓ આવતી હતી, તેમજ માસિકો પણ ત્યાં ફંડોમાંથી આવતાં હતાં, એટલે જસોદાનું જ્ઞાન ઘણુંજ આગળ વધ્યું હતું.

જશભાઈના ગામથી પાંચ ગાઉ દૂર એક બીજું ગામ હતું. ત્યાંના સોમા પટેલે ખેતી છોડીને વેપાર કરવા માંડયો હતો. કાપડ મોટા શહેરોમાંથી લાવીને ગામડે ફેરી ફરતા હતા અને જેમતેમ કરીને ઘર ચલાવતા. એમને ત્રણ દીકરા હતા. મોટો મણીલાલ સુરતની કૉલેજમાં ભણતો હતો. અને બીજો પ્રબોધ આ વર્ષે મેટ્રીકમાં બેઠો હતો. સોમા પટેલનાં વહુ ડાહીબા બીચારાં બહુ જ ભલાં હતાં. મણીલાલ એમને મન દેવ હતો. એ જે કહે તે સાચું જ હોય! મણીલાલ અને પ્રબોધ બે જણાં લગ્નમાં પૈસા લેવાની વિરૂદ્ધ હતા. સોમાપટેલ તો ઘણુંખરૂં ગામ પરગામ જ હોય એટલે દીકરાઓ ઉપર જુના મતની છાપ પાડનાર કોઈ હતું નહીં. ડાહીબા તો કહે કે મારો દીકરો મુનસફ થશે અને પછી મોટો જડજ થશે. એને માટે તો ગામડાની ડોબા જેવી વહુ નહીં લાવું, રૂપાળી નખેતર જેવી લાવીશ, એટલે છોકરાંયે ગોરાંગોરાં થાય! કાળી વહુ હોય તો આખું કુટુંબ કાળું થાય.

એવામાં જશભાઈ પટેલની જસોદાની વાત ત્યાં આવી. પછી ત્યાંથી મણીલાલ માટે માગું પણ આવ્યું. મણીલાલના એક બે ભાઈબંધોએ જસોદાને જોયેલી હતી. તેમણે કહ્યું કે એ તો પરી જેવી રૂપાળી છે. સોમા પટેલ ગામમાં નહોતા એટલે ડાહીબાને જરા વિચાર થયો. પણ કન્યાના રૂપની વાત સાંભળીને એમનું મન રહ્યું નહીં. મણીલાલ કરતાં કાંઇ એના બાપા વધારે સમજવાના છે? મણીલાલ અને પ્રબોધ કન્યા જોઈ આવે અને એમને ગમશે તો પછી એના બાપા કાંઇ ના નથી કહેવાના. મણીલાલના વિચારો સાથે આ વાત બેસતી આવી. અને બીજે દિવસે મણીલાલ, પ્રબોધ તથા તેના બે મિત્રોએ કન્યા જોવા જવાનું ઠર્યું.

જશભાઈ પટેલની હવેલી હતી તો મોટી હતી, પણુ તેની સ્થિતિ ઝુંપડાથીએ માઠી હતી. ઘરમાં ઠાકડમાળ પણ રહ્યાં નહોતાં. બધુંએ બહેનોને ત્યાં આપવામાં ગયું હતું. એમણે આગલી ખડકીમાં બે ખાટલા ઢાળ્યા હતા. અને તેના ઉપર જુની શાલો પાથરી હતી. મણીલાલ તથા પ્રબોધને તેમણે બહુજ હેતથી આવકાર આપ્યો. ધનમાં જેટલી ખામી હતી તેનો બદલો વિવેકથી તે વાળી આપતા હતા. તે બહુજ વિવેકી અને નમ્ર સ્વભાવના હતા. તેમની વાતચીતમાં, તેમની રીતભાતમાં, દરેકે દરેક ઝીણી વિગતમાં તેમની જુની ખાનદાની દેખાઈ આવતી હતી. તેમણે બીચારાએ વાતમાં ને વાતમાં નીખાલસપણે કહી દીધું કે "મારી જસોદા માટે મારી પાસે કાંઇ રહ્યું નથી. માથે દેવું પણ છે, અને કંકુ તથા કન્યા સિવાય હું કાંઈ આપી શકું તેમ નથી."

થોડીવાર પછી જસોદા પોતે જ ચહાના પ્યાલા અને નાસ્તો લઇને આવી. પાછળ એની બા હસતી હસતી આવી ને બોલી, "લ્યો, મારી જસોદા કહે છે કે હવે શહેરોમાં તો બધાને ચહા બહુ ગમે છે. અને કાગળ જેવી પુરીઓ ! કોણ જાણે એ તો શહેરમાં ગઈ નથી અને, કયાંથી આવું બધું જાણે છે. અને એક પાકશાસ્તરની ચોપડી લાવીતી, તેમાં જોઇ રોજ કાંઇ ને કાંઇ નવું નવું ખાવાનું બનાવતી હતી. અમને ભાઈ એવું કાંઈ આવડે નહીં."

આ સાંભળી સૌ હસ્યા. જસોદા તો નીચું જોઈ રહી હતી. થોડી થોડી વારે તીરછી આંખે મણીલાલ સામે જોતી હતી. ઘણીયે વાર ચાર આંખો મળી પણ ખરી, અને તે સમયથી પ્રેમનાં બી બેઉ હૃદયોમાં વવાયાં.

ચહા પીવાઈ રહી. તરત જ જસોદા પાનની રકાબી લઇ આવી અને સૌની વચમાં મુકી. મણીલાલના એક મિત્રથી રહેવાયું નહિ. તેણે પૂછ્યું :

" જસોદાબેન ! અહીં ફરતાં પુસ્તકાલયની પેટી આવે છે ? "

" હા જી. દર મહિને એક પેટી આવે છે. હું તો તેમાંની ઘણીખરી ચોપડીઓ વાંચું છું. હવે તો પેટીઓમાં ફરી ફરી એનાં એ પુસ્તકો આવે છે. "

" પાટીદાર ભગિની સમાજની પરિષદમાં તમે ગયાંતાં ? "

" ના જી. પણ મેં તેનો હેવાલ " સ્ત્રીબોધ " માંથી વાંચ્યો હતો. ઠરાવો તો સારા થયા હતા પણ પાળે છે કોણ ? " એમ નીચું જોઇને તેણે ઉત્તરો આપ્યા.

મણીલાલ તો આ વાતચીત સ્તબ્ધ થઇને સાંભળી રહ્યો. કૉલેજનાં ચર્ચામંડળોમાં આ સ્ત્રી જરૂર ટક્કર ઝીલે. પાટીદાર કોમમાં આવી કન્યા હોય ! વગેરે વિચારો તેના મનમાં આવ્યા.

પ્રબોધનો કુમારઉત્સાહ હવે ઝાલ્યો ના રહ્યો. એણે પૂછયું, " તમને અંગ્રેજી આવડે છે ?

" ના જી. અહીં અંગ્રેજી શી રીતે શીખાય ? પણ મારી પાસે સેલ્ફ ઇંગ્લીશ ટીચર છે તેમાંથી એ બી સી ડી શીખી છું. "

આ સાંભળીને મણિલાલ અને તેના મિત્રો ચૂપ જ થઈ ગયા. તેમણે એક પણ બીજો પ્રશ્ન પૂછયો નહીં, અને થોડીવારે સૌએ રજા લીધી.

આવા સવાલજવાબ સાધારણ રીતે પાટીદારને ઘેર થઈ શકે નહીં. પણ આ તો બીચારા ગરીબ હતા, અને પૈસા આપવાના નહોતા. વળી કૉલેજમાં ભણતા છોકરાઓ આવ્યા હતા, એટલે પાટીદારશાહી લાજ આડી ના આવી, અને સુધરેલાઓના જેવી વાતચીત ચાલી.

ઘેર જઇને પ્રબોધ તો એની બાને કહે કે મારે તો એ જ ભાભી જોઈયે છે. મિત્રોએ બધી વાત માંડીને કહી, અને ડાહીબા તો આનંદમાં ડૂબ્યાં. એમણે તો જશભાઈ પટેલને ત્યાં કહેવરાવી રીતસરના વિવાહ કરી પણ દીધા.

થોડે દહાડે સોમાભાઈ ઘેર આવ્યા. ડાહીબાએ મણીલાલના વિવાહની વાત એમને હજી જણાવી નહોતી. શી રીતે જણાવે ? એમને તો લખતાં આવડે નહીં, અને પ્રબોધ પાસે લખાવે તો એ કાંઈ વધારે ઓછું લખે અને સોમાભાઈ પાછા છેડાય એટલે રૂબરૂમાં કહેવાનો તેમણે વિચાર રાખ્યો હતો.

વિવાહની વાત સાંભળીને સોમાપટેલ તો બહુ જ છેડાયા. ' એ ભીખારીની કન્યા કોણ લે ? મારો દીકરો વગર પહેરામણીએ નહીં પરણે. સાળી બૈરાની જાત '– વગેરે કાંઈ કાંઇ સુભાષિતો એમના મુખમાંથી ખર્યાં, તથા તે દિવસે રાંધ્યાં ધાન પડી રહ્યાં.

ડાહીબાએ સોમાપટેલને બહુ સમજાવ્યા. હવે તો થનાર થઈ ગયું, મારૂં વચન જાય, વગેરે કહી બહુ જ કાલાવાલા કર્યા અને સોમાપટેલને થંડા પાડયા. અંતે તેમણે વાંધો ન લીધો.

ડાહીબાએ લગ્નનું મહુરત લેવડાવ્યું. અંતે લગ્નનો દિવસ નક્કી થયો. મણીલાલના મનમાં હરખ નહોતો માતો, અને પ્રબોધ તો ભાભીનાં વખાણ કરતો પરવારતો જ નહતો.

લગ્નને દિવસે સોમાપટેલના એક પિતરાઈ તેમને ત્યાં આવ્યા હતા. ધામધુમથી જાન નીકળી. સોમાપટેલ અને તેમના આ ભાઈ આખો દિવસ ગુપચુપ વાતો કરતા હતા. જશભાઈએ પણ તેના ગજા પ્રમાણે તો બહુ સારી તૈયારી કરી હતી, અને બધું કાર્ય નિર્વિઘ્ને પાર પડશે એમ દેખાતું હતું.

જાનવાળા માંડવે જઈને બેઠા. પછી કન્યા માહ્યરામાં આવી તે વખતે સોમાપટેલ અને તેના પિતરાઈએ કહ્યું :

" કન્યાના દાગીના ક્યાં છે? શરીર પર તો કાંઈ છે જ નહીં. એકલા ચૂડા પાનેતર સાથે તે કન્યા હોય ? કાંઈક ભૂલ થઈ લાગે છે."

જશભાઇએ હાથ જોડયા અને નમ્રતાથી કહ્યું :

" સોમાભાઈ! હું ગરીબ માણસ છું. મારી કન્યા પાસે એના પિતાની શુભાશિષ વિના બીજું કાંઈ નથી. મેં અગાઉથી જ એ વાત ચોખ્ખી કરી છે. "

" જશભાઈ! વેવાઈને દાવે તમે અમારી મશ્કરી કરી શકો; પણ હવે બહુ થયું. કન્યાને શણગારીયે નહીં તો અપશુકન થાય. જાવ, જે દાબડો તૈયાર કર્યો હોય તે લાવો અને ઘરેણાં પહેરાવી દો."

" હું મશ્કરી નથી કરતો. મારે ત્યાં દાબડો હોત તો દેવું ભરી ના દેત? નકામું વ્યાજ શું કરવા ભરત? હું આપને કરગરીને વિનતિ કરૂં છું કે આપ મારી કન્યા સ્વીકારો અને સૌના દેખતાં મારી ફજેતી ના કરો. "

" શું અમે ફજેતી કરીએ છીએ?" સોમા પટેલે ત્રાડ પાડી, " કે તું અમને ફજેત કરે છે? સાળો દેવાળીઓ, મવાલી! શું મારા છોકરાને તારે માટે અમે ભણાવી ગણાવીને મોટો કર્યો છે? ચાલો આપણે બધા પાછા. અમારે તો ઘણીએ કન્યાઓ તૈયાર છે."

આ વખતે જશભાઈના ઘરના આંગણા પાસે બેઠેલા ત્રણચાર મુંબઈગરા જેવા, સફાઈબંધ કપડાવાળા માણસો ઉભા થઈ ગયા, અને બોલ્યા :

" જશભાઈ! આ તો ચોર કોટવાળને દંડે તેવું બને છે. એ લોકોએ પહેલેથી જ કંકુ ને કન્યા લેવાનું કબૂલ કર્યું હતું અને હવે ફરી જાય છે. એ બેવચની છે, ફજેતીખોર છે."

આ સાંભળીને બધા જ જાનૈયા છેડાયા અને સોમા પટેલને સમજાવવાને બદલે તેઓ તેમની સાથે ઉભા થઈને ચાલવા માંડયા.

આ વખતે માહ્યરામાંથી બે તેજસ્વી પણ આર્દ્ર નયનો મણીભાઇનાં નયનોને જોઇ રહ્યાં હતાં. ચારે નયનો મળ્યાં. મણીભાઇના હૃદયમાં તોફાન જાગ્યું. પણ બાપની અને જાનની જોડે તે પણ ઉઠી ગયા. પાછળ રહેવાની તેમની હિંમત નહોતી.

જાનવાળા સૌ સો ડગલાં દૂરના એક આંબાવાડિયામાં જઇને બેઠા. પાછા ઘેર ફરવાની તેઓ તૈયારી કરતા હતા, તે સમયે મણીભાઈ ગુપચુપ સટકયા. તેમના હૃદયે તેમને ન્યાય તરફ પ્રેર્યા. એમને લાગ્યું કે આમાં બાપાજીનો જ દોષ છે, અને ગમે તે જોખમે પણ મારે આ લગ્ન કરવું જોઈયે.

જશભાઈને ઘેર પણ શોરબકોર ચાલતો હતો. મણીભાઇ ત્યાં ગયા તે સમયે પેલા મુંબઇગરા માણસો જશભાઈના એક સગા સાથે વાત કરતા હતા :

" હવે તો કન્યા હાથીએ બેસશે. ઘરેણાં ઘરેણાં શું કરતા હતા ? અમે એને હીરા મોતીએ મઢી દઇશું. જશભાઈએ વિવાહ કરી દીધો અને વાગ્દાન પણ દીધાં તે સારૂં થયું. તમે હવે કાલે જ સૌ અમારી સાથે ચાલો. રાજા સાહેબ કાંઇ અહિં ના આવે. મેં તાર કરવા માણસો મોકલ્યાં છે, એટલે ત્યાં બધી તજવીજ થઇ જશે. તમારે કાંઇ જ સરસામાન કરવાની જરૂર નથી. "

આ વાતચીત સાંભળી મણીભાઈ તો પાછા આંબાવાડિયામાં જઈને ભરાયા. એ ગયા હતા તે કોઇયે ના જાણ્યું.

મણીભાઈ, પ્રબોધ અને ડાહીબા સિવાય સૌ આ વાત વિસરી ગયાં.

*　　　*　　　*　　　*

કહેવાય છે કે, કલેશથી અપશુકન થાય છે. સોમાપટેલે કલેશ કર્યો ત્યારથી જ તેમની તબીયત લથડી. ફેરી ઉપર જવાયું નહીં, અને ધીમે ધીમે શરીર ઘસાતું ચાલ્યું. ઘસાઇ ઘસાઇને તેઓ વર્ષે મરણ પામ્યા.

મણીભાઇ બી. એ. થઇ ગયા હતા. પ્રબોધ પણ બી. એ.ના વર્ગમાં આવ્યો હતો. સોમા પટેલના મરણ બાદ મણીભાઈ સૌને અમદાવાદ લઈ ગયા. ત્યાં એક નિશાળમાં તે માસ્તર થયા હતા. અને

સવાર સાંજ ખાનગી ભણાવીને કુટુંબનું ભરણપોષણ કરતા હતા તથા પ્રબોધને ભણાવતા હતા.

હજી તેમણે લગ્ન કર્યાં ન હોતાં. પેલાં બે તેજસ્વી અને આર્દ્ર નયનો ઉંઘતાં અને જાગતાં તેઓ જોતા હતા.

પોતાના કામમાં એ એટલા તો ગુંથાયલા રહેતા હતા કે પાડોશમાં કોણ રહે છે એ પણ તે જાણતા નહોતા. તેમની પાડોશમાં એક મોટી લાલ હવેલી હતી. તેને મોટું કમ્પાઉંડ અને બગીચો પણ હતો. આજે મણીભાઇ સાંજે ભણાવીને આવ્યા ત્યારે આખી હવેલી ઝગઝગ થઇ ગઈ હતી. તોરણો બંધાઇ ગયાં હતાં અને ત્યાં મોટરોની ધમાલ હતી.

દરવાનને પૂછતાં જણાયું કે માલીકના પૌત્રની અન્નપ્રાશનવિધિ આજે હતી, અને અત્યારે તો શહેરનાં મોટાં મોટાં માણસોને મીજબાનીયે નોતર્યાં છે.

ભપકો જોઈને મણીભાઈ પણ ઘડીભર જોવા ઉભા રહ્યા. આ શું ? પેલી સામેની બારીમાં કોણ ઉભું છે ? એ અહિં ક્યાંથી ? ખરેખર એ જ છે ? હા, હા. એ તો એ જ. એ સુંદર નયનો ! એ મુખારવિંદ ! એ સૌમ્ય શ્વેત મૂર્તિ ! પણ મુખ પર વિષાદની છાયા કેમ છે ? નયનોમાં તેજસ્વિતા ક્યાં છે ?

" ના, ના, મારી કાંઈક ભૂલ થતી હશે. " એમ વિચારી મણીભાઇ પાછા એક દરવાન પાસે ગયા અને પૂછ્યું, " ભાઇ ! અહીં કોણ રહે છે ? "

દરવાન તો જોઇ જ રહ્યો. એણે પાડોશીને ઓળખ્યો. પણ એને લાગ્યું કે આવો મૂર્ખ ! પાડોશમાં આવા મોટા માણસ રહે છે તેને જ ના ઓળખે ? તેણે કહ્યું :

" રાજા સાહેબનું નામ નથી સાંભળ્યું ? એ તો......ગામના જમીનદાર છે. "

“ત્યારે આ મહેમાનોમાં રાજાસાહેબ કયા?”

ફરી દરવાન આ ભલા આદમી તરફ જોઈ રહ્યો ને કહ્યું :

“તમે નથી જાણતા? એમને તો આજે પાંચ વર્ષથી પક્ષાઘાત થયો છે. એ તો પથારીવશ છે. એમનાં બીજીવારનાં લગ્ન પણ પથારીમાં જ થયાં હતાં ને?”

હવે મણીલાલના મગજમાં સત્ય સ્ફુર્યું. એની આંખે અંધારાં આવ્યાં. જેમ તેમ કરતાં એ ઘેર પહોંચ્યા.

પાડોશીના સંબંધથી રાજાસાહેબને ઘેરથી જમણથાળ આવ્યો. મણીલાલને આજે ભૂખ ન હોતી. એમણે તે અન્ન મોંએ ના ધર્યું!!

* * * *

તે દિવસ પછી લાલ હવેલીમાં મણીલાલને રસ જણાયો. જતા આવતા તે તરફ એ નજર કરતા હતા. અને પેલી બારી! ઘણીવાર તે તરફ એ જોઇ રહેતા, ત્યાં થતી હીલચાલને તપાસતા, અને કોઇક વાર ક્વચિત જ તેમને ત્યાં એમની પરિચિત મૂર્તિ જણાતી.

એને સૂખ હશે? “પથારીમાં જ લગ્ન થયાં હતાં.” પણ તેમાં શું? નોકર ચાકર છે, માનમરતબો છે, પૈસો ટકો છે. એ તો રાણી સાહેબ કહેવાય! ગવર્નરની એને મુલાકાત થાય! હવે તો ક્યારનીએ પહેલાંનો બધો બનાવ ભૂલી ગઈ હશે.

પરંતુ મણીભાઇને તે દિવસ પછી બેવડો સંતાપ થતો હતો. તેમનું હૃદય ડંખ્યા જ કરતું હતું. પેલાં આર્દ્ર નયનો હવે વારંવાર તેમના સ્મરણમાં આવતાં હતાં. જીવનમાં તેમને આનંદ નહોતો. જાણે કેદની ટીપ પૂરી કરવાની હોય તેમ તે જીવતા હતા.

પ્રબોધ પણ હવે તો પાસ થઇ ગયો હતો. એની પણ તેમને ચિંતા ઉતરી હતી. તે ઘરમાં લગ્નનું નામ પણ કોઈ લઈ શકતું નહોતું. ડાહીબા બિચારાં બધું મનમાં જ સમાવતાં હતાં.

* * * *

" મણીભાઇ, આજે સાંજે જરા વહેલા ઘેર આવશો ?" એક દિવસ ડાહીબાએ કહ્યું.

" કેમ બા ?"

" પાડોશના શંકરપટેલની દીકરીનાં આજે લગ્ન છે. બીચારાં ગરીબ છે. કોઈ સગાં વહાલાંયે નથી, એટલે તમે અને પ્રબોધ હો તો એમને કામમાં આવો, અને એ બીચારાં એકલાં ન પડે."

" સારૂં બા, હું જરૂર આવીશ. પ્રબોધને પણ કહેજો. "

સાંજે મણીભાઈ અને પ્રબોધ શંકરભાઈને ઘેર ગયા. એ બિચારા સાધારણ સ્થિતિના હતા. તેમને ત્રણ દીકરીઓ હતી. બેનાં લગ્ન થયાં હતાં, તેના ખર્ચમાં તે તદ્દન ઘસાઈ ગયા હતા, એટલે આ ત્રીજી મોટી થઇ હતી. નશીબસંજોગે તેનાં લગ્ન ઠરાવ્યાં હતાં.

વરરાજા અને વેવાઇઓ આવ્યા. બૈરાંઓ કઢંગા ગીતો ગાતાં આવ્યાં. શંકરભાઈના ઘરમાં નહોતી ખુશાલી કે નહોતી ધામધુમ.

" વેવાઈ પ્રમાણે માંડવો તો જોઈએ. " એવી ટીકા સંભળાઈ.

" કન્યાને પધરાવો. " ગોર બોલ્યા.

કન્યાને મંડપમાં પધરાવવામાં આવી. વેવાઇઓએ નિરખી નિરખીને જોવા માંડી.

" ઘરેણાં ક્યાં છે? " વેવાઈએ પૂછયું.

" મુરબ્બીશ્રી, મારાં સર્વે ઘરેણાં કન્યાના શરીર પર છે. "

બસ ધમાધમ થઇ. કાંઇ સવાલ જવાબ થયા. ઘણી ટીકાઓ થઇ. સાત પેઢીઓ ઉકેલી અને વેવાઈ, વરરાજા, સ્ત્રીઓ સૌ ચાલી ગયાં.

શંકરભાઈ બીચારા હાથ જોડી ઉભા જ રહેલા હતા. આ બધું શું થાય છે તે તેમનાથી સમજાયું જ નહીં. પ્રથમથી નક્કી કર્યા મુજબનાં ઘરેણાં તેમણે આપ્યાં હતાં તોપણ આ શું ?

ત્યાં કન્યા, ગોર, શંકરભાઇના ઘરનાં, પ્રબોધ અને મણીભાઈ એટલાં જ હતાં.

મણીભાઇની કાયા ધ્રુજતી હતી. આંખ લાલ થઈ હતી. આવો જ આગલો પોતાનો બનાવ તેમના સ્મરણમાં તાજો થઈ આવ્યો હતો. તે સમયે નાહીમતથી કરેલા–થઇ ગએલા. પાપનું તેમને સ્મરણ થયું, અને વિચાર સ્ફુર્યો :

" એ પાપનું પ્રાયશ્ચિત કરૂં ? આ કન્યાનો સ્વીકાર કરીને મારૂં પાપ ધોઉં ? પણ, કન્યાનું શું ? એને હું શું આપું છું ? મારામાં જુવાનીનું જોમ નથી રહ્યું, હૃદય મારૂં નથી રહ્યું. મારા જીવનમાં આશા નથી, ઉત્સાહ નથી, રસ નથી. મારા પ્રાયશ્ચિત ખાતર એ કન્યાનો ભોગ શા માટે લઉં ? "

એટલામાં પાડોશના રાજાસાહેબને ત્યાંથી ભેટનો થાળ આવ્યો. " રાણીજીએ કન્યા માટે પોષાક મોકલ્યો છે. " એમ કહી એક દાસી થાળ મૂકી ઉભી રહી.

પ્રબોધ ઉઠયો. શંકરભાઈ પાસે ગયો. " મને આ કન્યાદાન આપશો ? " એમ માંગણી કરી.

કન્યાની આંખો ઉપકારથી, સ્નેહથી પ્રબોધ પ્રત્યે વળી.

મણીભાઇની છાતી ગજ ગજ ઉછળી.

શંકરભાઈ ઉપકારથી દબાયા. ગોરે લગ્નની ક્રિયા કરાવી.

તરત જ કન્યાને લઈને મણીભાઈ તથા પ્રબોધ ઘેર ગયા. વર-કન્યા ડાહીબાને પગે પડયાં. ફાટી આંખે ડાહીબા આ નવું જોડું જોઈ રહ્યાં. કાંઇ સમજ્યાં નહીં એટલે મણીભાઇએ કહ્યું :

" ભાઇ પ્રબોધ ! આજે મારા પાપનું પ્રાયશ્ચિત થયું. મારાથી થયેલા અન્યાયનો ડંખ આજે મારા હૃદયમાંથી જશે. "

" મણીભાઈ ! એ અન્યાયમાં મારો પણ કંઈક ભાગ હતો જ. આપણા પાપનું આ પ્રાયશ્ચિત છે. "

આ સાંભળી ડાહીબાએ આંસુ લુછયાં. વરકન્યાને આશીર્વાદ આપ્યા, અને કામે વળગ્યાં.

પ્રબોધ બહાર ગયો. ડાહીબા દર્શને ગયાં.

પ્રબોધની વહુ એનાં લુગડાં ઠીકઠાક કરતી હતી. મણીભાઈ પોતાના ઓરડામાં સવારના લેસનની તૈયારી કરતા હતા. એટલામાં એક અવાજ આવ્યો : "તારી બાઇ ક્યાં છે ?"

"દર્શને ગયાં છે." નોકરે ઉત્તર આપ્યો.

"નવાં વહુજી ક્યાં છે ?"

નોકરે ઓરડો બતાવ્યો.

મણીભાઇએ અવાજ ઓળખ્યો, પણ કાનનો પુરાવો માનવા ના પાડી. એ દોડયા. જોયું. હા, એ તો એજ. સર્વ રીતે એવી ને એવી જ હતી. એ જ જસોદા. ફક્ત એની આંખોમાં શૂન્યકાર હતો. બાકી તે જ લાવણ્ય ! તે જ પ્રતિભા !

જસોદાએ પોતાની દાસીને ત્યાંથી ચાલી જવા કહ્યું. દાસીના ગયા પછી પ્રબોધની વહુને નિરાશા અને ક્રોધમિશ્રિત સ્વરે કહ્યું :

"તારૂં મોં મને જોવા દે. આ ઘરમાં કયા અધિકારથી તું આવી છું ? મને તો તિરસ્કારીને એ ચાલ્યા ગયા હતા. મને જીવતી અગ્નિમાં એમણે નાંખી દીધી છે. શું તું બહુ પૈસાવાળી છું ? તારા પિતાએ એમને બહુ ધન આપ્યું છે ? કહે, જલદી કહે. બતાવ તારાં ઘરેણાં. હું જોઉં તો ખરી કે આ લોક કેટલેથી સંતોષ પામ્યા છે ?"

પેલી બીચારી નવોઢા તો ગભરાઇ ગઇ. તે ચીસ પાડવા જતી હતી, એટલામાં મણીભાઈ તે ઓરડામાં ગયા.

"જસોદા !" મણીભાઈ બોલી ઉઠયા.

જસોદા ચમકી. મણીભાઇને પગે પડી–પગે વળગી પડી. તેની આંખમાં આંસુ ઉભરાયાં અને બોલી :

"તમારી વહુ મારા પ્રશ્નનો ઉત્તર નથી આપતી. તમે આપો."

"જસોદા ! એ તો મારા ભાઈ પ્રબોધની વહુ છે. હું તો શી રીતે પરણી શકું ? પણ પ્રબોધે મારા પાપનું પ્રાયશ્ચિત કર્યું છે. દાગીના વિના પાડોશીના વેવાઇ રીસાઈ ગયા, અને વરરાજા ચાલી ગયા, એટલે તેમની જગા પ્રબોધે લીધી. જસોદા ! મને માફી આપો."

આ સાંભળી જસોદાએ ચીસ પાડી. તે ચીસ સાંભળી તેની દાસી દોડતી આવી. તેણે જસોદાને જોરથી પકડી લીધી.

"રાણીજીને તો એવો રોગ જ છે. હું તેમને કદી બહાર જવા દેતી જ નથી, પણ આજે પાડોશમાં પોશાક આપવા ગએલી દાસીએ કહ્યું કે વરરાજા આપણા પાડોશી જ છે, ત્યારે રાણીજીએ હઠ લીધી કે મારે કન્યાને જોવી છે. પરણીને આવ્યાં ત્યારથી જ એમને આવું વારંવાર થઇ આવે છે. તાણનો એમને રોગ છે!!"

આમ બોલી એ જસોદાને લઇને ચાલી ગઈ.

મણીભાઈના હ્રદયમાં નવેસરથી અગ્નિ સળગ્યો. અરેરે! મારો એક દિલાસો પણ ગયો! મેં ધાર્યું કે એને સંપત્તિથી સુખ હશે, એકાંત જીવનથી તે ટેવાઈ હશે! પણ આ તો બીચારી જળે છે.

કુટુંબમાં લગ્નનો દિવસ–પાપના પ્રાયશ્ચિતનો દિવસ પણ મણીભાઈનો શાંતિમાં ના ગયો.

* * * *

બીજે દિવસે પડોશમાં લાલ હવેલીમાંથી પ્રાણપોક સંભળાઇ.

મણીભાઈ એકદમ ઉઠીને બહાર ગયા. દરવાનને પૂછતાં તેણે કહ્યું,

"રાણીજી મૃત્યુ પામ્યાં છે. બીચારાં લક્ષ્મીને ખોળે આવ્યાં હતાં પણ એક પળ સુખ નથી જોયું. પ્રભુની કૃતિ અકળ છે."

મણીભાઈ સ્તબ્ધ થઇ ગયા. મનમાં બબડયા:

"પ્રભુની કૃતિ કે મારી કૃતિ!"

સ્મશાનયાત્રાનું સરઘસ દમામમાં નીકળ્યું હતું. મણીભાઈ પણ તેમાં જોડાયા. આખાયે મંડળમાં ખરો શોક તો તેમના જ મુખ ઉપર દેખાતો હતો. તેઓ ઠેઠ સુધી જઇ શકયા પણ નહીં. રસ્તેથી નદી તરફ ફંટાઇ ગયા. નદીમાં ન્હાયા, ખૂબ રોયા, અને પછી સૂર્યનારાયણ સમક્ષ પાણીની અંજલી લઇને કાંઈક સંકલ્પ કે પ્રતિજ્ઞાઓ કરતા હોય એમ લાગ્યું.*

* શ્રી સીતા અને શાંતા ચેટરજીની અંગ્રેજી વાર્તા ઉપરથી સૂચિત.

૪

# ગૃહવ્યવસ્થાની ગભરામણ

રતનબેનની દિકરી કમળા નાનપણથીજ ભણવામાં ચાલાક હતી. રતનબેનના વખતમાં તો છોકરીઓને ભણાવવાની રીત બહુ નહોતી, તોપણ તેમને કાગળ લખી શકે તેટલું જ્ઞાન હતું. અને બીજી રીતે તો તે ઘણાં જ હોંશીયાર હતાં. ઘરનો કારભાર કરવામાં પ્રવીણ હતાં, અને એમની સ્વાદિષ્ટ રસોઇ તો ઓળખીતાંમાં એક કહેવત રૂપ હતી. વળી અનાજની સાચવણી કેમ કરવી, અથાણાં અને મુરબ્બા લાંબા સમય સુધી શી રીતે જાળવવાં, સળો લાગેલા ધાન્યને શી રીતે સમું કરવું, વગેરે બાબતો વિશે તેમને પૂછવા તો પાડોશનાં બધાં બૈરાં આવતાં હતાં. આ ઉપરાંત નાનાં બાળકો માંદાં પડે તો તેની ઘણીખરી દવાઓ પણ તે જાણતાં હતાં. રતનબેન આ બધું પોતાની બા પાસેથી શીખ્યાં હતાં. તે વખતમાં ઘણીખરી ડોશીઓને આ બધું જ્ઞાન હતું. ત્યાર પછી સ્થિતિ બદલાવા લાગી હતી. કારણ કે છોકરીઓને માથે નિશાળનો બોજો વધારે આવ્યો એટલે ઘરના કામની ઝીણવટથી તપાસ તેમનાથી થઈ શકે તેમ રહ્યું નહીં. વળી ઘરનાં ખેતરો પહેલાં તો ઘણાંને હતાં, એટલે સામટું અનાજ આવતું. આ અનાજને જાળવવાની જુક્તિ બધાં અનુભવથી જાણતાં હતાં. પણ પછી તો ગામડાં મૂકીને વસ્તિ મોટાં શહેરો તરફ વળી એટલે ખેતરોના દાણા આવતા બંધ થયા. વળી જગ્યાની છુટ ઓછી થઈ

તથા દાણાંની મોંઘવારી પણ વધી, એટલે સામટું અનાજ ભરવાનું પણ રહ્યું નહીં. મોટાં મોટાં સંયુક્ત કુટુંબો પણ તુટતાં ગયાં, એટલે બાળકો સંબંધી અનુભવી જ્ઞાન પણ ઘટતું ગયું. અને તે સાથે આ સર્વ જ્ઞાન બીજી રીતે તેમજ પુસ્તકમાંથી મેળવી શકાય નહીં.

રતનબેનના વખતમાં આવી સ્થિતિ થવા માંડી હતી. પણ સુભાગ્યે એમને તો આ સર્વ જ્ઞાન પ્રાપ્ત થયું હતું, અને આ જ્ઞાનને લીધે સગાંમાંથી તેમજ પાડોશમાંથી સૌ એમને વારંવાર પૂછવા આવતાં હતાં. પણ પૂછવાનું બધું ખપજોગું હતું. કોઇની દાનત આ બધું શીખી લેવાની નહોતી. અને કોઈ કદિ એમ કહેતું કે "રતનકાકી આ બધું શીખવોને." તો તે કહેતાં હતાં કે, "આમાં શીખવવાનું કાંઇ જ નથી. તમારી ઉમર થશે ત્યારે તમને પણ આવડશે." અને રતનબેન એમજ જાણતાં હતાં કે આ બધું શીખવાની કાંઈ જરૂર જ નથી, એ તો બધાંને આવડે જ.

કમળા ઘણી જ ચાલાક હતી. એના બાપ એક જુના સમયના શાણા સુધારક હતા. એમને સંતાનમાં કેવળ કમળા જ હતી, અને એમની એક હોંશ એ હતી કે હું કમળાને દિકરાની માફક ભણાવું. કમળા છ વર્ષની થઈ કે એમણે તરત જ તેને નિશાળે મૂકી દીધી. અને એ લેસન બરોબર કરે તેની તેઓ ઘણી જ કાળજી રાખતા હતા. કમળા પણ ભણવાની હોંશીલી હતી અને બહુ જ સારૂં લેસન કરતી હતી. પરિણામે ઘરના કામમાં તેનું લક્ષ નહોતું રહેતું અને એના બાપની બ્હીકે રતનબેન પણ એને ઘરના કામમાં લઇ શકતાં નહોતાં.

કમળા બાર વર્ષની થઈ ત્યારે એણે ગુજરાતીનો અભ્યાસ પૂરો કર્યો. તેના બાપે તેને ઘેર થોડી થોડી અંગ્રેજી જ્ઞાન આપવાની પણ શરૂઆત કરી હતી. આ સમયમાં રતનબેન થોડા દિવસની માંદગી

ભોગવી ગુજરી ગયાં. કમળાને આ ઘા ઘણો સખ્ત લાગ્યો. પણ તેના બાપે તેની એવી તો સંભાળ લેવા માંડી કે તે ઘા થોડા વખતમાંજ રૂઝાવા લાગ્યો. સગાંઓએ તો એમને સલાહ આપી કે હવે કમળાને નિશાળ મૂકાવી દઈ ઘરકામમાં પલોટો, એટલે તમારી ભીડ ભાગશે. પછી કોઈ લાયક ઘર શોધી કન્યાદાન આપો, અને પછી તમે પણ કન્યાદાન લો. તમારે છોકરો નથી એટલે વંશ તો રાખવો જ જોઈએ. પણ કમળાના બાપે લોકનું કહેવું સાંભળ્યું નહીં. એમણે તો પોતાની કમળાને દીકરો જ ગણી હતી, અને દીકરાના જેટલું જ્ઞાન આપવા નક્કી કર્યું હતું. કોઇ નાની તેર ચૌદ વર્ષની બાળકી સાથે પરણી તેનો ભવ બાળવા તેઓ તૈયાર નહોતા. તેમણે પોતાના મૂળ વતનના ગામડેથી એક પોતાથી મોટાં રાંડેલાં બહેનને તેડાવ્યાં અને ઘરનો ભાર તેમને સોંપી દીધો. આ બહેને ખરી લાગણીથી આ ભાર ઉપાડી લીધો. કમળા નિશાળે જતી હતી તે એમને ગમતું નહોતું, તોપણ ભાઇનું મ્હોં રાખવા માટે કાંઇ બોલતાં નહોતાં.

કમળાને એના બાપે ગુજરાતી સાત ચોપડીઓ પહેલાં ભણાવી હતી એટલે તેનો બુદ્ધિવિકાસ સારો થયો હતો. એકાદ વર્ષ એને નિશાળની સાથે ઘેર અંગ્રેજીનું જ્ઞાન આપી દઇને તેર વર્ષની થતાં તો અંગ્રેજી ત્રીજા ધોરણમાં તેને બેસાડી. આ રીતે અભ્યાસમાં ઘણુંજ ધ્યાન રાખવાથી તે ઘરના કામમાં જરાયે ધ્યાન રાખી શકતી નહોતી. વળી એની બા હતી ત્યારે તો એની બ્હીકે કે લાગણીથી કે ગમે તેમ ઘરમાં થોડુંકે ધ્યાન રાખતી, પણ હવે ફોઇબા બધું કરી લેતાં હતાં, અને કમળાને તે જરાયે કહી શકે તેમ નહોતું એટલે એ ઘરમાં જરાયે જોતી નહોતી. વળી જેમ તે મોટી થતી ગઈ તેમ એના બાપ પણ એની સાથે સાંજે નવરાશના વખતમાં પેપરની તથા બીજી જાહેર બાબતોની વાતો કરતા હતા. આમ કમળા બરોબર છોકરા માફક જ ઉછરી.

નિશાળમાં તો છોકરીઓને પણ ભણવાનું છોકરાઓના જેવુંજ હતું. એની નિશાળમાં થોડુંક ચિત્રકામ અને કાંઇક શીવણ કામ શીખવવાની રીત હતી ખરી. પણ જેમ છોકરીઓ ઉપલા વર્ગમાં જતી હતી તેમ પરીક્ષા તરફ જ વધારે ધ્યાન રાખવામાં આવતું હતું, અને ચિત્ર કે શિવણકામની કાંઇ પરીક્ષા થતી નહોતી, એટલે એ બાબતો તો પડતી જ મૂકવામાં આવતી હતી.

ક્રમળાની એક અંગ્રેજ બાઇ શિક્ષકને "ઘર વ્યવસ્થા" સંબંધી શિક્ષણ આપવાનું ધુન લાગ્યું હતું, એટલે એણે તે માટે ખાસ એક કલાક ક્રમમાં રખાવ્યો. તે નવી આવેલી હતી એટલે ગુજરાતી ભાષા તેને આવડતી નહોતી, પણ તે બહુ જ સરળ અંગ્રેજી ભાષામાં બોલતી હતી. પહેલું ભાષણ એણે ઘરના પ્રેમ સંબંધી આપ્યું. તેમાં પ્રેમ, પ્રેમલગ્ન વગેરે બાબતો વિષે બોલી. આમાં કાંઇ છોકરીઓને રસ પડયો નહીં. કારણ કે પ્રેમ, પ્રેમલગ્ન વગેરેનાં તો તેમને સ્વપ્નાં પણ નહોતાં. વળી ઘણીના વિવાહ થઈ ગયા હતા પણ વરનું તો મોં પણ બરોબર યાદ નહોતું. એટલે આવું ભાષણ કાંઈ તેમને ખરી બાબત જેવું લાગે નહીં, પણ વાર્તા જેવું લાગે. બીજા ભાષણમાં શિક્ષિકાએ કહ્યું કે ઘરના ઉપર દેખરેખ રાખવાની જરૂર છે, તેથી રસોઈ કેમ થાય છે તે પણ જાણવાની જરૂર છે. પછી એમની વિલાયતી કેટલીએક ચીજોની બનાવટ શીખવા સંબંધી માહિતી આપી. ત્રીજા ભાષણમાં જમવાના ટેબલને શી રીતે ગોઠવવું અને શી રીતે શણગારવું તે વિષે તેણે વિવેચન કર્યું. એને બીચારીને ખ્યાલ ના રહ્યો કે હિંદુઓનો ખોરાક જુદી જાતનો છે, તેમ જમવા બેસવાની તેમની ઢબ પણ જુદી છે. આ ભાષણની હકીકત કેટલીએક છોકરીઓએ ઘેર જઇને કહી હશે તેથી બે ધર્મિષ્ટ ગૃહસ્થોએ પત્રો લખી મોકલ્યા, કે અમારી પુત્રીને અમે તમારી નિશાળમાં ભણવા મોકલવા માંગતા નથી, કારણ કે ત્યાં અમને ન ખપતી ચીજો શી રીતે રાંધવી તે શીખવાય છે. પણ તેમનો આ કાગળ ઉપરી

અધિકારીઓ સુધી પહોંચ્યો નહીં, અને કોઇને તે વાતની ખબર પણ પડી નહીં. પેલી શિક્ષિકાએ તો કેટલોએક વખત પોતાની ધુન ચાલુ રાખી અને અંતે કંટાળીને ગૃહવ્યવસ્થાનાં પોતાનાં ભાષણો બંધ કર્યાં, અને અભિપ્રાય આપ્યો કે હિંદુસ્તાનમાં ગૃહવ્યવસ્થા તરફ બાળાઓને પ્રીતિ નથી! આપણી કેલવણીની–સ્ત્રીકેલવણીની સંસ્થાઓ આમ ચાલે છે. કોણ કહેશે કે હિંદમાં ગૃહવ્યવસ્થા તરફ પ્રેમ નથી? પણ પરદેશી ગૃહવ્યવસ્થાનું શિક્ષણ અત્રે કેવી રીતે પ્રિય થાય!

આ પ્રમાણે કમળાને તો નિશાળમાંથી પણ ગૃહવ્યવસ્થાના સંસ્કાર મળી શક્યા નહીં. પરંતુ તેનો બીજો અભ્યાસ બહુ સારો ચાલતો હતો. છેવટે મેટ્રીકની પરીક્ષામાં પણ તે પહેલે વર્ષે પાસ થઈ. તે દિવસે કમળાને તો આનંદ થાય જ, પણ તેના પિતાને તો બહુજ આનંદ થયો. પેપરોમાં આ વાતની નોંધ લેવાઇ અને છોકરીને કેલવણી આપવા માટે તેમનાં પુષ્કળ વખાણ થયાં. તેમ નાતના કેટલાએક લોકોએ ટીકા પણ કરવા માંડી, અને કહ્યું કે એને માટે વર ક્યાંથી લાવવાના છે!

હવે કમળાને કયે માર્ગે લઈ જવી તેનો વિચાર તેના પિતાને આવવા માંડયો. એમને એમ લાગ્યું કે જો કમળાનું લગ્ન કદાચ ના થાય, તો એને એવું શિક્ષણ આપવું જોઇયે કે તે સ્વતંત્રતાથી પોતાનું પોષણ કરી શકે. અને હાલ તરત તો એને પ્રીવિયસમાં મોકલવી એમ નિશ્ચય કર્યો. પ્રીવિયસમાં પણ તેનો અભ્યાસ સારો ચાલવા લાગ્યો. આ વખતમાં કોલેજમાં એક લેકચરર નવો નિમાયો હતો. તેની સાથે કમળાને ઓળખાણ થઈ. આ એક ચાલાક યુવક હતો અને એમ. એ. થયેલો હતો. તેનું નામ મી. રાયજી હતું.

પ્રિવિયસની પરીક્ષા પણ કમળાએ પાસ કરી. પણ તે જ સમયમાં તેના પિતાની તબિયત લથડી અને પંદર દિવસની માંદગી ભોગવી તે

ગુજરી ગયા. કમળા કેવળ એકલી પડી ગઈ અને તેને ઘણું જ દુઃખ થવા લાગ્યું. પૈસા સંબંધી એમની સ્થિતિ ઘણી જ સામાન્ય હતી, અને થોડું ઘરેણું, નાનું ઘર અને પાંચ હજારને વિમો, એટલું જ તે મૂકતા ગયા હતા. એટલે કમળાને કૅાલેજ છોડીને કાંઇક ધંધે લાગ્યા વિના છુટકો નહોતો. આ સમયમાં તેની નિશાળનાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ તેને દિલાસો આપવા આવ્યાં હતાં, તેમણે સૂચના કરી કે તું અમારી નિશાળમાં શિક્ષક તરીકે આવે તો તને સારો દરમાયો મળશે. વળી એમ પણ કહ્યું કે શિક્ષણનું કાર્ય ઉમદા છે અને દરેક કેળવાયલી બાઇયે સ્ત્રીશિક્ષણના કાર્યમાં મદદ કરવી જ જોઇયે. કમળાના મનમાં આ વાત ઠસી ગઇ, અને કેટલાએક દિવસ પછી તેણે આ નોકરી સ્વીકારી.

કમળાનાં ફોઈ હજી ઘરમાં હતાં. તેમને કમળા તરફ પ્રેમ બંધાઇ ગયો હતો, તેથી તે પરણતી નહોતી તોપણ તેને છોડી શકતાં નહોતાં. જાણે કમળા એક મરદ હોય તેમજ તૈયાર રસોઇએ જમીને ચાલી જતી હતી. બજારની ખરીદી પણ તે જ કરતી હતી, અને ફોઇ ઘરનું બધું સંભાળતાં હતાં. કમળાની તારીફ નિશાળમાં બહુ સારી થવા માંડી. શિક્ષણનું કામ તે ઉત્તમ રીતે કરતી હતી. ઉપરીઓને તેણે સતોષ્યાં હતાં અને બાલિકાઓનાં દિલ જીતી લીધાં હતાં.

કમળાને પિતાના સમયથી જાહેર બાબતોમાં રસ પડવા માંડયો હતો. વર્તમાનપત્રો વાંચવાનો અને ચાલુ બાબતો ચર્ચવાનો તેને શોખ ઉત્પન્ન થયેલો હતો. આવો શોખ તેની નિશાળમાં બીજા કોઈ શિક્ષકને હતો નહીં તેથી તે ઘણીવાર અકળાતી હતી. પરંતુ કૅાલેજ-માં નવા આવેલા તેમના લેકચરર મી. રાયજી સાથેની ઓળખાણ ચાલુ હતી. તે ઘણીવાર તેને ત્યાં આવતા હતા અને તેથી આ બાબતો ચર્ચવાનું બની શકતું હતું. કમળાની દેશદાઝ તથા આ બધા વિષયો સમજવાની શક્તિથી મી. રાયજીને ઘણો અચંબો લાગતો હતો. ધીમે

ધીમે કમળાનું આકર્ષણ વધતું ગયું, અને મી. રાયજી દરરોજ સાંજે તેને મળવા આવવા લાગ્યા. તેઓ બન્ને જુદા ગામના પણ એકજ નાતના હતા તેથી સ્વાભાવિક રીતે મી. રાયજીને કમળા સાથે લગ્ન કરવાનો વિચાર થયો. એક દિવસ તેમણે આ વાત કમળાને કરી.

આ વિચારમાં કમળાને કાંઇ પણ વાંધા જેવું લાગ્યું નહીં. આવી બુદ્ધિશાળી કમળાને પણ લગ્ન એટલે લગ્ન જ—એક સ્વાભાવિક સ્થિતિ—એમજ લાગ્યું. એને લગ્ન એટલે ગૃહકાર્ય, લગ્ન એટલે સંતાન, લગ્ન એટલે સંસાર વ્યવહાર, એવા કાંઈ વિચાર આવ્યા જ નહીં. એને તો તાત્કાળિક એમજ લાગ્યું કે લગ્ન પછી મી. રાયજી અને પોતે હમેશ સાથે રહી શકશે. લગ્નથી મી. રાયજીની ઓથ તેને મળી શકશે. મી. રાયજી સાથે વિવિધ વિષયની ચર્ચા તે કરી શકશે. અંગ્રેજીમાં જેને "Love platonic" કહે છે, તેવા અને તે સાથે કાંઇક સ્વાર્થના જ વિચાર તેને આવ્યા. તે બિચારી વ્યવહારમાં રહી નહોતી, શિક્ષણમાં વ્યવહારૂ કાંઇ શીખી નહોતી, એટલે એને વ્યવહારની બાજુના વિચાર આવ્યા જ નહીં. તેનાં સગાંવહાલાં તો આ વાત જાણી આનંદ પામ્યાં. સ્ત્રીશિક્ષણના કેટલાક વિરોધીઓને આ વાત ગમી નહીં. એમના મનમાં એમ હતું કે આ છોકરી રખડી જશે એટલે આવું સારૂં લગ્ન થયું તે કાંઈ તેમને રૂચ્યું નહિ.

મી. રાયજી તથા કમળા એક દિવસ ધામધુમ વગર પરણ્યાં. નહોતો વરઘોડો કે નહોતો વરો. ફક્ત ધાર્મિક હિંદુ લગ્નક્રિયા જ કરવામાં આવી હતી અને સગાં તથા મિત્રોનેજ બોલાવ્યાં હતાં, તે રાત્રે બધાંએ સાથે આનંદ સહિત ભોજન લીધું. નાત જમાડી નહોતી તેથી નાતવાળાઓને ટીકા કરવાનું સાધન મળ્યું હતું. આ લગ્નક્રિયા અને આ બધો રૂઢીભંગ કમળાની ફોઈને રૂચ્યો નહીં, અને એ તો લગ્ન પુરૂં થયું કે તરત જ પોતાને ગામ ચાલી ગયાં. કમળા તે જ દિવસથી મી. રાયજીને ઘેર રહેવા ગઇ.

મી. રાયજી તથા કમળા બન્નેને એમ લાગ્યું કે હવે કમળાએ નોકરી તો ના જ કરવી જોઇએ. ગૃહિણી તો ઘરની રાણી, એણે તો ઘરમાંજ રહેવું જોઇયે, બહારનું કામ કાંઈ સ્ત્રીઓનું નથી, એવા પરાપૂર્વના તે બન્નેના સંસ્કાર હતા, અને તેથી કમળાએ તેના સુપ્રીન્ટેન્ડેંટની મરજી વિરૂદ્ધ પણ રાજીનામું આપ્યું. તેનું પ્રથમ ફળ તો એ આવ્યું કે મી. રાયજીને પોતાની આવકમાંથી ઘર બહુજ સંકડામણથી ચલાવવું પડ્યું. કમળાએ પોતાની નોકરીમાંથી થોડા પૈસા બચાવ્યા હતા, બાપના પાંચ હજાર રૂપિયાનું વ્યાજ આવતું, અને પહેરવા જેટલાં ઘરેણાં પણ હતાં. કમળાએ રાયજીને સમજાવીને પોતાના બાપના ઘરમાં રહેવા જવાનું ઠરાવ્યું એટલે રાયજીને માથેથી ઘરભાડું ઉતર્યું. ખરી મઝા તો ઘરની વ્યવસ્થામાં આવતી હતી. કમળા બિચારી બિલકુલ વ્યવહારકુશળ નહોતી. શાક, અનાજ કે મશાલાની ખરીદીમાં હમેશ તે છેતરાતી. શરૂઆતમાં થોડો વખત રાંધનારી એક બાઈ રાખી હતી પણ હિસાબ ગણતાં કમળાને લાગ્યું કે આ બાઇનું ખર્ચ ઘણું જ આવે છે, તેથી તેણે રાંધવાનું પોતાને માથે રાખ્યું. ફક્ત કામ કરનાર નોકર રાખી લીધો. હવે આટલે વર્ષે રાંધવાનું કામ એને કપરૂં લાગવા માંડ્યું. એની માએ કદિ શીખવ્યું નહોતું. રતનબેન તો એમજ જાણતાં હતાં કે રાંધણકળા તો કુદરતી જ છોકરીઓને આવડે. નિશાળમાં તેનું શિક્ષણ મળતું નહોતું. નિશાળની કેળવણી તો છોકરાના જેવી જ હતી, અને પિતાએ તો તેને છોકરાની માફક જ ઉછેરી હતી. એટલે એમની ઘરવ્યવસ્થા ગડબડીયા જ ચાલવા લાગી. પણ મી. રાયજીનો તેના પ્રત્યે પ્રેમ અગાધ હતો, અને વળી તેઓ જાણતા હતા કે એ તો આ વિષયમાં કેળવાયલી નથી એટલે બધું ચલાવી લેતા હતા. આમ કેટલાએક વખત ચાલ્યા પછી કમળા ગર્ભવંતી થઇ. સીમંતની કાંઇ પણ ક્રિયામાં ધામધુમ કે ખર્ચ કરવું નથી, એમ તેઓએ નિશ્ચય કર્યો હતો. એટલે એ વિષયમાં તો કાંઈ જાણવા જોગ બન્યું નહિં. સુવાવડ ઇસ્પિતાળમાં કરાવી. કમળા તથા નાનકડી તારા બન્ને સાજાં તાજાં

ઘેર આવ્યાં તે વખતે મી. રાયજીનો હર્ષ માતો નહોતો. માતા પિતા બેઉ તે નાનકડી પુત્રી પાછળ ઘેલાં થઈ જતાં હતાં. કમળાનો પોતાની પુત્રી તરફ પ્યાર અગાધ હોય તેમાં કાંઈ નવાઇ જ નહોતી, પણ વ્યવહારૂ ઉછેરમાં કમળાને ઘણીજ અડચણ પડતી હતી તથા ગભરામણ પણ થતી હતી. તેણે કોઈ દિવસ નાનું બાળક હાથમાં ઝાલ્યું નહોતું. એના કુટુંબમાં તે એકલી જ હતી, એટલે કોઇના પણ ઉછેરમાં મદદ આપવાનો પ્રસંગ આવ્યો નહોતો, અને સગાંવહાલાંમાં જવાનો વ્યવહાર નહોતો એટલે ત્યાં પણ તે અનુભવ તેને થયો નહોતો, અને તેથી તે બહુ જ અકળાતી હતી અને ઘણીવાર કહેતી હતી કે આના શિક્ષણ વગર તો સંસાર કેમ ચાલે? તેમાંયે વળી નાની તારા કોઈવાર માંદી પડતી, અને તે રડતી ત્યારે તો એને બહુજ ગભરામણ થતી હતી, અને એનું જોઈ એ પણ રડવા માંડતી હતી. એને શું થતું હશે તેની એને ખબર પડતી નહોતી, અને કોઈવાર ખબર પડતી તો તેનો ઉપાય શો તેની સમજણ નહોતી. પરિણામે જરાજરામાં દાક્તરને ત્યાં જવું પડતું હતું, તેથી મહેનત સાથે ખર્ચ વધી પડતાં હતાં.

એકવાર મી. રાયજી તથા કમળા નિરાંતે બેઠાં હતાં, તેવામાં વાત આ વિષય તરફ જ ઢળી. ખર્ચ વધતું હતું, જાતે હેરાન થતાં હતાં, અને છતાંયે જોઇયે તેટલું સુખ મળતું નહોતું. તેમને બન્ને જણાને એમ લાગ્યું કે આપણી કન્યાશાળાઓમાં અપાતી કેલવણી આપણા સમાજને જરાયે બંધબેસતી નથી. ગૃહવ્યવસ્થા અને બાળઉછેર તથા માંદાંની વ્યવહારૂ માવજતની આવડત વિનાનું બધું જ પુસ્તકીયા શિક્ષણ નકામું છે. આપણા દેશમાં અને ખાસ કરીને હિંદુ-મુસલમાન સમાજમાં પ્રત્યેક સ્ત્રી લગ્ન કરીને ઘર માંડવાની જ છે, માટે આ બધું જ્ઞાન તો તેને માટે કેવળ અનિવાર્ય જ છે. પારસી સમાજમાં કુમારિકાઓ—આખો જન્મારો કુમારિકાઓ—હોય છે ખરી, પણ તેમને યે આ શિક્ષણ મળ્યું હોય તો ઘણોજ લાભ થાય. આ વિચાર ઉપરથી આ બન્ને

સંસ્કારી દંપતી દેશહિતની અને સ્ત્રીશિક્ષણની ઘણી ચર્ચામાં ઉતરી પડયાં. એમને લાગ્યું કે અત્યારની કેળવણીની પદ્ધતિમાં સ્ત્રીશિક્ષણનો ખાસ વિચાર કોઇયે કર્યો નથી. કારકુનો અને સરકારી નોકરો તૈયાર કરવા પુરૂષો માટે જે પદ્ધતિ રચાઇ છે તે જ પદ્ધતિ ઉપર સ્ત્રીઓને પણ કેલવણી આપવાનું શરૂ કરી દેવામાં આવ્યું છે. દેશહિતને ખાતર આખીયે કેલવણીની પદ્ધતિ બદલવાની જરૂર છે. પરંતુ સ્ત્રી-કેલવણીમાં તો તરત જ ફેરફાર કરવાની જરૂર છે, અને તે માટે સરકાર તરફથી હિલચાલ થતાં તો ઘણોજ સમય લાગશે, માટે ખાનગી સાહસ અને પ્રયત્નથી સ્ત્રીશિક્ષણની સંસ્થાઓ સ્થાપવી જોઇયે, અને તે ઉપરથી સરકારને પણ તેની સફળતાની ખાત્રી કરી આપવી જોઇયે. આવી ખાત્રી થતાં જ સરકારી સ્ત્રીકેલવણીની પદ્ધતિમાં ફેરફાર થશે જ.

'પણ આ બધું શી રીતે સાધવું? આપણે એમાં કાંઈ ના કરી શકીયે?' આ વિચાર પણ આ બે જણાંને આવ્યો. મી. રાયજીએ આ પ્રસંગે એક બીજો વિચાર દર્શાવ્યો. એમણે કહ્યું: "કમળા! શું દરેકેદરેક સ્ત્રીએ ગૃહસંસારનો ઉદ્યમ જ કરવો જોઇયે? કોઈનું મગજ એવું હોય કે સંસારમાં તે ચાલતું ના હોય, પણ બીજી રીતે બહુ સારૂં કામ કરી શકે તેમ હોય તોપણ તેણે સંસારમાં જ શા માટે પડવું જોઇયે? કુટુંબજીવન સમગ્ર રીતે સારૂં છે, એ વાત ખરી; એકંદરે જીવન વ્યવહાર–દેશના જીવનવ્યવહારમાં તેથી ફાયદો જ છે, તે વાત પણ ખરી; પરંતુ શું એકે એક સ્ત્રી આ વ્યવહારમાં પડવી જ જોઇયે? તે બીજા કાર્ય માટે ઘણી જ વધારે લાયક હોય તોપણ તેણે ઘર જ માંડવું જોઇયે?" આ પ્રશ્નો સાંભળી કમળા હસી પડી, અને બોલી કે "તમે આ બધું મારે માટે જ કહો છો, પણ સાંભળો. જ્યારે મેં મારી નોકરીનું રાજીનામું આપ્યું ત્યારે મારાં સુપ્રીન્ટેન્ડેન્ટે કહ્યું હતું કે લગ્ન હજી મુલતવી રાખ અને થોડા વધારે પૈસા એકઠા કર. એ તો એક વ્યવહારૂ સૂચના હતી. પણ તે ઉપરથી મને ઘણીવાર વિચાર આવે છે કે હું નિશાળમાં એક સફળ શિક્ષિકા હતી. ઉપરીઓ મને વખા–

ણુતા હતા, બાલિકાઓ મને ચહાતી હતી, નોકરીમાં આગળ વધવાનો પાકો સંભવ હતો, એ બધું મુકીને મેં લગ્ન કર્યું. લગ્નમાં મને પસ્તાવો નથી, તમારા પૂર્ણ પ્રેમની મને ખાત્રી છે, હું તમને અગાધ પ્રેમથી ચાહું છું, પણ મને ઘર ચલાવતાં નથી આવડતું. છોકરાં ઉછેરવાની સમજણ નથી, તેમ શોખ પણ નથી. આવી સ્થિતિમાં શું કરવું ?"

રાયજીએ કહ્યું કે "હમણાં આપણા સમાજની બેવડી ગતિ છે. નવી સંસ્કૃતિ અને જુની સંસ્કૃતિ વચ્ચે અથડામણ ચાલે છે. હવે સંયુક્ત કુટુંબો ગયાં છે, તેથી અલબત્ત ઘણોજ કલેશ ઓછો થયો છે, પણ તે સાથે ગૃહવ્યવસ્થા અને બાળઉછેરમાં પૂર્ણ અનુભવી દાદીમા પણ ગયાં છે. હવે બિનઅનુભવી બાળાઓ સંસારવ્યવહારમાં પડે છે. તે માટેનું શિક્ષણ તેમને નથી શાળામાં મળતું કે નથી ઘરમાં મળતું. આપણા આ સંસારસુધારકો પણ કેટલે સુધી ઉંધે રસ્તે ચઢયા હતા ? તેઓ એમ સમજતા હતા કે સ્ત્રીઓને ગૃહવિજ્ઞાનનું શિક્ષણ આપવું તે તેમને પુરૂષો કરતાં હલકી ગણવા સમાન હતું. ત્યારે શું સ્ત્રી પુરૂષના સમાન હક્ક કારકુનીમાં પણ આણવા છે ? પુરૂષોની કેલવણી તેમને કારકુનો બનાવવા માટે યોજાયલી હતી. સ્ત્રીઓને–લગભગ દરેક સ્ત્રીને–ઘર ચલાવવાનું છે, માટે તે સંબંધી શિક્ષણ તેમને આપવું જ જોઇયે. એ વાત ખરી છે કે કોઈ સ્ત્રી–કન્યા–ઘરસંસારમાં પડવા માંગતી ના હોય તો તેને તેમ કરવાની ફરજ સમાજ તરફથી પડવી જોઇયે નહિ. કોઇને અમુક ધંધો કરવો હોય, દાક્તર થવું હોય કે વકીલ થવું હોય, તો તે માટે પણ બંધન રહેવું જોઇયે નહિ. પરંતુ વસ્તુસ્થિતિ તરફ આંખમિંચામણાં ના કરવાં જોઈયે. અને વળી સુખી ગૃહસંસાર હોય તો જ સમાજ ઉજ્જવળ રહેશે. માટે ગૃહશિક્ષણ કન્યાઓને અવશ્ય આપવું જ જોઇયે."

કમળાએ કહ્યું કે, "ત્યારે હવે આપણે આપણા પોતાના તેમજ સમાજના હિત ખાતર કયો માર્ગ ગ્રહણ કરવો જોઇયે તે વિચારવું જોઈયે. જુવો, હું કહું તેમાં ખોટું લગાડશો નહિં. તમને લગ્ન પછી

એમ અભિમાન હતું કે સ્ત્રીનો પૈસો ઘરમાં વાપરવો જોઈયે નહિ. પણ શું ઘર જેટલું પુરૂષનું છે તેટલું સ્ત્રીનું નથી? માટે અત્યારે આપણું ખર્ચ તમારી આવક કરતાં વધારે છે માટે તેમાં પુરતી મારી તરફથી થવી જોઇયે. વળી કેટલુંક ખર્ચ તો મારી બિનઆવડતને જ આભારી છે, તેનો પણ વિચાર થવો જોઇયે. મને શોખ હોય નહિ, આવડત હોય નહિ, અને વળી જે કરવાથી દેખીતું નુકશાન હોય તેવું કાર્ય મારે કરવું જોઇયે કે શોખ, આવડત અને આવક થાય તેવું કરવું જોઇયે? માટે મારો વિચાર એમ થાય છે કે મારે શિક્ષણનું કાર્ય ફરી હાથમાં લેવું. પણ તે સાથે ઘરની વ્યવસ્થા અને બાળકો ઉછેરવાનું શું કરવું તે પણ વિચારવાનું છે. આપણે ત્યાં હમણાં ગમે તે પગાર આપતાં પણ તે કાર્ય માટે વિશ્વાસપાત્ર માણસ મળે તેમ નથી. મને ઘણીવાર વિચાર આવે છે કે આધેડ વયની અનુભવી વિધવાઓ જો આ પ્રમાણે ઘરના વ્યવસ્થાપકનું કાર્ય કરે તો તેમને સારી આવક થઈ શકે. હાલમાં ફક્ત પેટ સાટે ઘણીયે વિધવાઓ અપમાન ખમીને સંયુક્ત કુટુંબનો કારભાર કરે છે, તેને બદલે જો આવું કાંઈ થાય તો સમાજને તેમજ વિધવાઓને ઘણો લાભ થાય. આ ઉપરથી ગૃહિણીઓ પોતાના કાર્યથી વિમુખ થાય એમ મારી ઇચ્છા નથી, પણ પૈસાદાર અને બુદ્ધિવાન બાઈઓ આવા કામમાં ઘણી જ રોકાયલી રહે છે, તેથી આપણા જાહેર જીવનને નુકશાન થાય છે, તે આથી અટકે.

"આ સંબંધમાં આપણે પોતાને માટે શું કરવું તેનો પણ મેં વિચાર કર્યો છે. મારાં જે ફોઇયે મારે માટે આટલું બધું કર્યું છે, અને મારી માતાના મરણ પછી મારી સંભાળ લીધી છે, તેમને હું પાછાં બોલાવીશ. મારા પિતાજીએ તેમને કાંઈ આપ્યું જ નથી. એમનો આધાર ફક્ત ભાઈની મરજી કે લોકરૂઢી ઉપર જ હતો, અને ભાઇને મન તો જાણે બહેન એ કાર્ય કરે જ તો એમ હતું. પણ હું તેમને તેમના સ્વતંત્ર ઉપયોગ માટે અમુક રકમ આપીશ. પગાર તરીકે નહિ, પણ તેઓ હક્ક કરી શકે તેવી રીતે."

રાયજી તો આ બધું સાંભળી ઘણા વિચારમાં પડી ગયા. પછી તે બોલ્યા કે, "શું ત્યારે તું પાછી તારી જુની નોકરી ઉપર જઈશ ?"

કમળાએ કહ્યું, "ના. એ કારકુનોને લાયકનું શિક્ષણ આપવામાં હું ભાગીદાર થઈશ નહિ. હું તો હવે આપણા સમાજને અનુકૂળ આવે તેવા ધોરણ ઉપરજ કન્યાઓને શિક્ષણ આપવાની ગોઠવણ કરીશ. અંગ્રેજીની મારફતે અત્યારે ઇતિહાસ ગોખાવી શિક્ષણનું ખુન કરવામાં આવે છે. કન્યાઓ ઇતિહાસ શીખતી નથી. અરે, સંસ્કૃતની પરીક્ષા પણ કન્યાઓને અંગ્રેજી મારફતે આપવાની હોય છે. આ ગોખણપટ્ટીથી બિચારીઓનાં મગજ ખવાઇ જાય છે. આ બોજો ગુજરાતી ભાષા મારફતે શિક્ષણ આપવાથી જરૂર ઓછો થાય એમ મારૂં માનવું છે. વળી કન્યાઓ ઉપર ચારિત્ર્યની છાપ પડવી જોઇએ, તેમનામાં સ્વદેશાભિમાન ઉત્પન્ન કરવું જોઇએ, આ સર્વ મડમ મહેતીઓ અને સરકારના કબજા નીચેની નિશાળોમાં થવું અસંભવિત છે, માટે હું તો નવી પદ્ધતિની નિશાળ જ કાઢીશ અને મારા સદ્કાર્યમાં પ્રભુ મને મદદ કરશે."

કમળાનો ઉત્સાહ, કમળાનો નિશ્ચય જોઇ રાયજીને કાંઇ અવનવો અનુભવ થયો. પરંતુ જરા ટોળ કરવાના વિચારથી તે બોલ્યા : "ઓહો ! મારી કમળા તો આજે દેવદૂત થઈ લાગે છે ! ઉંઘમાં બોલાય છે કે જાગૃતિમાં છો ?"

કમળા કાંઇક આવેશથી બોલી, "હું જાગૃત છું, પુરી જાગૃત છું, એટલું જ નહિ પણ મારો અંતરાત્મા જાગ્યો છે. મેં ધાર્યું છે તે હું કરીશ જ."

રાયજીએ ગંભિર મુખ કર્યું અને બોલ્યા, "મારી કમળા આટલી દેશાભિમાની હશે, તેનો મને ખ્યાલ નહોતો. રસોડામાં રાંધતાં રાંધતાં તેં બહુ બહુ વિચારો કર્યા લાગે છે. પણ શું તારા ઉત્તમ કાર્યમાં મદદ કરવાની મારી ફરજ નથી ? તારા નિશ્ચયે વળી મને પણ એક નિશ્ચય કરાવ્યો છે. મારૂં ક્ષેત્ર પણ કેલવણીનું છે તો હું સ્રીકેલવણીને માટે મદદ કેમ ના કરૂં ? જો પુરૂષો સાથે અસહકાર કરવાનો તમારો

વિચાર ના હોય તો હું તમને પૂર્ણ મદદ કરવા તૈયાર છું, અને ભવિષ્યમાં તમે જો કન્યાઓ માટે કૅાલેજ કાઢશો તો મારી હાલની જગાનું રાજીનામું આપીને હું તેમાં જોડાઈશ."

"ના, ના, પુરૂષો સાથે અસહકાર કરવો અમને કેમ પાલવે?" કમળાએ કહ્યું: "અમે તો સહકારથી કાર્ય કરીશું. અસહકાર તો હાલની ભૂલભરી કેલવણીની પદ્ધતિ સાથે કરવાનો છે. અમારે સંસ્થા કાઢવાની છે તેમાં નાણાની મદદ જોઈશે, તે માટે પુરૂષોની મદદ જોઈશે જ. વળી અંતરવ્યવસ્થા માટે પણ તમારી સલાહ જોઈશે. અને જો લોકો મારી યોજના ઉત્સાહથી વધાવી લે તો હું તો એક બૅાર્ડિંગ–કન્યા વસતિગૃહ–પણ ચાલુ કરી દઉં. ગૃહવ્યવસ્થાનું ખરૂં શિક્ષણ તો બૅાર્ડિંગમાંજ અપાય. વળી નિયમિતપણું ત્યાં જ શીખવાય. ચારિત્ર્ય-ઘટના પણ ત્યાં જ થાય. ઓહો! જો બની શકે તો કરવાનું ઘણુંજ છે."

કમળા તો આજ ઘણાજ ઉત્સાહમાં આવી ગઈ હતી, અને આમ ને આમ પોતાની યોજના ઘડતી જતી હતી. અંતે રાયજીએ કહ્યું કે, "હવે તો પેટમાં કુરકુરીયાં બોલે છે. તારી યોજનાના વિચાર ભૂખે પેટે થઇ શકશે નહિ, માટે તારૂં ગમે તેવું રાંધેલું પણ ખાવાનું આપ."

બીજા દિવસથી કમળા અને રાયજીએ આ યોજના હાથ ધરીને તે વિષે જુદા જુદા માણસો સાથે પુષ્કળ ચર્ચાઓ કરી, અને થોડે દિવસે કમળાના વિચારોને લગભગ મળતા ધોરણ ઉપર એક યોજના ઘડી કાઢી જાહેરમાં મૂકી. તે માટે એક કમિટી નિમી, તેમાં લાગવગવાળા માણસો ઘણા હતા. મી. રાયજી તેના મંત્રી બન્યા. કમળાએ તરતજ સંસ્થા ઉભી કરી, અને તેની અધિષ્ટાત્રી તથા વ્યવસ્થાપક પોતે નિમાઈ. લોકોનો નવો જુસ્સો તથા કમળા અને રાયજીના ઉત્સાહને લીધે થોડાક વખતમાં જ આ સંસ્થા ઘણી જ ખીલી. કમળાના સ્વપ્ના મુજબ પ્રથમ વર્ષમાંજ વસતિગૃહ–બૅાર્ડિંગ–પણ સ્થપાયું અને તેમાં વીશ કન્યાઓ દાખલ થઈ ગઈ. કમળાએ એક પોતાની જાણીતી અને વિશ્વાસુ બાઈ શિક્ષકને નોકરી છોડાવી તેની ઉપરી નીમી.

ગામમાં કમળાનું નામ ઘેર ઘેર જાણીતું થઈ ગયું અને ત્રણ ચાર વર્ષમાં રાયજીને પણ રાજીનામું આપી કૉલેજમાં જોડાવું પડયું. વળી સંસ્થાને અંગે તેના સિદ્ધાંત પ્રચારક વિભાગ પણ સ્થપાયો, અને આના જેવી બીજી પાંચ સંસ્થાઓ થોડાક જ વર્ષમાં ગુજરાતમાં સ્થપાઈ.

એક પૂર્ણિમાને દિવસે કમળા અને રાયજી પોતાની અગાસીમાં બેઠાં હતાં. ચંદ્ર પ્રકાશી રહ્યો હતો. રાંધવાની કે ઘરવ્યવસ્થાની કડાકુટ કમળાને નહોતી. ફોઈ હતાં. દંપતીને સંસ્થામાંથી ખરચ પૂરતો દરમાયો મળતો હતો એટલે તેની ચિંતા નહોતી. રાયજીએ કહ્યું: "કમળા! જો તું રોટલી ગોળ શી રીતે વણી શકાય તે પ્રયત્નમાંજ, તથા સ્ત્રીએ ઘર ચલાવવું જ જોઇયે એ વિચારમાં ઘરમાં બેસી રહી હોત તો?"

કમળા બોલી: "તો મને મારા કાર્યમાં પતિદેવનો સહકાર ના મળત. આ તો કામમાં પણ તમે સાથે જ. અમે સ્ત્રીઓ તો શક્તિઓ, નવી સૃષ્ટિ રચનારીયો; પણ તમારી મદદ જોઈયે. બોલો પ્રભુ! આ મારી કન્યાઓ નવી સૃષ્ટિ જ રચશે કની?"



૫

# ગૃહિણી કે સેવિકા ?

સરલાનું દુર્ભાગ્ય જ તેને ફળ્યું. પંદર વર્ષની ઉમરની તે થઈ તે વખતે ત્રણ માસમાં તેનાં માતા અને પિતા મૃત્યુ પામ્યાં. ભાઇ તો તેને હતો જ નહિ, અને બહેન પણ નહોતી. તે કુટુંબમાં એકલી જ હતી. પિતા વીલથી એક ઘર અને હજારોની પુંજી તેને આપી ગયા હતા. ટ્રસ્ટી નિમાયા હતા અને તેમની સલાહ મુજબ વર્તવાનું પણ લખ્યું હતું. પણ વીલમાં ચોકખું હતું કે પૂંજી સરલાને બિનશરતે આપવામાં આવે છે, અને તે એકવીસ વર્ષની થાય એટલે બધીજ મીલકત તેને સોંપવી, યા તો તેની વ્યવસ્થા તેની મરજી મુજબ કરવી.

માતાનું મૃત્યુ થયું તે સમયે સરલા મેટ્રીકમાં તરત જ આવી હતી. હવે તેને ભણતર બંધ કરાવી યોગ્ય વર મળતાં પરણાવી દેવાના વિચારમાંજ તેનાં માતા પિતા હતાં. પરંતુ આ પ્રમાણે તેઓ અકાળે મૃત્યુવશ થતાં સરલાના વિવાહની વાત રહી જ ગઇ.

સરલા ઠાવકી અને વિચારવંત હતી. વિદ્યાનો શોખ તેને લાગી ચૂકયો હતો. તેણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો, અને તે સાલ

મેટ્રીકની પરીક્ષામાં પાસ થઈ. તેના ટ્રસ્ટીઓની ઇચ્છા એમ હતી કે તે કૉલેજમાં ન જાય તો સારૂં. પણ સરલાએ તો બી. એ. થવાનો નિશ્ચય કરી જ દીધો હતો. એક સમયે દાકતર થવાનો તેને વિચાર હતો, પણ સાહિત્ય તરફ એટલી બધી પ્રીતિ તેને હતી કે તે વિચાર લાંબો સમય ટકયો નહિ.

પ્રથમ વર્ષ તો તેણે અમદાવાદ કૉલેજમાં ગાળ્યું. પણ તેને ઘરમાં એકલા ગમતું નહતું. બહેન નહિ, માશી નહિ, એટલે ખરા તનનું કોઈ નહિ. બીજા દૂરના સગા ઘણા, પણ તેમની જોડે સરલાને ફાવે જ નહિ. સ્ત્રીઓની વર્તણુંક સરલાને ગમતી નહોતી. તેઓ જાણે એનાં માલિક હોય તેમ વર્તતાં અને તેને વધારે ના ભણવા માટે હંમેશાં કહેતાં. વળી તેની પૂંજીને લીધે તેમના સગાનો છોકરો હતો તેની જોડે પરણાવવા મથતાં. છોકરો ઈંટરમાં ત્રણ વાર નાપાસ થઇ મીકેનીકલ ઇજનેર થયો હતો, અને બાર મહિને એક હજાર કુટી કાઢતો હતો. નહિ તેને વિદ્યાનો મોહ કે નહિ સાહિત્યનો શોખ, છેકજ હથોડામાસ્તર તે હતો. આ તજવીજ થતી જોઇ સરલા તો હસતી અને વાત ફેરવતી, પણ ઘણુંખરૂં તેમને ઘેર જતી નહિ. તેને હવે અમદાવાદમાં ગમતું નહિ. પણ કરવું શું?

## ૨–સેવાસદનમાં.

પ્રીવિયસનું પરિણામ આવ્યા પછી તેણે મુંબાઈ સેવાસદનના મંત્રી સાથે પત્રવ્યવહાર ચલાવ્યો, અને છેવટે ત્યાં એક જુદી ઓરડી પોતાને મળે તેમ તજવીજ કરી. ત્યાં નર્સ માટે કેળવાતી તથા મહેતી થવા મથતી પચીશેક બાઇઓ રહેતી હતી. તેને એમ લાગતું હતું કે જો કોઇ પણ કૉલેજમાં સ્ત્રીઓ માટે ખાસ બૉર્ડિંગ હોત તો તે ત્યાં ખુશીથી જાત. પણ તેવી બૉર્ડિંગની ગેરહાજરીમાં આ વ્યવસ્થા તેણે પોતે કરી લીધી હતી. બધું નક્કી કર્યા પછી તેણે ટ્રસ્ટીઓને વાત કરી. તેઓને તો આ જરાએ ગમ્યું નહિ, પણ સરલા કાંઈ

વિચાર ફેરવે તેવી નહોતી. તે મુંબાઈ ગઈ, સેવાસદનમાં રહી, અને વિલસન કૉલેજમાં દાખલ થઇ.

ભણતરમાં તેણે પ્રોફેસરોને સર્વ વાતે સંતોષ આપ્યો. સેવાસદનમાં તો કેવળ બોર્ડર તરીકે નહિ પણ એક કારભારી તરિકે તેણે ભાગ લેવા માંડયો. ત્યાંના મંત્રીના જમણા હાથરૂપ તે બની. બધું કામ ત્યાં હાથે કરવાનું હતું. વારાફરતી રસોઈ કરવી અને પોતાનાં કપડાં હાથે ધોઈ લેવાં એ ક્રમ સરલાએ સ્વીકાર્યો હતો. ધારત તો પોતે તે માટે જુદી ગોઠવણ કરી શકત, પણ તે વાત તેને ગમી નહિ. બધાં જેમ રહેતાં હોય તેમજ રહેવું, એ તેને ઠીક લાગ્યું. બધાં બોર્ડરોમાં તે બુદ્ધિવંતી હોવાથી સહેજે તેમની આગેવાન થઈ પડી. સેવાસદનમાં તેને ખરી ધર્મભાવના પણ ઉત્પન્ન થઇ. અત્યાર સુધી આ સંબંધી કાંઈ જ જ્ઞાન તેને ન હતું. ઘેર કોઇ નહિ અને નિશાળમાં તો ધર્મની કેલવણીનું નામ પણ નહિ. પરંતુ સેવાસદનની આખી ભાવનાજ ધર્મમય હતી. વળી તેમાં નિરાધારને મદદ કરનાર બાઇઓનું મંડળ પણ હતું. ગરીબ દરદીઓની સારવાર કરનારૂં ખાતું પણ હતું, અને બધા કરતાં ત્યાંનાં મંત્રી જે પોતાના કાર્યમાં કેવળ તલ્લીન થયેલાં જ રહેતાં હતાં તે હતાં. આ સર્વની અસર સરલા ઉપર જબરી થઇ. તેનું મન પરોપકાર તરફ ઢળ્યું. વળી મંત્રી પોતે તો પારસી હતાં, પણ તેમણે સરલાને ખાસ આગ્રહ કર્યો કે હિંદુ ધર્મનાં પુસ્તકો તેણે વાંચવાં જ જોઈએ. સરલાએ રામાયણ અને મહાભારત તેનાજ કહ્યાથી વાંચ્યાં. વળી તેના જ આગ્રહથી વિલસન કૉલેજમાં બાઇબલ શીખવાતું હતું તે તેણે ધ્યાનપૂર્વક વાંચ્યું, અને બાઇબલ શીખવાના સમયને પવિત્ર ગણી તે ખાસ લક્ષથી અધ્યાપકનું વિવેચન સાંભળતી હતી. આ સર્વથી સરલાને બહુજ લાભ થયો. બુદ્ધિ સાથે હૃદયની ખીલવણી થઈ. અહિં સરલા સુખી હતી. તે દુનિયામાં એકલી છે, તે લાગણી તેના મનમાંથી નિકળી જ ગઈ. કૉલેજની બીજા વર્ષની પરીક્ષામાં તે પસાર થઇ અને બી. એ. નો અભ્યાસ તેણે ચાલુ રાખ્યો.

## ૩-નવી ઓળખાણ.

સેવાસદનમાં એકએક વર્ષ રહ્યા પછી એકવાર તે મંત્રીની સાથે આફીસના ખંડમાં બેઠી હતી, તે વખતે એક અંગ્રેજી ઢબનો પહેરવેશ પહેરેલો ખુબસુરત યુવક પોતાનું કાર્ડ મોકલીને રજા મળતાં અંદર આવ્યો. ઘણાએ માણસો વખતો વખત આ પરોપકારી ખાતું જોવા આવતા હતા. આ યુવકનું નામ મી. ઠાકોર હતું. તે અમેરિકા જઈ સમાજ-શાસ્ત્રનો અભ્યાસ કરી આવ્યો હતો. મુંબાઇ આવ્યા પછી સ્થાનિક સંજોગોનો અભ્યાસ કરવાની તેને ફુરસદ થઇ હતી, અને તેથી તેણે મુંબાઇની પરોપકારી સંસ્થાઓનો અભ્યાસ કરવાનું આદર્યું હતું, અને તેજ કારણથી સેવાસદનને જોવા તે આવ્યો હતો. આ હકીકત તેણે પોતેજ મંત્રીને કહી. આ ગૃહસ્થ પાસેથી ઘણું નવું જાણવાનું મળશે એમ સરલાને લાગ્યું અને તેથી તેણે ઉલટથી તેની બધી વાતો સાંભળવા માંડી.

મંત્રીએ પ્રથમ જ સરલાની ઓળખ કરાવી દીધી, અને કહ્યું કે, "જો કે બહેન સરલા અમારા સદનમાં ફક્ત વિદ્યાર્થી તરિકે જ દાખલ થયાં છે તોપણ અત્યારે તો એ મારા જમણા હાથ સમાન છે. વળી સેવાસદનના કામને અંગે તેમણે અત્રેનાં ઘણાં પરોપકારી ખાતાં પણ જોયાં છે." પછી તે સેવાસદનના આખા મકાનમાં ફર્યાં ને દરેક વિગતની માહિતી આપી, અને દરેકમાં જે જે હેતુઓ રહેલા હતા તેની સમજ પાડી. ફરતાં ફરતાં તેઓ રસોડા પાસે આવ્યાં. રસોડાની સર્વ સોઈ જોઈ, અને પછી મી. ઠાકોરને જણાયું કે મોટે ભાગે રસોઈ તો સર્વ વિદ્યાર્થીનીઓ અંદર અંદર વહેંચણી કરીને હાથે જ કરી લે છે, એટલે તેણે ટીકા કરી કે સેવાસદન જેવું ખાતું પણ સ્ત્રીઓને માથે આ કાર્ય નાંખીને તેમને અપમાન કરે છે તે ઠીક નહિ. આ ઉપરથી સરલાએ કહ્યું, "ત્યારે તમે શું કહેવા માંગો છો? શું સ્ત્રીઓએ રસોઇ ના કરવી?"

મી. ઠાકોર:—રસોઈ કરતાં તેને ભલે આવડે, પણ જે કામ પગારદાર ભાડુતી માણસો કરી શકે છે તે કામમાં કેલવણી લેતી અને કેળવાયલી સ્ત્રીઓને શા માટે રોકવી તે હું સમજતો નથી. વળી જાણે સર્વ એમજ ધારી લે છે કે સ્ત્રી કુટુંબમાં રસોઇ કરવા બંધાયલી છે, તે શું તેને અપમાનકારક નથી?

સરલા:—ના, જરાયે નહિ. એમ તો સર્વ કોઈ કુટુંબમાં એમ ધારી જ લે છે કે પુરૂષ બહાર નોકરી ધંધો કરી સ્ત્રીનું પોષણ કરવા બંધાયલો જ છે. તે કાંઇ પુરૂષોને ઓછું અપમાનકારક છે?

આ નરમ લાગતી છોકરીનો સામો ઘા સાંભળીને મી. ઠાકોર ચૂપ થઈ ગયા, પણ તેની તરફ તેનો આદર વધવા લાગ્યો.

પછી સરલાએ કહ્યું કે, "રસોઈ તો શું પણ દરેક કામ દરેક જણે હાથે કરવાની ટેવ પાડવી જોઇએ. જો કદાચ હું લગ્ન કરવાનો વિચાર કરૂં તો મારા પતિને રસોઈ કરતાં આવડે છે કે નહિ તે પ્રશ્ન પહેલો પૂછું."

મી. ઠાકોર:—માફ કરજો મિસ સરલા. પણ તમે હજી લગ્ન નહિ કરેલું હોય તેનો મને ખ્યાલ જ નહિ. આપણા હિંદુઓ પણ હવે કન્યાકેલવણીની કદર કરી તેમને મોટી ઉમર સુધી અવિવાહીત રાખતા શીખ્યા એ દેશને માટે ઘણું સારૂં ચિન્હ છે."

સરલાએ ઉત્તર આપ્યો કે, "મારૂં તો દુર્ભાગ્ય જ મને ફળ્યું છે. મારા પિતાનું અચાનક અવસાન થયું હોત નહિ તો કદાચ મને પણ કેલવણીનો લાભ કે સેવાસદનનો સંગ મળ્યો ના હોત. પરંતુ હવે કાંઇક કેલવણીની કદર થવા માંડી છે ખરી."

ત્યાર પછી તેઓ ઓફીસ રૂમમાં પાછાં ફર્યાં, અને મુંબાઇની બીજી સંસ્થાઓની વાતો કરવા માંડી. રખડતા ભીખારી છોકરાંઓનું આશ્રમ નવું ઉઘાડયું હતું તે સંબંધી સરલાએ વાત કરી અને કહ્યું

કે, "જ્યાં સુધી તે સર્વને માટે ઉદ્યોગગૃહો ઉઘડે નહિ, અને પછી કાયદાથી ભીખ માગવાનું અટકાવવામાં આવે નહિ ત્યાં સુધી દેશનું આ અઢળક મનુષ્યધન પરાવલંબી જીવન જ ગાળશે. તે સાથે ગુનેગાર કન્યાઓને રાખનાર જુદું ઉદ્યોગગૃહ અને તેમનું ચારિત્ર્ય સુધારનાર ખાતું પણ હોવું જોઈએ." પછી વાતમાં અને વાતમાં સ્ત્રીજાતિના પ્રશ્નો ઉપર તે ઉતરી પડી. કાયદામાં તેમને થતા અન્યાય, સમાજ તરફનાં બંધનો, કુટુંબમાં તેમનો હલકો દરજ્જો, વિધવાઓનાં સંકટ, કજોડાની કર્મકથા, આ સર્વ સંબંધી તેણે જરા જુસ્સાથી બોલવા માંડયું.

મી. ઠાકોર બોલી ઉઠયા કે "હું તો અમેરિકાની કોઇ ઘણીજ આગળ વધેલી–કદાચ લડાયક–મતાભિલાષી સ્ત્રી જોડે વાત કરતો હોઉં એમ મ્હને લાગે છે."

સરલા જરા અટકી. પ્રથમ ઓળખાણે આટલું બધું બોલી જવાયું તેથી જરા મનમાં શરમાઈ, અને કહ્યું, "મી. ઠાકોર, માફ કરજો. મ્હેં તો તમને મોટું ભાષણ સંભળાવી દીધું. તેમ કરવાનો મ્હને જરાયે હક્ક નથી. હું ધારૂં છું કે તમને પણ ઘણુંજ મોડું થયું હશે."

મંત્રીએ સેવાસદનમાં બનાવેલા કેક તથા ચ્હા મંગાવ્યાં હતાં તે પણ હવે પૂરાં થઈ ગયાં હતાં. મી. ઠાકોર ઉઠયા, અને રજા લેતા બોલ્યા કે, "મ્હારા ત્રણ વર્ષના અમેરિકાના વસવાટ પછી હિંદમાં આવી, આવી બુદ્ધિશાળી વાતચિત કરવાની મ્હને તક મળશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મારે અહિં મિત્રોની સંખ્યા ઓછી છે, અને જો તમે રજા આપો તો કોઇ કોઈ વાર હું તમારી સંગતનો લાભ લઉં, અને મ્હારા કાર્યમાં પણ તમારી મદદ અને સલાહ લઉં."

આ વાત બન્ને બાઇઓએ આનંદ સહિત કબુલ કરી અને બધાં હસી ખુશી છુટાં પડયાં.

ચકોર મંત્રીએ સરલાની આંખમાં અજબ ચમક જોઈ. તે મનમાં જ મલકાઇ, પણ કાંઈ બોલી નહિ.

## ૪–વિચારના વમળમાં.

ત્યાર પછી મી. ઠાકોર દર અઠવાડીએ સેવાસદનમાં આવવા લાગ્યા. તેઓ અમેરિકાથી ઘણું ઘણું જાણી લાવ્યા હતા, અને હિંદની સામાજિક પરિસ્થિતિ સુધારવા માટે બહુજ આતુરતા ધરાવતા હતા. તેમણે ટુંક સમયમાં મુંબાઇની પરોપકારી સંસ્થાઓનોજ નહિ પણ ચાલુ સામાજિક સ્થિતિનો પણ અભ્યાસ કરી લીધો. આ બન્ને બાઇઓની તેમાં સહાયતા ઘણી જ હતી.

વાતચીતમાં ખબર પડી કે મી. ઠાકોર સરલાની જ નાતના હતા. પણ એ બાર વર્ષના હતા ત્યારે તેમના પિતા મરણ પામ્યા હતા. તેમને કાંઈ મિલ્કત નહોતી, પરંતુ કોઇક હિતેચ્છીએ તજવીજ કરીને ગોકળદાસ તેજપાળ બૉર્ડિંગમાં તેમને દાખલ કરાવી આપ્યા હતા. ત્યાંથી આગળ વધતાં તેઓ પ્રથમ વર્ગમાં બી. એ. પાસ થયા, અને પછી સમાજશાસ્ત્રનો અભ્યાસ કરવા જવાની તેમને સ્કોલરશીપ મળી. અભ્યાસ કરી પાછા આવ્યા બાદ મુંબાઇમાંજ તેમને પ્રોફેસરની જગા મળી ગઇ, એટલે એક વખતનો આ ગરીબ યુવક અત્યારે સારી સ્થિતિમાં આવી ગયો.

સરલાનો અભ્યાસ, તેનું સેવાસદનના અંગનું કાર્ય, અને તેનો આત્મવિકાસ વધતાં જ જતાં હતાં. યોગ્ય સમયે તેણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. ચારે તરફથી પુષ્કળ અભિનંદન તેને મળ્યાં, અને સેવાસદનની બાળાઓએ તો મીજબાની પણ કરી, અને તેમાં મી. ઠાકોર માનીતા મહેમાન હતા.

સરલા અમદાવાદ ગઇ. ટ્રસ્ટીઓએ તથા બીજાં સગાંઓએ હવે લગ્ન કરી નાખવા તેને બહુજ આગ્રહ કર્યો. સરલાએ કહ્યું કે હું તે વિચારમાં જ છું. હવે આગળ શું કરવું તે સંબંધી વિચાર તેના મનમાં આવ્યા કરતો હતો. કોઇ વાર સેવાસદનમાં જ જીવન અર્પવા મન થતું. કોઇ વાર યૂરોપ–અમેરિકા વધુ અભ્યાસ કરવા જવા દિલ દોડતું. કોઇ

વાર લગ્નના અને તે સાથે મી. ઠાકોરના પણ વિચાર આવતા. જ્યારે જ્યારે તે લગ્નના વિચાર કરતી ત્યારે ત્યારે તે સાથે મી. ઠાકોર સંકળાઈ ગયેલા જ આવતા હતા. એક વર્ષની તેમની ઓળખાણ દરમિયાન તેઓ લગ્ન સંબંધી એક શબ્દ પણ બોલ્યા નહોતા; પણ એવા ખુલ્લા દિલથી તેઓ એકબીજા સાથે વાતો કરતાં હતાં કે એક બીજાની રગેરગ પારખી ગયાં હતાં. અને સરલાએ તો મનમાં નક્કી જ કર્યું હતું કે લગ્ન કરવું તો મી. ઠાકોર સાથે જ.

મુંબઈ આવી તેણે સેવાસદનના મંત્રી સાથે ભવિષ્ય સબંધી વિચાર કરવા માંડયો. તેમણે જણાવ્યું કે, "તારા જેવી બાઇ સેવાસદનમાં સમગ્ર જીવન અર્પે તેના જેવું રૂડું તો એકકે નહિ. મને તેથી જ ઘણો સંતોષ થાય. પણ આ નિશ્ચય કરતાં પહેલાં તારે દરેક વાતનો પૂર્ણ વિચાર કરવો જોઇએ. તું હજી તો જુવાનીમાં હમણાં જ પ્રવેશ પામી છું. અત્યાર સુધી તો તારૂં મન અભ્યાસમાં રોકાયલું હતું. તારે એક માર્ગે જ જવાનું હતું, પણ હવે તો વિશાળ દુનિયામાં ફરવાનું છે. અનેક માણસોની સંગતમાં આવવાનું છે. તે સમયે મનની સ્થિરતા જાળવવી કઠણ છે. અને મ્હારો પોતાનો અનુભવ કહું? મારે મન તો સેવાસદન મ્હારૂં ઘર છે. અંદર રહેનારાં મ્હારાં કુટુંબીઓ છે. મારૂં મન સદાએ એને ચલાવવાના અને ખીલવવાના વિચારોથી જ રોકાયલું રહે છે. તોપણ ઘણી વાર મ્હને એમ થઈ આવે છે કે હું આ વિશાળ દુનિયામાં એકલી જ છું. મ્હારા અંતરની ઉંડી વાતો હું કોને કહું? મ્હારી જાત જાતની લાગણીઓ કોની આગળ ખુલ્લી કરૂં? મ્હને કોઈ વાર અવનવાં સ્વપ્નાં આવે છે, ભેદભરી ઉર્મિઓ આવે છે; પણ ઈશ્વરકૃપાએ મનને સંયમમાં રાખતાં હું શીખી છું, અને એ પ્રમાણે વારંવાર મ્હારે મનનું દમન કરવું પડે છે. ઉર્મિઓ દબાવવી પડે છે, અને "મુંગાને સ્વપ્નું થયું સમજ સમજ પસ્તાય" એવી મ્હારી સ્થિતિ થઈ જાય છે. પરંતુ હવે એ સમય ચાલી ગયો છે અને મારી તેવી અવસ્થા પસાર થઈ ગઈ છે.

"મ્હારી તો તને એમજ સલાહ છે કે, જો યોગ્ય પાત્ર હોય, સ્વાભાવિક પ્રેમ તેની પ્રત્યે થતો હોય તો લગ્નના સરખું સુખ બીજું નથી. વળી યોગ્ય વિવેક સાથે ગૃહસ્થાશ્રમમાં જવું તે પણ દેશને માટે જરૂરનું છે. ગૃહિણીનો અવતાર તો પરોપકારનો જ છે. અને જેમ કવિવર ટાગોર કહે છે તેમ દેશને અત્યારે જે જરૂર છે તે સાચા માતૃત્વની છે, એટલે કે માતૃત્વની કેવળ કુટુંબમાં સમાપ્તિ ના કરવી પણ તે માતૃત્વ સમાજમાં પણ લંબાવવું. જાહેર કાર્યોમાં, પરોપકારી સંસ્થાઓમાં એક માતાની માફક રસ લેવો, અને તેમાં યોગ્ય સલાહ અને મદદ આપવાં. કેવળ પોતાના કુટુંબમાં દબાઈ જવું નહિ, કેવળ સ્વાર્થી ના થઇ જવું, પણ અમુક સમય બહારના કાર્યને માટે જુદો કાઢવાનો નિશ્ચય કરવો જ. જો બધી સુશિક્ષિત બાઇઓ આટલું પણ કરે તો દેશને અને દેશની સંસ્થાઓને ઘણો જ લાભ થાય."

સરલા આ સર્વ સાંભળી રહી હતી. તેણે પુછ્યું :

"ગૃહસ્થાશ્રમની ફરજો માથે લઇએ એટલે પછી આપણે આપણી સ્વતંત્રતા વેચી નવાં બંધન વ્હોરી નથી લેતાં? અને તેમ કરીએ એટલે પછી પરોપકાર માટે આપણે સમય જુદો કાઢવા સ્વતંત્ર રહી શકતાં નથી, એમ તમને નથી લાગતું?"

"ના, એમ નથી. સ્વતંત્રતા ઉપર અંકુશો તો હોય જ. પરોપકારી સંસ્થામાં જોડાય તો ત્યાં પણ તમારી સ્વતંત્રતા ઉપર અંકુશ તો આવવાનો જ. વળી ગૃહસ્થાશ્રમ પણ દેશસેવા અર્થેજ છે એ ભાવનાથી જો કાર્ય થાય તો પછી કાંઈ વાંધો જ ના આવે. ગૃહને ઉન્નત કરવું, સુખધામ બનાવવું, બાળકોને યોગ્ય ગૃહશિક્ષણ આપવું, ગૃહને દુ:ખીયાના દીલાસારૂપ બનાવવું, પાડોશમાં આદર્શરૂપ થઈ જવું, એ પણ સેવા છે. અંગત પાર્થિવ મોજશોખમાં લપટાઇ ના જતાં સારાસાર વિવેકબુદ્ધીથી જો કાર્ય થાય તો કુટુંબજીવન અને સેવાજીવનમાં કાંઈ જ ભેદ નથી, પણ પતિપત્નીનો સહચાર યોગ્ય જોઇએ.

વળી નિરંકુશ કુટુંબવૃદ્ધિ–બાળકો ઉપર પણ પ્રતિબંધ જોઇયે. તેથી સ્ત્રીઓની તબીયત સચવાય છે, બાળશિક્ષણ તરફ ધ્યાન દોરાય છે અને લોકસેવા માટે પણ સમય મળી શકે છે. ઉપરાઉપરી બાળકોના જન્મથી માતાની તબીયત બગડે છે, બાળકો તરફ દુર્લક્ષ રહે છે, અને બીજા કાર્ય માટે જરાય સમય મળતો નથી. આથી માતાનો આત્મવિકાસ પણ થતો નથી, માટે તેમાં પણ યોગ્ય વિવેક જોઇએ. પણ આ સર્વ યોગ્ય પતિ હોય તો જ શક્ય છે. હિંદુઓમાં કેટલેક સ્થળે જે કજોડાં જોવામાં આવે છે તેવું તો લગ્ન થઈ જાય એમ ધારીને કોઈ પણ સુશિક્ષિત સ્ત્રીએ ના જ કરવું જોઇએ. તું હમણાં થોડો સમય આ સર્વ બાબતોનો વિચાર કરી જો, પછી આપણે ફરી વાત કરીશું. ”

## ૫–નિશ્ચય.

સરલાએ આ સર્વ બાબતો ઉપર પૂરો વિચાર કર્યો. પોતાના મનનું પૃથકરણ કર્યું કે મી. ઠાકોર વિનાનું જીવન ગાળવું એ અશક્ય જ છે. વળી તેને એમ લાગ્યું કે મી. ઠાકોરનો વિચાર મનમાંથી બાજુએ મૂકીને બધી બાબતોની તુલના કરતાં પરોપકારી ગૃહસ્થાશ્રમની દલીલો તેને ઘણી વ્યાજબી લાગી. પણ તેણે એક વાતનો તો મનમાં નિશ્ચય કર્યો કે મી. ઠાકોર સાથે બની શકે તો લગ્ન કરવું. પણ તેમાંયે પોતાનું વ્યક્તિત્વ તો ના જ ગુમાવવું. વળી પોતાની આખીયે ભાવના સંબંધી મી. ઠાકોર સાથે પ્રથમ સ્પષ્ટ ખુલાસાથી વાતચિત કરવાનો પ્રસંગ આણવો. પણ એને ખાત્રી જ હતી કે મી. ઠાકોર દરેક વાતમાં એને સંપૂર્ણ રીતે મળતા થશે જ.

એણે પોતાના નિશ્ચયની વાત મંત્રીને જણાવી હતી, અને તેનો આવો નિશ્ચય જાણી તેમને ઘણો જ આનંદ થયો હતો. તેમણે કહ્યું કે જો એક સરલા સેવાસદનનું કાર્ય ઉપાડી લે તો સદનને એકજ સરલા મળે, પણ હવે તો મને લાગે છે કે સરલા તો સદનનાં સિદ્ધાંતોનું પ્રતિપાદન કરશે, એટલું જ નહિ પણ પોતાની લાગવગથી સદનનું કાર્ય

કરવા માટે અનેક સરલાઓ ઉભી કરશે. એમના મનમાં મી. ઠાકોર વિષે તો જરાયે સંદેહ હતો જ નહિ.

આ વાત થઈ ગયા પછી એક વાર મી. ઠાકોર સદનમાં આવ્યા. સરલા તે વખતે કાંઈ કામસર બહાર ગયેલી હતી. મી. ઠાકોર તો ઓફીસમાં બેઠા અને મંત્રીની સાથે વાતચીત કરવા લાગ્યા. વાત ચાલતાં મી. ઠાકોરના ભવિષ્યના જીવન સંબંધી વાત નીકળી. લાગ જોઇને મંત્રીએ વાત છેડી અને પૂછ્યું, "મી. ઠાકોર, તમે હવે ક્યાં સુધી આમ એકલા અટુલા રહેશો? કેમ કાંઈ વિચાર કર્યો છે કે નહિ?"

મી. ઠાકોર:—એમ કાંઇ વિચાર કરે કામ થાય? પુરા પ્રેમ વિના લગ્નસંબંધ કરવો અશક્ય જ છે. એ તો પરસ્પરના પ્રેમની વાત છે, અને મને તો ઘણા સમય સુધી એ વાત હિંદમાં અશક્ય જ લાગતી હતી. હવે તો જે થાય તે ખરૂં.

મંત્રી:—એટલે એમજ કહોને કે તમારા પ્રેમનું પાત્ર કોઈ થયું છે.

મી. ઠાકોર—થયું હોય તોપણ શું? એક બાજુનો પ્રેમ શા કામનો?

મંત્રી:—એમ ગોળ ગોળ શું કરવા બોલો છો? હરકત ના હોય તો બરોબર જ વાત કરોને!

મી. ઠાકોર:—તમને કહેવામાં હરકત શી હોય? તમારી મૈત્રીથી તો મને જે લાભ થયો છે તે હું વર્ણવી શકતો નથી. જુવો તમને કહું. મ્હારૂં દિલ જીતનાર સરલા જ છે. તેનું જ્ઞાન, તેનો બુદ્ધિવિકાસ અને બધા કરતાં વિશેષ તેના કોમળ પરોપકારી હૃદયથી હું ઘણોજ આકર્ષાયો છું. પણ હું મ્હારી જવાબદારી સમજું છું. તમારી કૃપાથી હું તમારી મૈત્રીનો લાભ મેળવી શકયો છું. તે મૈત્રીનો દૂરૂપયોગ મ્હારાથી કરી શકાય જ નહિ. વળી કદાચ સરલાનું વલણ પરોપકારી કાર્ય માટે કૌમારવ્રત ધારણ કરવાનું થાય તે પણ મ્હને સંભવિત લાગ્યું, અને તેથી મ્હારી પોતાની લાગણીઓ બહાર કાઢવી જ નહિ

એવો મ્હેં નિશ્ચય કર્યો છે. અહિં આવવાનું પણ હવે તો મ્હને ઘણું ભારે લાગે છે."

આ સાંભળી મંત્રીના મનમાં ઘણીજ નિરાંત વળી. એમને મી. ઠાકોરના વલણ વિષે લગભગ તો ખાત્રી હતી જ, પરંતુ હવે તો નિશ્ચય થયો. પછી તેમણે **સરલા** સાથે થયેલી બધી વાત મી. ઠાકોરને કહી. આ સાંભળી ઠાકોરના હર્ષનો તો પાર રહ્યો નહિ. પણ **સરલાના** વ્યક્તિત્વ વિષેના ખ્યાલ તથા ગૃહસ્થાશ્રમમાં રહીને પણ સેવાજીવન ગાળવાની ભાવના સંબંધી મંત્રીએ તેમને કહ્યું ત્યારે ઠાકોર બોલી ઉઠ્યા કે, "મ્હને તે સર્વ કબુલ છે. સરલા મારી દેવી છે. તે જે કહેશે તે કરવા હું તૈયાર છું. હું તેનો દાસ છું. હું તેની સેવા કરવા તત્પર છું. તેના આદર્શ ઉન્નત છે. મ્હારે તે સર્વ રીતે કબૂલ છે."

આ વાત ચાલતી હતી તેટલામાં **સરલા** બહારથી આવી. તેને જોઇને ઠાકોર બોલતા બંધ પડી ગયા. તેમની આંખમાં અજબ તેજ ચમકી રહ્યું અને તેની સામે જોઇ જ રહ્યા. આ બધું શું છે તેની **સરલાને** સમજ પડી નહિ. તે કાંઈ બોલવા જતી હતી એટલામાં મંત્રી બોલી ઉઠ્યાં, "**સરલા**, આજે તો મ્હારે તને અભિનંદન આપવાનું છે. તારા ઇચ્છિત મનોરથ સફળ થાય, અને તું સુખે ગૃહસ્થાશ્રમને માર્ગે વિચર."

આટલું કહીને મી૦ ઠાકોર તથા **સરલાને** પોતાના ખાનગી ઓરડામાં લઈ ગયાં, અને કહેતાં ગયાં કે "મ્હારે થોડું કામ આજે પૂરૂં કરી નાંખવાનું છે તે પૂરૂં કરી અડધા પોણા કલાક પછી હું આવું છું, ને દરમિયાન સેવાસદનના રસોડામાંથી થોડાં પકવાન અને ચહાની તૈયારી કરાવી નાંખું છું. આજે સાંજે આપણે બધાં સાથેજ જમીશું."

## ૬–આદર્શ લગ્નક્રિયા.

સંવનન કાળ પુરો થયો. હવે લગ્નની તૈયારી થવા લાગી. તે લોકોએ લગ્ન **અમદાવાદમાંજ** કરવાનું નક્કી કર્યું અને ઠરાવ્યું કે

શાસ્ત્રીય લગ્ન કરી તેમાંથી રૂઢીને રૂખસદ આપી લગ્ન સમયે શું શું કરવું જોઇએ તે સંબંધીના આપણા બધા વિચારો અમલમાં મુકવા. તેમણે અમદાવાદમાં નાતની વાડીમાંજ લગ્નક્રિયા કરવાનું નક્કી કર્યું હતું. તેમણે લગ્ન માટે એક અનુકૂળ દિવસ નક્કી કર્યો, અને તે લગ્નના થોડા દિવસ પહેલાં બન્ને જણા અમદાવાદ ગયાં. લગ્ન સમયે હાજર રહેવા તેમણે આમંત્રણપત્રિકા કાઢી હતી. નાતના સર્વેને પણ આમંત્રણ કર્યું હતું. વાડીના વિશાળ ચોકની મધ્યમાં પંદરેક માણસો માઈ શકે એટલી એક ગજ ઉંચી ઓટલી કરી તેની મધ્યમાં લગ્નવેદિ સ્થાપી હતી. લગ્નક્રિયા કરાવવા માટે એક વિદ્વાન વેદાન્ત બ્રાહ્મણને રોકયા હતા. પ્રથમથી તેમની સાથે નક્કી કર્યું હતું કે કેવળ ધાર્મિક ક્રિયાઓજ કરવાની છે. સરલાના એક દૂરના કાકા કન્યાદાન દેવા બેઠા હતા. એક નજદીકનાં સગાંએ તો આવા લોકચાલ પ્રમાણે નહિ થનારા લગ્નમાં કન્યાદાન આપવા ના કહી હતી. પણ આ બીજા કાકા જરા વધારે વિશાળ બુદ્ધિના હતા તેથી તેમણે આ કાર્યમાં કાંઈ વાંધા જેવું જોયું નહિ. વેદીની ઓટલીની બન્ને બાજુએ કોચ તથા ખુરશીઓ ગોઠવી દીધાં હતાં. તેમાં એક બાજુએ સ્ત્રીઓને બેસવાની ગોઠવણ હતી. એક ખુણામાં વૃદ્ધ ઉમરની બાઇઓને નિરાંતે ભોંય પર બેસવું હોય તો ગાલીચાની ગોઠવણ કરી હતી. આખા મકાનને ઘણી સારી રીતે શણગાર્યું હતું. લગ્ન જીવનની પવિત્રતા સંબંધીના મુદ્રાલેખો ઠેર ઠેર લટકાવેલા હતા. એક કોરાણે વાંસળીનું વાજું ગોઠવાઈ ગયું હતું. લગ્ન સમય પહેલાં અડધોએક કલાક ઉપર વાજાના સુંદર રાગ વાગી રહ્યા હતા. વર અને કન્યા બન્ને તરફથી આવકાર આપવા સ્ત્રી અને પુરૂષો બારણા આગળ ઉભાં રહ્યાં હતાં. જેમ જેમ પરોણા આવતા હતા, તેમ તેમ આ લોકો તેમને પાન ફુલ ગુલાબ આપી યોગ્ય સ્થાને લઇ જઇને બેસાડતા હતા. ત્યાં પુરૂષ વિભાગના એક ખુણામાં કેટલાએક મિત્રો સાથે મી. નંદરાય ઠાકોર તથા સ્ત્રીવિભાગના એક ખુણામાં બહેન સરલા દેશાઈ બેઠાં હતાં. તેઓ

મહેમાનો સાથે હસી ખુશી વાતો કરતા હતા. વખત થતાં આચાર્ય પુરોહિતે લોટા ઉપર આચમની વગાડી ઘંટનાદ કર્યો, એટલે **નંદ**-**રાય** તથા **સરલા** બે બાજઠ ઉપર બેઠાં અને લગ્નની ધર્મક્રિયા શરૂ થઈ. અગ્ની સમક્ષ **સરલાના** કાકા કાકીએ **સરલાનું** દાન દીધું અને **નંદરાયે** તે સ્વમુખે સ્વીકાર્યું. તેઓ મંગળફેરા ફર્યાં, અને **સરલાએ** સપ્તપદીની પ્રતિજ્ઞા પણ સ્વમુખેજ લીધી. પછી **નંદરાયે** એક નવીનતા દાખલ કરી. તેમણે પણ કેટલીએક પ્રતિજ્ઞાઓ લીધી. પત્ની પ્રત્યે પ્રેમ અને વફાદારીની, એકપત્નીવ્રતની તથા તેને સમાન લેખવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. લગ્નક્રિયા આ રીતે લગભગ કલાકેક ચાલી. ત્યાર પછી મી. ઠાકોરે વળી બીજી એક નવીનતા દાખલ કરી. તેમણે સરકારી કાયદા મુજબ લગ્ન રજીસ્ટર કરાવ્યાં. રજીસ્ટાર સાહેબ ત્યાં હાજર હતા. આમ લગ્ન રજીસ્ટર થવાથી કન્યાને વિશેષ હક્ક મળતા હતા. એકપત્નીવ્રત ફરજીયાત થતું અને પત્નીને વારસાના હક્ક મળતા હતા. ક્રિયા પુરી થયા પછી દંપતી વડીલોને પગે લાગ્યાં. સેવાસદનના મંત્રી તથા **નંદરાયની** કૉલેજના અંગ્રેજ પ્રીન્સિપાલ પણ પ્રસંગે આવેલા હતા તેમને પણ તેઓ પગે લાગ્યાં. લગ્નક્રિયા પછી બધા મહેમાનો માટે ચહા અને સુકો મેવો આપવાની ગોઠવણ કરી હતી અને તે સાથે ગાયન તથા ગરબાનો ક્રમ રાખ્યો હતો. ગાયનશાળાનાં બાળા—બાળકોએ કેટલાંએક સુંદર ગાયનો ગાયા પછી નાતની સ્ત્રીઓને બધાએ આગ્રહ કર્યો કે વરઘોડાને બદલ અહિં તો ગીત ગાવ. આ પરથી તેમણે થોડાં ગીત સુંદર કંઠે ગાયાં, તેમાં વિનોદનાં પણ આવ્યાં. પછી કેટલીએક છોકરીઓના ગરબાની યોજના કરવામાં આવી હતી. તેઓએ મધુર કંઠે, હાવભાવ સહિત થોડી ગરબીઓ ગાઇ. આ સર્વ પૂરૂં થયા પછી કેટલાએક મિત્રોએ દંપતીને અભિનંદન આપવા માટે બે બોલ બોલવાની ઇચ્છા દર્શાવી એટલે બધા મહેમાનો ગોઠવાઇને સભાના સ્વરૂપમાં બેસી ગયા. પછી એક વયોવૃદ્ધ વિદ્વાને દંપતીને આશીર્વાદ આપનારૂં ભાષણ કર્યું, અને

તેમાં ગૃહસ્થાશ્રમનો પ્રભાવ તથા પોતાના ધર્મ વિષે બહુજ ઉત્તમ વિવેચન કર્યું. તે થઇ રહ્યા બાદ સેવાસદનના મંત્રીએ પત્નીના ધર્મ તથા સુગૃહિણી સમાજસેવા શી રીતે સાધી શકે તે વિષે બહુ જ અસરકારક વિવેચન કર્યું. બીજા એક બે પ્રાસંગિક વિવેચન થયા પછી જ્ઞાતિની કોલેજમાં ભણતી બાળાઓએ દંપતીને આશીર્વાદ આપનારા સ્તોત્ર રચ્યા હતા તે સુમધુર કંઠે ગાયા; અને પછી "મ્હેમાનો વ્હાલા પુનઃ પધારજો" નું લાગણીભર્યું ગીત ગાઈ સર્વ વિસર્જન થયાં.

રાત્રે જમણવારની વ્યવસ્થા થઈ હતી. મી. ઠાકોર તથા સરલાના ઓળખાણવાળા તથા મિત્રોને, જ્ઞાતિના તેમજ બીજાંને આમંત્રણ હતાં. જ્ઞાતિલાને જ્ઞાતિના હોવાને લીધે આમંત્રણ ન હોતાં તેથી ટીકા ઘણી થઇ હતી. પણ તેઓએ આ જમણને જ્ઞાતિભોજન નામ આપ્યું નહોતું. પ્રથમ અંગ્રેજી ઢબની એક પાર્ટી કરવાનોજ તેમનો વિચાર હતો, પણ સરલાએ કહ્યું કે ભોજન તો આપણી પદ્ધતિનુંજ કરવું જોઇયે. આમંત્રણ કોને કોને આપવું તે આપણી મરજીની વાત છે. આમ નક્કી કરી નાતમાં પણ તેમણે બહોળે હાથે ઇજ્જન આપ્યાં હતાં. જમવાની વ્યવસ્થા એક ઘણીજ સુઘડ જગ્યાએ કરી હતી. બે બે પાટલા, કેળના પાનની પત્રાવળી અને વાડકાની વ્યવસ્થા કરી હતી. એક બાજુએ પરનાતના મહેમાનો માટે ગોઠવણ હતી, બીજી બાજુએ નાતિલાને બેસાડવાનાં હતાં. પરંતુ બધાં પોતપોતનાં મિત્રોમાંજ જઇ બેઠાં હતાં. અને સ્ત્રી પુરૂષોનાં મંડળ પણ જુદાં પડી ગયાં નહોતાં. વચ્ચે વચ્ચે ઝાડનાં કુંડાં, અગરબતી વગેરેથી સ્થળ શોભાયમાન અને સુગંધીદાર બનાવ્યું હતું. બધાયે ઘણી જ શાંતિથી અને આનંદથી ભોજન કર્યું. નાતનાં કેટલાંએક માણસોએ તો દરેક વાત ઉપર ટીકા કરી, પણ એકંદરે બધાંને આ સર્વ વ્યવસ્થા ગમી હોય તેમ લાગ્યું. ખાસ કરી યુવાન વર્ગ બહુજ ઉત્સાહમાં હતો. છેવટે એમ પણ વાત જાહેર થઇ કે સરલાએ

પોતાની પૂંજીમાંથી પાંચ હજાર રૂપિયા આ પ્રસંગે ધર્માદામાં આપવાનું નક્કી કર્યું છે. તેમાંથી નાતના હિતના ફંડમાં પણ સારી રકમ આપવાની હતી.

ત્રણ ચાર દિવસમાં દંપતી મુંબાઈ ચાલી ગયાં. સરલાએ પોતાના નિશ્ચય અનુસાર ઘરમાંજ પુરાઇ ન રહેતાં જાહેર કામોમાં પણ ઉલટ લેવાનું ચાલુ રાખ્યું છે. તેના પ્રયત્નથી સેવાસદનને અંગે કોલેજમાં તથા શાળામાં ભણતી બાળાઓ માટે નિવાસગૃહ ઉઘડયું છે. ઘણુંખરૂં સરલા ત્યાં જાય છે. ત્યાં રહેલી બાળાઓની સંભાળ રાખવાનું જાણે તેને માથેજ હોય તેમ તે લક્ષ આપે છે. બીજી પણ ઘણી દિશાઓમાં સેવાસદનની પ્રવૃત્તિ વધી છે. મી. ઠાકોરની સહાય દરેક બાબતમાં તેને છે, અને દંપતીએ સમાજ ઉન્નતિની ઘણી બાબતો સાથે મળી ઉપાડી છે, અને પોતાના જ્ઞાનનો સદુપયોગ તેઓ ઉત્તમ રીતે કરે છે.



૬

# ચક્રમના પત્રો

૧

પ્રિયમિત્ર,

તને કદાચ નવાઇ લાગતી હશે કે હું તને આટલા બધા પત્રો કેમ લખું છું. પણ મને ખાત્રી થઇ છે કે તું જ મારૂં હૃદય સ્પષ્ટ રીતે સમજી શકે છે. એટલે તારી આગળ જ તે ખુલે છે, નહી તો તારાથી ક્યાં અજાણ્યું છે, મારૂં કોલેજ જીવન? બધાએ મને ચક્રમ કહેતા હતા, અને વળી ચીઢવતા હતા. હું તો તેમની દયા ખાતો હતો, અને મારા વિચારોનો અને પ્રયોગોનો લાભ તેઓ ના લે તેમાં નુકશાન કોને હતું? જો ને, મેં તેમને કહ્યું હતું કે ચા પીવી ખરાબ છે. મેં ઘણી શોધને અંતે ચહાને બદલે એક નવી અને ઘરગતુ ચીજ તેમને બતાવી. પણ તેઓએ તો બધું હસવામાં જ કાઢયું. તને સાંભરે છે તે નવી ચીજ? ઘેંશ અને બાફેલાં શકરીઆં.

ઘેંશ છાશની બને અને તેમાં સત્વ આવે. વળી સઘડી ઉપર ઘેંશ થાય, અને નીચે શકરીઆં બફાય. અગીઆરશ, સોમવાર કે ઉપવાસનો વાંધો આ ઘેંશ ખાવામાં ના આવે. ચહાને દૂર કરવાના હેતુથી અખંડ રાતોના ઉજાગરા કરીને મેં આ શોધ કરી હતી. છતાંએ કોઇને કદર જ નહી! બધાંએ હસાહસ જ કરી. એક માત્ર તું જ મને સંપૂર્ણપણે સમજી શકયો. હું તો હજીએ ચહાને બદલે ઘેંશ અને શકરીઆં જ ખાઉં છું.

ઘણાએ લોકો મને ચીકણો ગુંદર કહેતા હતા. બીચારા એમજ કહે. કારણ કે દરેક વાત માની લેવાની એમને ટેવ, અને હું તો ચર્ચા કરૂં, વાદવિવાદ કરૂં અને પછી જ મારો અભિપ્રાય આપું. કોલેજમાં ત્રીજે દિવસે તેઓ ગપ લાવે કે મિસ...ચાંપલી છે...ખરાબ છે... અને ફલાણા સાથે આખો દિવસ ગુસપુસ કરે છે. પણ હું આ માનું જ નહી. પુરાવા માગું. તેના બીજા ખુલાસા હોઈ શકે તે કહી બતાવું અને અંતે એ કહેનારનાં જ મીસીસને મેં કોઈ સાથે વાત કરતાં જોયાં હોય તેનું નિવેદન પણ કરૂં. એટલે બસ ખલાસ. વાત અધુરી રહી જાય, અને મને ચાંપલો, દોઢડાહ્યો, ચક્રમ, મફતીઓ વકીલ, વગેરે ઈલિકાબ મળી જાય. અને કોઈ વાર તો પેલા ભાઇના ઘરમાં પણ કલેશ દાખલ થાય. હું ઘણીએ વાર કોઇનું સારૂં કરવા જતો તો તેને નુકશાન જ થતું હતું. એક ત્તારે અને મારે જ અણબનાવ થયો નથી. કોલેજજીવનને તો વર્ષો વીતી ગયાં. તે સમયના કોઇ કોઇ બનાવો જ હવે તો યાદ છે; પરંતુ ત્યાર પછી કોઈ વાતમાં, અરે ખુદ મારા પોતાના ઘરસંસારમાં પણ હું વચ્ચે પડતો જ નથી. મનમાં કોઈ વાર દુનિયાની મૂર્ખાઈના વિચારો આવે છે, અને કેટલીએક વાર તો તે મનમાં નથી જ સમાવાતા. તેવે સમયે એકલો એકલો જઇને નદી કે દરીઆ જોડે ઘાંટા પાડીને વાતો કરી આવું છું કે તને કાગળમાં લખું છું.

આજે તો કાગળ લખવાનું કારણ એ કે ખાસ કરીને આ લગ્નગાળો છે. હમણાં બહુ વરઘોડામાં મારે જવું પડયું છે, અને ખુદ મારે પોતાને ઘેર પણ વરઘોડો હતો. તું જ એક ડાહ્યો મિત્ર છું કે મારે ઘેર એ પ્રસંગે ના આવ્યો. એક વાર હું વરઘોડે ગયો. મારા મનમાં વિચાર આવ્યો કે આ છોકરાને એનો બાપ એક છોકરી સાથે પરણાવવા માંગે છે, એમાં છોકરાનાં અને છોકરીનાં બાપ અને માનું કામ છે. નાહક આખી નાતને અને બધાંએ ઓળખીતાં પાળખીતાંને શીદને તેઓ સતાવતા હશે! ધામધુમ, વાજાં અને ખુશાલી! પણ તેઓ જાણે જ શું કે આ લગ્ન સુખી થશે? સુખ દુઃખના સરખા જ ચાન્સ છે. માટે વરઘોડા સમયે સુખ અને દુઃખ બંનેનાં ચિન્હ રાખવાં જોઇએ. એ તો જાણે ઠીક, પણ વરઘોડામાંએ આપણે રેશમી કોરનું ધોતીયું, રેશમી શર્ટ અને ચાઇના સીલ્કનો કોટ પહેરવો પડે, અને વળી પૉલીશ કૉલર જો ના પહેરીએ તો લોકો કહેશે કે મવાલી છે. અને મીસીસ પાછાં વરરાજાની પાછળ ગીતો ગાતાં હોય! તેને સરખી સહીપણીઓ કોણીઓ મારે અને ઇશારાથી આપણું મવાલીપણું બતાવે. એટલે એ બીચારી શરમાઈ મરે. પણ ભાઈ! કોઇ ઘોડે ચડી પરણવા જાય ત્યારે આપણે આ ખર્ચ શા માટે? કપડાનું ખર્ચ ને શીલાઇ તો મુંબાઇની જ જોઇએ. અને વળી આ કપડાં ધોવા તો અમારે અમદાવાદથી મુંબાઇ મોકલવાં જોઇએ, એવી હાલમાં ફેશન થઈ પડી છે. અસલ તો એમ હતું કે રેશમી કોરનાં ધોતીઆં પહેરવાનાં હતાં. પણ તે ધોવાનાં નહીં તે નીખારવાનાં પણ નહીં. એટલે મેલાં જ ના થાય, અથવા થાય પણ ના દેખાય! બાકીનાં કપડાં તો વરસુંદવાળો ધોબી ધોતો હતો, એટલે એમાં વધારાનું ખર્ચ જ નહીં. વળી એ ઉપરાંત નાળીએર મળતાં હતાં એટલે વરઘોડામાં જવાથી આપણને કંઇજ નુકશાન નહોતું. પરંતુ હવે તો સુધારાવાળાઓ શ્રીફળ પણ નથી વહેંચતા! એમાં સુધારો કરે છે ત્યારે વરઘોડા જ ના ચઢાવવો એવો સુધારો કેમ નથી કરતા?

અને વરઘોડો પણ કેવો હતો ! તદ્દન વેવલા જેવો. મુંબઈના વરઘોડાની આ વાત નથી. આ તો અમદાવાદી વરઘોડો. ઘોડા ઉપર સામેલા. ભાંગ્યાતુટ્યા ઝગઝગાટ, નાટકી લુગડાં પહેરાવેલાં બાળકો ઘોડે બેઠાં હતાં. તેનું નામ સાબેલા. તેમાં બેસાડવા માટે તકરાર, પછી આગળ કે પાછળ એમ નંબર મેળવવા માટે તકરાર. અને તેમનો ડ્રેસ પણ કેવો ? ઘણાંને તો બંધબેસ્તો નહોતો. અને પોળમાં રૂપાળાં રમતાં જે છોકરાંને બોલાવવાનું કે રમાડવાનું મન થાય, તેવાજ છોકરાંને સાબેલા તરીકે જોતાં ચીતરી ચઢતી. અને વાજાં કેવાં હતાં ? નગારાં ને ઢોલ તો અવાજ જ કરતાં હતાં. થાળીયો કે ઘાસલેટના ડબ્બા પછાડયા હોય તો પણ ના ચાલે ? અને પાછું એક નાનખટાઈ બેંડ પણ હતું. એમાં શું સંગીત વાગતું હશે તે ખોળવા બહુએ મેં પ્રયત્ન કર્યો, પણ કૈં નિરાકરણ જ ના આવ્યું. અને વળી કોઈ એ કહ્યું કે આના તો રૂપીયા એકસો આપ્યા છે. ત્યારે તો હું બેંડવાળાને ધન્યવાદ આપવા લાગ્યો, અને એ ધંધો પણ ધ્યાનમાં રાખવા લાયક છે એમ મેં ગાંઠ વાળી.

પછી આવ્યું સાજન. તેમાં નાતના અને પરનાતના ડાહ્યા લોકો ચાલતા હતા. સાજન મોટું, ચાલ ગંભીર ધીમી. પગલાં પાછળ પગલું ઉપડે. તેમાં પ્રથમ પંક્તિવાળા તો કોઇની સાથે વાત પણ ના કરે. જીલ્લાના જજ સાહેબ અને એક મીલના કાર્ડીંગ માસ્તર એમ બે સાહેબો હતા, એ તો ગળામાં હાર પહેરીને હાથમાં ગોટા ઝાલીને સૌથી આગળ ધીમે ધીમે ચાલે. દેશીઓને હાર નહી, ફક્ત ગોટા જ અને તે પણ નાના.

મારા દોસ્ત ! આ વખતે તું જ ના મળે મારી સાથે. નહીં તો મારૂં પંજાબ મેલની ઝડપે દોડતું મગજ કૈં કૈં ટીકાઓ તારી સમક્ષ કરત. હું તો અકળાયો. મારા પેટમાં મારી ટીકાઓ સમાઇ શકી નહીં, તેથી રસ્તામાં એક હનુમાનનું મંદિર આવ્યું તેમાં ભરાઈ ગયો. ત્યાં સુભાગ્યે કોઇજ નહોતું. હનુમાન વજ્રકછોટાભેરજ ઉભેલા

અને ચિત્રવિચિત્ર કપડાંઓ જોઇને હું અકળાઈ ગએલો એટલે મારે તો એકદમ હનુમાન સાથે દોસ્તી થઈ, અને મારા પેટનો ભાર બધો જ મેં તો ઠાલવી દીધો અને કહ્યું, ' ઓ બ્રહ્મચારી પવનપુત્ર ! આ લોકોનું ગાંડપણ તો જો. શું બ્રહ્મચર્યભંગનો મહીમા બતાવવા આ લોકો આ બધી ધામધુમ કરે છે ? કે વરરાજાના બાપને સુખે એસવું નથી ગમતું તેથી આ ખર્ચ કરીને દુઃખમાં પડવા માંગે છે ? કે એને વૈરાગ્ય આવવાથી આ રીતે લક્ષ્મીનો ત્યાગ કરે છે ?' ખૂબ પેટ ભરીને મેં વાતો કરી અને પછી બહુ હસ્યો. હનુમાનજી પણ હસ્યા. અને જાણે એમ કહ્યું કે એ તો આ સૌને સાડાત્રણ દિવસનો સન્નિપાત થયો છે. હું તો હસતો હસતો દોડયો પાછો વરઘોડામાં. પણ વરઘોડો કંઈ બહુ આગળ ચાલી ગયો નહોતો. આ વખતે તો હું પાછળથી આવ્યો એટલે વરરાજાની પાછળ ગીતો ગાતી સ્ત્રીઓને જોવાનો મને લાભ મળ્યો. તેમનું સંગીત તો જાણે નાનખટાઈ બેંડ જોડે હરીફાઇ કરતું હતું. દરેક કોમલાંગીએ કીંમતીમાં કીંમતી વસ્ત્ર લટકાવવાના પુતળાનું કામ સારવાનો જાણે નિશ્ચય કર્યો હતો. પરસેવા અને ધુળથી તેમનાં મુખકમળ આચ્છાદિત થયેલાં જાણે શૈવલથી ઢંકાયલાં લાગતાં હતાં, પણ રમ્ય તો નહી જ. ઓ કવિ નાનાલાલ ! આવો અને ઉતારો અહીં તમારૂં ગુજરાતણો વિષે અભિમાન ! બાનુઓનાં આ કપડાંમાં નહોતા ઢંગ. લાલ પટ્ટણી મોટા સુનેરી ચાંલ્લાવાળી, એક વેંતની અક્કડ કીનારી, નાકે મોટી ગોળ વાળી અને લીલી મોટી મોતીયાળી ચોળી ! આવા ત્રણ ચાર સ્થંભ હતાં. હાથ અને ગળું એ ઘરનાં ઘરેણાં–કદાચ માગેલાં ઘરેણાં–લટકાવવાની ખીંટીનું કામ સારતાં હતાં !

અલબત્ત ત્યાં " નવી સ્ત્રી "–The new women–પણ ગેરહાજર નહોતી. ઝીકની હોજરીયાની સાડી, તેજ રંગનું બ્લાઉઝ, નાકે હીરાની નાજુક ચુની, કાને બુટ્ટી, મોતીની બે બે બંગડી, અને વળી પગમાં સ્લીપર, સાંકળાં પણ નહીં. પરંતુ આવી તો બે ત્રણ જ હતી અને તે પણ અટુલી ફરતી હતી. તેમને પણ પરસેવો ને ધુળ તો એટલાં

જ. આ બંને પ્રકારની વચલો ભાગ તે વેવલીઓનો હતો. માફ કરજે મિત્ર ! પણ તે શિવાય બીજો શબ્દ જ મને નથી જડતો, અને આ સેવકનાં મીસીસ પણ તે જ કોટિમાં હતાં.

આ નિરીક્ષણથી તારા ચક્રમ મિત્રનું મગજ વળી ચસક્યું. એટલામાં વરઘોડો માણેકચોકમાં આવ્યો. ત્યાંથી શહેરના શેઠીઆઓ દાખલ થયા. ભારેખમ પાઘડાં, સફેદ અંગરખાં અને ઉંચાં ધોતીઆં પહેરેલા એક વરઘોડામાં દાખલ થાય, દસવીસ ડગલાં ચાલે, અને પાછા બીજા વરઘોડામાં દોડે. ખરેખર, આમને પણ સન્નેપાત જ થયો લાગતો હતો !

અને આ સર્વ વખતે પેલા વરરાજાની શી સ્થિતિ હતી ! માથે મોટું પાઘડું, સોનેરી જામો, ભારે અક્કડ પીતાંબર, આસપાસનો દેખાવ જોઈ ના શકે તેવો ફુલનો માથે શેરો ! હાથમાં નાળીએર અને ઘોડાની ગતિ પ્રમાણે ઝાડપરના નાળીએરની માફક આગળ પાછળ થતું તેનું મસ્તક રૂપી બીજું નાળીએર ! " જાઓ બચ્ચા ! લગ્નનો લ્હાવો લ્યો ! " આપણા મોંમાંથી બોલ નીકળ્યા, અને વળી પાછી વાગ્ધારા છુટી નીકળી, એટલે આપણે ત્યાંથી એલિસબ્રીજની નીચે **સાબરમતીને** તીરે જ પલાયન કરી ગયા, અને ત્યાં જઈ મારી નાની નાજુકડી **સાબરમતીને** બધા વિચારો કહી દીધા. મુંબાઇમાં હું **સાગરરાજને** મારા વિચારો કહું છું તો અહીં એની સૌભાગ્યવતી નાનીશી **સાબરમતીને** કેમ ના કહું ? અને **સાબરમતી** તો મારી બેન. નાનપણમાં અમે બહુ સાથે રમ્યાં છીએ, અને તુંએ સાથે ખરોસ્તો. ચાલ હવે બસ. × × × આ લગ્નપ્રકરણ પુરૂં કરૂં છું.

તારો સદાનો **ચક્રમ** મિત્ર.

( ૨ )

**પ્રિય મિત્ર,**

મારો ગયો પત્ર તને બહુજ લાંબો લાગ્યો, પરંતુ મારૂં કહેવાનું તો અડધુંએ નહોતું થયું. સારો ખુલાસો તો વાતચીતથી જ થાય.

પરંતુ વિધિએ એમજ નિર્મ્યું છે કે આપણે એકજ ગામમાં ના જ રહેવું. એટલે પત્રો લખવા વિના છુટકો જ નથી. પણ હવે લાંબું લાંબું નહિ લખું.

આજે તો ચુનીઆમામાના દીકરાનું જનોઈ હતું. આ છોકરાને તું ઓળખે છે. પેલો ચુનીઆમામાનો ગાંડો. એનું ખરૂં નામ તો કીશોરપ્રસાદ છે. અરે દોસ્ત ! ગાંડાનું જનોઈ જોવા તો આખી પોળ અને આખી નાત ઉપડી આવી હતી. એની ઉમર અગીયાર વર્ષની છે, પણ હજી નાગા ફરવાનો એને હક્ક છે. ઘણીવાર એ પોળમાં ઝાડે-ફરવા બેસી જાય છે. એ તો કુદરતની આજ્ઞા કહેવાય. મનુષ્યની કે મ્યુનિસિપાલિટીની આજ્ઞા કરતાં કુદરતની આજ્ઞા મોટી જ કહેવાય ને ? બીચારો મોઈદંડા રમતો હોય તેમાંથી પાછો ઘરમાં ક્યાં જાય ?

ગાંડાનું જનોઇ એટલે વાત જ શી ? એણે પ્રથમ તો એના બાપ સાથે ઝગડો આદર્યો કે નાતમાં સૌ છોકરાનાં જનોઈ થાય અને મારૂં કેમ નહિ ? લોકો તો કહે છે કે એણે પહેલાં તો પરણ-વાની જ જક માંડી હતી, પણ પછી જનોઈનું ઠર્યું. ચુનીઆમામા અને ઈશ્વરીમામીનો એકનો એક લાડકવાયો પુત્ર એટલે એમને પણ મહાલવાનું તો મન હોય જ ને !

ચુનીઆમામાના ભાઇ મણીઆમામા ડાહ્યા છે, જુવાન છે, અને સુધારાવાળા છે. એમણે ચુનીઆમામાને સમજાવ્યા અને કહ્યું કે હમણાં જનોઈ રહેવા દો. હવે જનોઈનું મહત્વ રહ્યું નથી. આપણી નાતના સંખ્યાબંધ યુવકો જનોઈ ગળે રાખતા પણ નથી, માટે હમણાં એ વાત જવા દો. વર્ષે બે વર્ષે થઇ પડશે. આ વાત ચાલતી હતી એટલામાં ગાંડો ત્યાં જઈ પહોંચ્યો. એણે જોયું કે આ તો જનોઇ બંધ રહેશે એટલે બોલ્યો—

“ મણીઆમામા, તમારે મારી વાતમાં ડહાપણ નહી કરવું. વળી પરણવાને બદલે જનોઇની વાત ઠરી છે, ને પછી તમે ના

કહેશો તો બસ હું લગ્નનો જ વરઘોડો કઢાવીશ. અને હવે જો તમે મારી વાતમાં વચ્ચે પડશો તો હું તમને " સાલા, ચોર " કહીશ, અને ભુંડાળી ગાળો દઇશ. "

ચુનીઆમામા " ગાંડા " ને વારવા ગયા, એ વાત ઉપરથી બાપ દીકરાને તકરાર થઈ. મણીલાલ તો ચાલી જ ગયા, અંતે બાપ દીકરાને તકરાર વચ્ચે કરાર થયા. નાતના છોકરાઓ આને " જામ-નગરી મીઠાઈવાળાની દુકાનનું તહનામું " કહે છે. વર્સેલ્સના કરાર કરતાં આ કરાર જરાયે ઓછા મૂલના નથી. પ્રથમ તો ગાંડાએ શેર બરફી લીધી અને કહે કે આ મારા " લાડકા લાડુ " છે. પછી કહ્યું કે ચોવીસ માણસનું બેંડ મારા જનોઇમાં આણવું જ પડશે. ઘોડો ધોળા રંગનો અને ઉંચો જોઇયે. એનો સામાન ઝાંખો ના જોઇયે. બડવો મારી મરજી પ્રમાણે દોડવા દેવો પડશે, અને નાતમાં શાખંડપુરી, ઈદડાં, ખમણઢોકળાં અને બટાકાનું શાક કરાવવું જ પડશે, અને મારા ભાઈબંધોને શાક અને ખમણઢોકળાં હું પીરસીશ. આ કરાર મંજુર થયા અને જનોઇની વાત ચોક્કસ ઠરી—સેટલ્ડ ફેકટ થઇ !

પછી તો જનોઈમાં ઘણા બનાવો બન્યા. વરઘોડો તો બધા વરઘોડા જેવો હતો, પણ જનોઈનો વરઘોડો એટલે બડવો દોડવાનો હોય જ ને ? અરે દોસ્ત ! આ વખતે મારા મનમાં શું થતું હશે ? ગુરૂને ત્યાં ભણવા મોકલવાની ભાવના આ સમયના આ બનાવમાં રહેલી છે, તેને બદલે આ કેવો દેખાવ ! વરઘોડામાં વ્યવસ્થા નહીં. તેમાં વળી ગાંડાનો વરઘોડો ! બડવો દોડવામાં દોઢ કલાક થયો. અને ચૈત્ર માસના તાપમાં બપોરના અગીયાર વાગતાં સુધી નાતનાં સ્ત્રી પુરૂષોએ તપ કર્યું. ચોવીસ માણસનું બેંડ પણ ત્યાં હતું. અમદાવાદની ધૂળ અને તાપ ખાતાં સૌએ તથા હું રણછોડ-જીના મંદિરમાં ઉપડી ગયો અને મેં તો બધું જ રણછોડજીને કહ્યું.

એનો ખુલાસો માંગ્યો કે તું આ શું જોઈ રહ્યો છું? આજે આ બાળકને ગુરૂમંત્ર– ગાયત્રીમંત્ર– આપ્યો છે, તે વખતે આ ઢોંગ શા? નથી ગાયત્રીનું રહસ્ય કોઈ એને સમજાવતું કે નથી એને ભાવિ ધર્મનો ખ્યાલ કોઇ આપતું! બધાયે લાડકાલાડુ અને ચાંલ્લો, વરઘોડો અને બડવો, બ્રાહ્મણ ને દક્ષણા, અને રાતની નાત જમાડવાની ગોઠવણમાં પડયા છે. આ બધું જેને અંગે છે, જે મૂખ્ય બનાવ છે, તેનો જ હીસાબ તો નથી. પણ રણછોડીયો–કૃષ્ણ કાળો–એકે વાતનો મર્મ મને કયાં આપે છે? મને એ હસતો લાગ્યો, અને મને હસવું આવ્યું. પાછો આવીને જોઉં છું તો હજી બડવો પકડાયો નહોતો.

હું તો બડવાની તપાસ કરવા નિકળ્યો. એક પોળની બારીમાંથી એ બીજી પોળમાં ગયો હતો અને ત્યાં કોઇક ઠેકાણે સંતાઈ ગયો હતો. એના મામા બીચારા ફાંફાં મારતા હતા, અને નાતનાં છોકરા " મામાની મહુડી "–" મામાની મહુડી " એમ બુમો પાડતાં હતાં.

નાતના બધા લોકો કંટાળ્યા હતા. આજુબાજુ છોકરાં ભેગાં થયાં હતાં, તેમાંના એકને પટાવીને મેં પુછી લીધું કે ભાઈ કયાં સંતાયા છે? મને ખબર પડી એટલે મામાને ઇશારત કરીને મારી સાથે લઇ ગયો અને ભાઇ પકડાયા. પછી તો એ કહે કે બસ મામા મને તેડીને જ લઇ જાય! મામાનો કાંઈ છુટકો હતો? પરસેવાથી ન્હાઈ ગયેલા મામા એને ઉંચકોને ચાલ્યા!! રસ્તામાં ચાર વાર તો એને ઉતારીને શ્વાસ ખાવા મામાને ઉભા રહેવું પડયું. પણ ભાણેજ બાપુ કયાં માને તેવા હતા? જ્યાં વરઘોડો ઉભો હતો ત્યાં બધા આવ્યા ત્યારે સ્ત્રી વર્ગનાં રૂપ તો જોવા જેવાં જ હતાં. પણ ત્યાં ચાલતું ગીત તો અજબ હતું. મારે કાને તો થોડાક જ બોલ પડયા. બડવાને મનાવવાનું કાંઇક આવતું હતું. તેમાંથી " તને પરણાવીશું મામી " એવા બોલ મેં સાંભળ્યા અને વળી પાછો મારો મીજાજ હાથથી

ગયો. ઓ મૂર્ખાઓ ! આ બડવો તો અભ્યાસ માટે ગુરૂને ત્યાં નાસી જવો જોઇયે. વર્ષો સુધી તે બ્રહ્મચર્ય પાળીને અભ્યાસ કરે, પછી એને સમજાવી સંસારમાં લાવવાનો હોય. તેને બદલે આ બધું ફારસ કર્યું, અને વળી ઉપરથી આ અશ્લીલતા ? ગીતમાં પણ ભાણેજને એની મામી પરણાવવાનું ગવાય જ કેમ ? સુધારાવાળાને નફ્ટ કહેનારા આ બધાની આ વાત વિચારતાં મને ક્રોધ ચઢે છે. હવે હું વધારે હમણાં નહી લખી શકું. એ વેવલીઓ છો બજાર વચ્ચે ઉભી ઉભી ગાળો બોલે, ને પોતાની લાયકી બતાવે !

લી. તારો ચક્રમ.



૭

# પતિતોદ્ધાર.

દરિયા કિનારાનું એક નાનું પણ રળીયામણું આ ગામડું હતું. તેની જૂની જાહોજલાલીની વાતો ઘરડાંઓ હજીયે કરતા હતા; પણ હવે તે તો વાતો જ હતી. નહોતો ગામમાં કાંઇ ઉજાશ કે નહોતો કાંઈ ધંધો. ગામડાં ભાંગીને મોટાં શહેરો વસ્યાં. ગામમાં વહાણવટાનો ધંધો હતો. ત્યાં હજીયે મહોટાં ઝાઝ બાંધનાર કારીગરો હતા. અને ખલાસીઓ તો આ ગામના જ ! તેઓ પેઢીધર ખારવાનો ધંધો કરતા હતા. અને સ્ટીમરોની શોધ થયા પહેલાં પણ આ ગામના ખલાસીઓએ ચીન, મીસર અને જાવાની સફરો કરી હતી. સ્ટીમરો આવ્યા પછી પણ આ ગામના ખલાસીઓ તેમાં નોકરીએ રહ્યા હતા, અને તેઓ વિશ્વાસુ, મહેનતુ અને નીતિમાન નોકરો તરિકે જાણીતા થયા હતા.

આ ગામના **લા**ખાજી ખારવાનું કુટુંબ બહુ પંકાયેલું હતું. **લા**ખાજીએ પચાસ વર્ષ વહાણુ ઉપર ગાળ્યાં હતાં, અને દુનિયાનાં બંદરો જોયાં હતાં, તેથી અનુભવ અને બુદ્ધિવિકાસ તેમનામાં તરી આવતાં હતાં. તેમને ચાર દિકરા અને ચાર દિકરીયો હતી. દિકરાઓ બધાને તેમણે વહાણુના કામમાં બહુ સારી રીતે કેળવ્યા હતા. નાનો છોકરો **મો**તી તેમને બહુ લાડવાયો હતો. સૌથી નાની છોકરી **હી**રકી અને **મો**તી એ બે તેમની આંખની કીકી સમાન હતાં અને પોતાના જીવતાં **મો**તીને નોકરી ઉપર દેશાવર ના મોકલવો એવો **લા**ખાજીનો નિશ્ચય હતો. **હી**રકી બાર વરસની હતી અને **મો**તી અઢારનો હતો.

* * * *

દિવસે દિવસે સમય બારિક આવતો હતો. **લા**ખાજીનું ગામ તુટતું હતું. પહેલાંના ખલાસીઓ તો વહાણુવટે જતા, ત્યાં નોકરી સાથે થોડો વેપાર પણ કરતા. પોતાના દેશની ચીજો સાથે લઈ જાય, પરદેશમાં તેને બદલે બીજી ચીજો મેળવે, અને દેશમાં પાછા આવીને તે નવાઈની ચીજો સારે ભાવે વેચે. આમાં તેમને સારૂં મળતર થતું હતું. વળી વહાણોમાં પણ આગળ વધવાનું થતું હતું. હોંશીયાર માણસો તંડેલ (કપતાન) સુધી પહોંચતા હતા, અને પોતિકો વેપાર પણ કરી શકતા હતા. પરંતુ સ્ટીમર આવવા સાથે આ બધું નાશ પામ્યું. **લા**ખાજીએ પોતાની બચાવેલી રકમમાંથી એક વહાણમાં ભાગ રાખ્યો હતો; પરંતુ હવે વહાણોમાં કમાણી રહી નહોતી. કીનારાનો માલ લાવવા લઈ જવા માટે પણ નાની સ્ટીમરો ચાલવા લાગી હતી. આવી સ્થિતિ હતી તેમાં વળી **લા**ખાજીનો એક ખાતાદાર નાશી ગયો, અને શહેરમાં જઇને તેણે નાદારી લીધી. આ ગામમાં નાદારી લેવાનો આ પહેલો જ બનાવ હતો. અત્યાર સુધી તેમાં કોઇ સમજતું નહોતું. ચાર ચાર પેઢીના દેવા ચુકવનાર માણસો હજી તે ગામમાં હયાત હતા. આ બનાવથી **લા**ખાજીનું ધન ગયું અને તે મેળવવાની આશા

પણ ગઇ. આવામાં તેમના મોટા દીકરાને કોગળીયું આવ્યું અને તે ત્રણ કલાકમાં મરી ગયો. હવે તો મોતીને પરદેશ ગયા વગર છૂટકો હતો જ નહિ. લાખાજીએ રડતા રડતા મોતીને છાતી સરસો ચાંપ્યો અને જવાની રજા આપી. મોતીએ બહુ દિલાસો આપ્યો અને કહ્યું કે હીરકીનું જતન કરજો. એ ત્રણ વરસ તો જોતજોતામાં નિકળી જશે અને હું જાણે કાલ વહાણે પાછો આવીશ.

* * * *

આજે મુંબાઇના બારામાં સ્ટીમર "કાલીકટ" આવી છે. આ સ્ટીમરમાં લોકોનો ખાસ રસ હતો, કારણ કે તે આજે ચાર વર્ષે મુંબાઇમાં પાછી ફરી છે. કોણ જાણે તે કેવાએ અપશુકન સાથે મુંબાઇથી નીકળી હતી, તે એને જાતજાતના અકસ્માત નડયા હતા. એકવાર તે ખરાબે લાધી ગઈ હતી, એકવાર શેંગાહીના બારામાં એક બીજી સ્ટીમર સાથે તે અથડાઇ હતી. એકવાર તેમાં આગ લાગી હતી; પણ સુભાગ્યે તે હોલવાઇ ગઈ હતી. પરિણામે તેને લગભગ નવેસરથી બાંધવી પડી હતી. આ સ્ટીમર ઉપરના ઘણા ખલાસી અને ખારવા પણ બદલાઈ ગયા હતા. કારણ કે સ્ટીમર નવેસરથી બંધાતી હતી તે વખતે તેના માલીકોએ ઘણા ખારવાઓને પોતાની બીજી સ્ટીમરો ઉપર મોકલ્યા હતા. એટલે જુના માણસો આમાં બહુ જ થોડા હતા, અને ખારવાઓમાં પણ થોડાક જ હિંદિઓ રહ્યા હતા. આમ ચારે વર્ષે છેક બદલાયલા સ્વરૂપમાં સ્ટીમર "કાલીકટ" મુંબાઇના બારામાં આવી.

જળકેદી થઈ ગયેલા ખારવાઓ છુટયા. તેઓ મોજશોખ માટે રજા લઈને કીનારે ઉતરી પડયા. તેઓમાંનો મોટો ભાગ મુંબાઇથી અજાણ હતા. પરંતુ તેમની સૌની સરદારી એક હિંદીએ લીધી હતી તે મુંબાઇનો ભોમીયો હતો. જે થોડા જુના માણસો "કાલીકટ" ઉપર હતા તેમાંનો તે એક હતો. મોજશોખનાં

બધાં ધામોથી તે જાણીતો હતો. અને આ અર્ધજંગલી માણસોના મોજશોખ કેવા હોય ! ! કૌટુંબિક જીવનથી તેઓ વિચ્છિન્ન હોય, નીતિબળ કેળવાયું ના હોય, અને દેશ દેશના કચરા જેવા માણસો ભેગા મળ્યા હોય, પછી તેમના મોજશોખનું શું પૂછવું ! ! આઠ જણાની ટુકડી છુટી. તેમાં ચાર ગોરા હતા, બે મિશ્ર હતા, અને બે હિંદી હતા. પણ નીતિ કે અનીતિમાં સૌ સરખા હતા. પેલો હિંદી જે જાણીતો હતો તેણે કહ્યું કે જો મારા કહ્યા ઉપરાંત ગમે ત્યાં પેઠા તો પસ્તાશો. મુંબાઈમાં કાંઇ વેશ્યાઓની દાકતરી તપાસ થતી નથી. અહિં તો જણ જણનો ધંધો છે. માટે હું તમને લઇ જઉં ત્યાં જ આવજો અને જો બીજે કયાંઇ ગયા તો સ્ટીમર મૂકીને ઇસ્પિતાલમાં રહેવું પડશે.

આઠ જણની ટુકડી ચાલી. સૌ લહેરમાં હતા. સીટીયો વગાડતા હતા. ગાયન ગાતા ગાતા અનીતિનાં ધામો પાસે તેઓ આવ્યા. સામેથી સોલ્જરોની મંડળી મળી. બન્ને તરફથી સલામો થઈ. હલકી મશ્કરીયો થઈ. સૌ હસ્યા. રસ્તાની બંને તરફ બારીઓમાંથી બિચારી અધમાવસ્થાને પ્રાપ્ત થયેલી સ્ત્રીઓએ આ લોકોને લલચાવવા માંડયા, ચાળા કરવા માંડયા, આવકારના કૃત્રિમ હાસ્ય હસવા માંડયા. દૂત પણ મોકલ્યા. અને અંતે એક બાઇએ તો નીચે ઉતરી એક મરદનો હાથ પણ ઝાલ્યો અને કહ્યું, " ઓહો ! ચાલો હું તમારી તો રાહ જોઉં છું. મને નિરાશ ના કરશો." તે ભાઈ તો તૈયાર થયા. પણ પેલો હિંદી આંખો કહાડીને બોલ્યો : "ખબરદાર." અંતે આ સૌની ધીરજ ખુટાડતો પેલો હિંદી એક બંગલા જેવા મકાન તરફ વળ્યો, અને બોલ્યો, "ચાલો ભાઇયો, આ જગા સલામત છે."

પાશ્વ વૃત્તિથી પૂર્ણ આ આઠ માણસો અંદર ગયા. તેમને વધાવી લેવા પૂરતી નારીઓ તૈયાર જ હતી. મોંયે પાઉડરના થોક વાળી, ઠઠેરાબંધ કપડાં પહેરેલી, એકવાર ખરેખર ખૂબસુરત હશે તેવો ખ્યાલ આપનારી પરંતુ અત્યારે તો નિસ્તેજ થઇ ગયેલા મોં

વાળી, અધઃપાત પામેલી—કે પમાડેલી—આ નારીઓ હતી. જાણે નોતરેલા અને આદરપાત્ર મહેમાન આવ્યા હોય તેમ આ આઠે જણનું સ્વાગત થયું. એક એક સ્ત્રી સાથે હાથમાં હાથ ઘાલી એક એક પુરૂષ અંદર બેઠો. પ્રથમ તો તેઓ સર્વ ત્યાંના મોટા હોલમાં જ બેઠા, અને દારૂના ગલાસો ઉપાડયા. પોતે પીયે અને તુરતને માટે માનેલી પોતાની પ્રિયાને પણ પીવડાવે. આ દસ્ય આગળ નિરખવાની અમારી હિંમત નથી.

* * * *

આ ટોળીનો આગેવાન પણ એક મેજ ઉપર બેઠો. તે તેના સાથીદારો જેટલો ઉત્સાહમાં નહોતો લાગતો. જો કે તે પણ ગેલ કરતો હતો, તોપણ તેના મગજ ઉપર ઉંડી ચિંતાની છાપ દેખાતી હતી. તેની ક્ષણભરની કહેવાની અર્ધાંગના તો એના ઢીંચણ ઉપર જ બેઠી. તેણે એક ગલાસ ભર્યો અને પેલાના મુખ આગળ ધર્યો. પેલો તે ગટગટાવી ગયો. સુરાનો સ્વાદ જીભને અડતાં જ તેની ગમગીની દૂર થઇ ગઇ. તેણે સાથીના મોં ઉપર હાથ ફેરવવા માંડયો. પણ સાથીના મોં ઉપરની ઉદાસી તે જોઇ શકયો નહિ. એ તો આવેશમાં વહાલનાં વાકયો પણ બોલ્યો. તેને ગુજરાતીમાં બોલતો જોઇને પેલી સ્ત્રીની આંખમાં તેજ આવ્યું અને બીતાં બીતાં બોલી :

"તમે ગુજરાતી છો ?"

"હા, શું તને પણ ગુજરાતી આવડે છે કે? ત્યારે તો તું ખરેખર મારી પ્રિયા થઇશ." એમ બોલી વળી તેણે શબ્દોને અનુ-સરતાં અટકચાળાં કર્યાં અને બોલ્યો :

"તને અહિં ગમે છે ?"

"અહિં તે વળી કોને ગમે ? પણ ના ગમે તો ખાઇયે શું ? અમને કોણ સંઘરે ? વળી જાતજાતના માણસો આવે તેમાં કોઇ

તમારા જેવા ભલા હોય તો વળી ઠીક. બાકી તો પ્રભુ તોબા. પણ તમે વહાણ ઉપર કામ કરો છો ? ”

“ હા, કેમ ? આ મારાં લૂગડાં જોને ?

“ તમે તમારી મુસાફરીમાં ‘કાલીકટ’ નામે બોટ જોયેલી કે ?”

“ હા, તું તે બોટને ક્યાંથી જાણે ?

“ એ બોટમાં એક માણસ નોકરીએ હતો. તે જો તમને મળે તો તેને કાંઈક સમાચાર આપવાના છે. ”

“ ક્યા માણસને ? શા સમાચાર ? ” પેલો માણસ વધતી જતી ઉત્કંઠાથી બોલ્યો.

“ એ તો કોઈક મારી ઓળખીતીએ આપ્યા છે. એ માણસનું નામ મોતી છે. તેને એટલું જ કહેવાનું છે કે એનાં માબાપ મરી ગયાં છે. ”

“ શું કહે છે ? તું ક્યાંથી જાણે ? હું મોતીને તો બહુ સારી રીતે ઓળખું છું. એ મને જરૂર મળશે. પણ તું કહે તને આ સમાચાર કોણે કહ્યા ?”

“ મને આ સમાચાર મોતીની એક બેન હીરકીએ કહ્યા છે. ” પેલી સ્ત્રી બોલી.

“ કોણે હીરકીએ ! એ ક્યાં છે ? તને ક્યારે મળી હતી ? હીરકી શું એક વેશ્યા જોડે ઓળખાણ રાખે છે ? ખરેખર, તું કાંઈક ગપ મારે છે. મારી બેન હીરકી તને ક્યાંથી ઓળખે ?”

“ તું કોણ હીરકીનો ભાઈ ? તું જાતે જ મોતી ? જો ત્યારે જો, હું જ હીરકી ! ”

“ કોણ તું મારી નાનકડી હીરકી ? ” આમ બોલી તે માણસ ફાટી આંખે જોઈ રહ્યો. થોડીવાર ચૂપ રહીને બોલ્યો :

“ ઓ ભગવાન ! મારી હીરકીની આ દશા ! મારી પણ

કેટલી અધમતા ? ! ” આટલું બોલતામાં તો તે માણસ ખુરશી ઉપરથી નીચે પડી ગયો, અને બેભાન થઇ ગયો.

આ બે જણ વચ્ચે ચાલેલી વાત તરફ તે મોજીલા મંડળમાંથી કોઇનું પણ ધ્યાન નહોતું. આમ બેભાન થયેલો જોઇ તેઓ બોલી ઉઠયા કે તેણે દારૂ બહુ પીધો લાગે છે.

હીરકીએ કશી વાત બહાર પડવા દીધી નહિ અને મોતીને પોતાના ઓરડામાં ઉપડાવી લીધો. ત્યાં તે બહુ મહેનતે જાગૃતિમાં આવ્યો અને પછી તેને બધી હકીકત પૂછી. હીરકીએ કહ્યું કે કુટુંબનાં બધાં જ માણસો એક પછી એક મરી ગયાં. છેલ્લા છેલ્લા લાખાજીને પૈસાની બહુજ તાણ પડી એટલે તેમણે પઠાણ પાસેથી રૂપિયા વ્યાજે લીધા. લાખાજી મરણપથારીએ હતા, તે વખતે પઠાણ આવ્યો અને ત્રાગું કર્યું. તે વખતે મેં કહ્યું કે હું તને મારી જાત વેચીને પણ તારા પૈસા આપીશ પણ મારા બાપાને સુખે મરવા દ્યો. પઠાણે તો ઘરની સામેજ પડાવ નાખ્યો. તે સાંઝે લાખાજી મરી ગયા. હું એકલી નિરાધાર રેહી. લાખાજીની અંતક્રિયા થઈ ગઇ કે તુરત પઠાણે મારો હાથ ઝાલ્યો અને પૈસા માગ્યા. મેં થોડું ઘણું ઘરેણું હતું તે આપ્યું પણ એટલેથી તેમનું દેવું પત્યું નહિ. તેથી રાતોરાત જ પઠાણ તો મને ઉપાડી ચાલ્યો. પરંતુ રસ્તેથી તરત જ હું નાશી છૂટી. પઠાણો ખાવા બેઠા એટલે અંધારામાં ઝાડ ઉપર ચઢી ગઈ અને નાશીને પાછી ગામમાં આવી. તે વખતે કોઇયે મને સંઘરી નહિ. બધા પઠાણ-થી ડરતા હતા, અને વળી સતા થઇને વાત કરવા લાગ્યા કે એ તો હવે પઠાણથી ભ્રષ્ટ થઈ. આ વખતે આપણા ગામનો પેલો છગનો છેલ મારી વારે ધાયો. પણ એ મુવાની દાનત હું જાણતી નહોતી. તે વખતે એણે મને એના ઘરમાં આશ્રય અને ખાવાનું આપ્યાં. હું પણ અનુભવ વિનાની હતી એટલે એનાથી ભોળવાઈ. પછી એ મને

સુંબાઈ લઈ આવ્યો અને ખૂબ મઝા કરાવી. રોજ અમે આ ગોવા-ગીરી બાઇને ત્યાં આવતાં હતાં. એણે મને ગાતાં શીખવ્યું, અને પછી તો મને અહિં મૂકીને છગનો ચાલી ગયો. મને આ ગોવાગીરીએ પછી કહ્યું કે રૂ. ૫૦૦ એણે મારી કીંમતના રોકડા છગનાને આપ્યા છે, અને રૂા. ૫૦૦ નું ખર્ચ મને શીખવવા પાછળ કર્યું છે. મને અહિં એક ઘડીએ ગમતું નથી. પણ કરૂં શું ? હજાર રૂપિયા લાવું ક્યાંથી ? ખાવાપીવાના, કપડાના, ઘરભાડાના, કરીને આ બાઈ પૈસા લઇલે છે, એટલે મારી પાસે તો કાંઈ રહેતું નથી. આસપાસ બધાં જ એવાં છે. તોયે આ બાઈ પજવતી નથી અને સ્વભાવે સારી છે. વળી આ ઘર સર્ટીફીકેટ વાળું છે એટલે છેક જંગલી પુરૂષો અહિં નથી આવતા. વળી બધીઓને અહિં ગાતાં નથી આવડતું. મારો કંઠ સારો છે અને ગાતાં આવડે છે, એટલે મને જરા વધારે છૂટ છે. પણ ભાઈ મોતી ! આટલે વર્ષે તું સાજો તાજો પાછો આવ્યો છું તો મને જરૂર છોડાવજે.”

મોતી પોતાના ગોઠીયાઓ સાથે પાછો ફર્યો નહિ. આજના સમાચારથી અને હીરકીની આ સ્થિતિ જોઇને તેનું ચિત્ત ચગડોળે ચઢયું હતું. તેણે તે ઘરની માલીક બાઈ સાથે વાત કરી અને કહ્યું કે આ બાઈ મારી બેન છે, તેને હું લઈ જાઉં છું. પેલી સ્ત્રીએ ત્યાં તોફાન મચાવવાનું શરૂ કર્યું, એટલે મોતીએ પોતાનું નામ તથા સ્ટીમરનું નામ ત્યાં આપી દીધું, અને કહ્યું કે તારૂં જે માગતું લેણું હોય તે માટે મારા ઉપર કાયદેસર પગલાં લેજે. એ ખલાસી બચ્ચો હતો, ઘણો મજબૂત હતો, ઇંગ્લીશ બોલી શકતો હતો, અને તેની પાસે રીવોલ્વર હતી. આ બધું જોઇને પેલી બાઈ નમી પડી, અને કહ્યું મેં આ છોકરી પાછળ જે નાણાં ખર્ચ્યાં છે તે તો મને આપો ? મોતીએ લાલ આંખ કરી, પીસ્તોલ પર હાથ મૂકયો, અને કહ્યું કે ઠ્ઠા છોકરીને અનીતિને માર્ગે ચઢાવવા માટે તારે શું દંડ ભરવો છે ? આટલું બોલતાં તે બહાર નીકળી વિકટોરીઆમાં બેસી ચાલી

ગયો. પેલી બાઈ અને તેના સાગ્રીતોએ પણ ચૂપકીદી રાખવામાં જ ડહાપણ જોયું.

ત્યાંથી મોતી સીધો એક હિંદુ હોટેલમાં ગયો. ત્યાં રાત રહી, બીજે દિવસે હીરકી માટે તેણે રીતસરનાં કપડાં ખરીદ્યાં અને પછી પોતાની સ્ટીમર ઉપર ગયો. આ સ્ટીમરની ચડતી પડતીના વખતમાં મોતીએ બહુજ ઉત્તમ સેવા કરી હતી. તેના બદલામાં તેને સારો દરમાયો મળતો હતો. કોઇ પણ દેશીને જે કામ નહોતું સોંપવામાં આવતું તે કામપર તેને નિમ્યો હતો. પરંતુ હવે તેનું દીલ કામ ઉપરથી ઉઠી ગયું. પોતાની વહાલી બહેનની આવી અધમ સ્થિતિ જોઈ તેને બહુજ લાગી આવ્યું. તેણે નોકરી ઉપરથી રજા લીધી. બહુ સરસ સર્ટીફીકેટ મેળવ્યું અને નાણાં પણ તેનાં સારાં જમે થયાં હતાં.

હવે તેને પોતાના ગામમાં કે દેશમાં રસ રહ્યો નહોતો. પૈસા પાસે ઠીક હતા, પણ તેટલા ઉપર બેસીને કાંઈ જીંદગી નિકળે નહિ. તેણે થોડા સમયમાં પૂર્વ આફ્રીકાનો માર્ગ લીધો. ત્યાં જઇ પોતાના નાણાથી વેપાર ખેડવા માંડયો. હીરકી તેની વિધવા બેન છે એમ સૌને કહ્યું. પોતે પણ લગ્ન કર્યા નહિ. સમય જતાં તે ઘણોજ ધનવાન થયો. હીરકીને તેણે બહુજ સારી કેળવણી આપી. ઘડપણમાં પાછા ફરી આ ભાઈ બહેન મુંબઇમાં રહ્યાં. ત્યાં મોતીએ 'પતિત પાવન આશ્રમ' કાઢવા માટે બહુ ધન આપ્યું. આમાંથી આડે માર્ગે ગયેલી અને ફસાઈ પડેલી સ્ત્રીઓને માટે આશ્રમ સ્થાપવામાં આવ્યું. હીરકીએ તેનો સર્વ બંદોબસ્ત કરવાનું માથે લીધું. અત્યારે આ આશ્રમ બહુજ સુંદર કાર્ય કરે છે, અને હીરકી તેના પ્રાણ સમાન છે.



૮

# પિતાના પાપનું પરિણામ.

૧

શરીરે રૂપાળી, ઉત્તમ કુટુંબની દિવાનની દીકરી, અને વળી કેળવાયલી, એવી કન્યા માટે ચારે તરફથી પુષ્કળ માંગાં આવે તેમાં શી નવાઈ? આ પ્રમાણે પ્રમદા માટે પુષ્કળ માંગાં આવતાં હતાં. તેના પિતા પુરૂષોત્તમરાય કાઠીયાવાડના એક રાજ્યના દિવાન હતા. પ્રમદા તેમની ત્રીજી દીકરી હતી. પહેલી બે દીકરીયો પરણી ગઈ હતી, પણ પુરૂષોત્તમરાયને એમ લાગતું હતું કે તેમને જોઈએ તેવાં સારાં ઠેકાણું નહોતાં મળ્યાં. એકને એક મોટા વેપારી શેઠીયાને ત્યાં પરણાવી હતી. પૈસા પુષ્કળ હતા પણ બધાની રીતભાત જાડી, અને બહુજ જુના વિચારના. બીજી દીકરીને એક પાડોશી રાજ્યના દિવાનના દીકરા જોડે પરણાવી હતી. તે કુટુંબમાં મલાજાનો રિવાજ. છોકરીથી બહાર નિકળાય નહિ, ફરાય નહિ, સદાય કેદખાનું. જ્યારે બાપને ઘેર વર્ષે છ મહિને આવે ત્યારે આ કેદખાનાની વાતો બહુજ રમુજથી બધાંને કહે. બેઉ છોકરીયો બીજી બધી વાતે સુખી હતી, પણ પુરૂષોત્તમરાયને લાગતું હતું કે છોકરીયો મનમાં હીજરાતી હશે.

પ્રમદાને માટે વર પસંદ કરવામાં ભૂલ ન થાય એ વિચાર એમના મનમાં ઘુંટાયા કરતો હતો, અને તેથીજ તેમણે એને પ્રમાણમાં મોટી થવા દીધી હતી. તે નિશાળે જતી હતી તે ઉપરાંત તેને ઘેર પણ સારૂં શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી હતી. નિશાળ છોડયા પછી અંગ્રેજી, સંસ્કૃત, સંગીત અને ચિત્રકળાનું જ્ઞાન એને પાકું આપવામાં આવ્યું. હજી સુધી એને કુંવારી રાખી હતી તે એમની નાતના તથા ગામના લોકોને પણ ગમતું નહતું.

પ્રમદા અંગ્રેજી બોલી લખી શકતી હતી તેથી પુરૂશોત્તમરાય એને પોતાની સાથે રેસીડેંટ સાહેબને ત્યાં પણ કોઈવાર લઈ જતા હતા. રેસીડેંટ સાહેબને લગભગ પ્રમદા જેવડી બે છોકરીયો હતી. તે સૌને મૈત્રિ સારી બંધાઈ. મેરી, એડીથ અને પ્રમદા ત્રણે ઘણીવાર ટેનીસ રમતાં અને કોઈવાર ઝનાના હાઇસ્કુલની મુખ્ય શિક્ષક એક પારસીબાઈ—જરબાનુ પણ તેમની સાથે જોડાતી હતી. એ તો આ લોકો કરતાં ઉમરે દસેક વર્ષ મોટી હતી. પણ કાંઈક મળતાવડા સ્વભાવને લીધે અને કાંઇક રેસીડંટ સાહેબ તથા દીવાન સાહેબને ખુશ કરવા માટે તેમની સાથે તે ભેળાતી હતી.

તેમના ગામમાં એક કૉલેજ હતી, તેમાં બી. એ. કલાસમાં એક પરદેશી યુવક બે વર્ષ ઉપર આવ્યો હતો. તે દિવાન સાહેબની નાતનો હતો, દેખાવડો હતો, અને ભણવામાં ચાલાક હતો. દિવાન સાહેબના મોસાળ તરફનો કાંઈક દૂરનો સગો હતો તેથી ઘણીવાર તે તેમને ઘેર મળવા આવતો. એ રીતે ચંદુભાઇને ઘરમાં બધા સાથે વાતચીતનો પ્રસંગ હતો. હમણાં તે બી. એ. પ્રથમ વર્ગમાં પાસ થયો હતો અને કૉલેજમાં ફેલો નિમાયો હતો. ભણેલી પ્રમદા તેની સાથે સાહિત્યચર્ચા કરતી હતી. કાંઇક કાંઈક પૂછતી હતી, કાંઇક કાંઇક કહેતી હતી, અને બે જણા અનેરા ભાવ અનુભવતા હતા. લોકોએ તો વાત ચલાવી હતી કે

પ્રમદા અને ચંદુલાલ લગ્ન કરશે. એકવાર પુરૂષોત્તમરાયના સાંભળવામાં એ વાત આવી. તેમનો મીજાસ ગયો. શું નીચા કુળના એક નિર્ધન યુવકને મારી આવી રતન જેવી કન્યા આપું ? પહેલા વર્ગમાં પાસ થયો તોપણ શું ? તંદુરસ્તી સરસ છે તોપણ શું ? મારી પ્રમદાને ઠોબરાંજ ઘસવાં પડે તો ! હવે હું પાછી એવી ભૂલ કરૂં ? તેમણે ધીમે રહીને ચંદુલાલને ઈસારો કર્યો, અને ઘેર આવતા સમૂળગા બંધ કર્યા. કોણ જાણે શું થયું. ચંદુલાલ બે ચાર દિવસ નિસ્તેજ વદન લઈ ગામમાં ફર્યા, અને પછી એકાએક રાજીનામું આપી કાંઈક ચાલી ગયા. લોકોમાં વાત ચાલતી હતી કે તેમના પત્રો પ્રમદા ઉપર આવતા. પણ લોકોની વાતનો શો ભરોસો ! !

પણ હવે પુરૂષોત્તમરાયે પ્રમદાના લગ્નના વિચાર પૂર્ણ ગંભીરાઇથી કરવા માંડયા. છોકરી સત્તર વર્ષની થઈ હતી, ટેનીસ આદિ રમત, ખુલ્લી હવા અને નિશ્ચિંત મનને લીધે તેની તબિયત બહુ સારી હતી, અને તેથી શરીરનો બાંધો પણ સારો ખીલ્યો હતો, એટલે ઘણી મોટી લાગતી હતી. કાઠીયાવાડમાં તો તેનું લગ્ન કરવું નહિ એમ પુરૂષોત્તમરાયે નક્કી કર્યું હતું. અમદાવાદ કે મુંબાઈમાં કોઇ સારે ઘેર જો લગ્ન થાય તો છોકરી છુટથી હરે ફરે અને સુખી થાય એમ તેમનું ધારવું હતું. આમ વિચાર ચાલતા હતા તેટલામાં તેમને રાજ્યના કામ સારૂ અમદાવાદ અને ત્યાંથી મુંબાઇ જવું પડયું. અમદાવાદમાં તો તેમને કોઈ યોગ્ય ઘર દેખાયું નહિ. મુંબાઇમાં કામને અંગે જ તેમને પોતાની નાતના એક ધનવાન ગૃહસ્થને ત્યાં જવું પડયું. આ ગૃહસ્થ સાથે પહેલા તેમને પરિચય નહોતો. તેમના મોટા વેપારની તથા અઢળક ધનની વાતોજ માત્ર તેમણે સાંભળી હતી. તેઓ "મણીરાય અને કંપની" એ નામે પરદેશ સાથે આડતનો, સ્ટીમરોમાંથી માલ ઉતારવાનો તથા રૂનો વેપાર કરતા હતા. હમણાં તો તેમણે એક મીલમાં પણ ભાગ રાખ્યો હતો. પુરૂષોત્તમરાય સાથે પ્રસંગ પડતાં, તેમણે તેમને ઘણોજ આગ્રહ કરી જમવા બોલાવ્યા. મણીરાયને બે

છોકરીઓ અને એક છોકરો હતો. પોતે ગરીબાઇમાંથી આપબળે આગળ વધેલા હતા. ગરીબાઈને લીધે એમને કન્યા પણ નહોતી મળી, તેથી મોટી ઉમરે તેમનાં લગ્ન થયાં હતાં. એમના છોકરા ચમનરાયની ઉમર અત્યારે પચીસ વર્ષની થઇ હતી. બે વર્ષથી તે બી. એ. થયો હતો, અને ત્યાર પછી તેને પોતાના કામમાં જોડયો હતો. ચમનરાય એક સુઘડ સફાઈદાર અને બુદ્ધિમાન તરૂણ ગૃહસ્થ લાગતો હતો. તે પણ જમતી વખતે સાથે હતો. વાતોમાંથી ખબર પડી કે ચમનરાયનાં હજી લગ્ન થયાં નહોતાં. આ વાત સાંભળી ત્યારથી પુરૂષોત્તમરાયને તો પ્રમદાના વિચારજ આવવા માંડયા. ગર્ભશ્રીમંત, યુવક, વળી બી. એ. પાસ થયેલો, અને સારે ધંધે લાગેલો એવો વર પ્રમદા માટે ખોળ્યો પણ મળે નહિ. જમી રહ્યા પછી પણ કલાકેક વાતોચીતો ચાલી, અને પુરૂષોત્તમરાય તો આ ઘર અને વર પાછળ ઘેલા જ થઇ ગયા. પરંતુ ઓળખાણ તાજી હોવાથી તે સંબંધી કાંઈ જ વાત કાઢી નહિ. જતાં જતાં બન્ને બાપ દિકરાને આગ્રહપૂર્વક કાઠીયાવાડની સૂકી અને નિરોગી હવાનો લાભ લેવા તથા દેશી રાજની સાહ્યબી જોવા આમંત્રણ કર્યું. મણીરાયે કહ્યું, મારૂં તો નક્કી નહિ, પણ ચમનરાય વળી વખત મળતાં આવશે.

કામ પૂરૂં થતાં પુરૂષોત્તમરાય ઘેર પાછા આવ્યા. બધી વાત પોતાની સ્ત્રીને કહી, અને તેણે તો કહ્યું કે વાત બધી પૂરી કરીને જ કેમ ના આવ્યા ? પછી ધીમે રહીને પ્રમદાને પણ વાત ભેગી વાત કહી કે ચમનરાય માણસ બહુજ લાયક, વિદ્વાન અને ધનવાન છે. અને જો તારૂં અને તેનું યુગલ બંધાય તો ઉચિત થાય. પ્રમદા શરમાઈ ગઇ લાગી. પરંતુ ખરૂં જોતાં તે ખિન્ન થઇ ગઇ હતી. તેને તો ચંદુલાલનોજ વિચાર આવી ગયો હતો. પણ તે સંબંધી પિતાજીના વિચાર તે જાણતી હતી. બિચારી હિંદુ કન્યા તે શિવાય બીજું શું કરી શકે ? મનનો વિચાર તો મનમાં જ સમાવ્યો. અને એક બે દિવસમાં તો ચમનરાયનો વિચાર તેને સ્વાભાવિક જ લાગ્યો.

૨

મિસ જરબાનુ એક વિચિત્ર બાઈ હતી. તે કુમારી હતી અને વાંચનનો શોખ તેને ઘણોજ હતો. વળી સંતતીશાસ્ત્ર સંબંધી ઘણું સાહિત્ય તેણે વાંચ્યું હતું અને પ્રજાની સંતતી ઉપર છૂપા ચેપી રોગ–વેનીરીયલ ડીસીઝ–જનનેંદ્રિયના રોગની શી અસરો થતી હતી તે સંબંધી એના મનમાં ભયંકર ચિતાર આવી ગયો હતો. અનીતિનાં ધામો અને છુપા ચેપી રોગ એ બન્ને અટકાવવા માટે સરકારે પગલાં ભરવાં જોઇયે એવો એનો પાકો મત હતો. જો કે પોતે દાક્તર નહોતી પણ આ વિષયમાં એણે દાક્તર જેટલુંજ જ્ઞાન મેળવ્યું હતું. એક વાર રેસીડેંટ સાહેબને ત્યાં કાંઈક વાત નિકળી તે ઉપરથી મિસ જરબાનુ આ વાતો ઉપર એટલાં ઉપડયાં કે બધાં દીંગ જ થઇ ગયાં, અને એમના આ વિષયના ઉંડા જ્ઞાન માટે બધાંને માન ઉપજ્યું. તેઓ બોલ્યાં કે માબાપો છોકરીઓનાં લગ્ન કરતી વખતે પૈસાની તપાસ કરે છે, એના જ્ઞાનની તપાસ કરે છે, એના ધંધાની તપાસ કરે છે, પણ એ માણસે કોઈ કુલટા પાસેથી છુપો રોગ મેળવ્યો છે કે નહિ તેની તપાસ કરવાનું તેમને સૂઝતું નથી. મુંબાઇ જેવા મોટા શહેરમાં આ રોગે એટલો તે પેસારો કર્યો છે કે દર આઠ માણસમાંથી એક માણસ તેનો ભોગ થયેલો છે. જો મને મારી જીવાઈજોગું મળવાની ખાત્રી હોય, તો હું તો મુંબાઇ જઇને આ બદી સામે સખત લડત ચલાવું, અને જાહેર મંડળો મારફતે સરકાર પાસે આ સંબંધી કાયદા પણ ઘડાવું. આ રોગની અસર બિચારાં બાળકો ઉપર–નિર્દોષ બાળકો ઉપર–કેવી થાય છે તેનો કોઇએ વિચાર પણ કર્યો છે કે? પત્ની બચી જાય છે, પણ પિતાના પાપનાં પરિણામ નિર્દોષ બાળકને ભોગવવાનાં આવે છે. જન્મ સમયે પૂરી સંભાળ લેવામાં આવે નહિ તો તે આંધળું અવતરે છે, અને પછી જન્મારો આંધળુંજ રહે છે. આ પ્રમાણે ઘણો સમય તેમણે

વાતો કર્યા કરી હતી. રેસીડેંટ સાહેબને તો કાંઇ નવાઇ ના લાગી, પણ પુરૂષોત્તમરાયને લાગ્યું કે એક બાઈ માણસ માટે આ પ્રમાણે બોલવું તે કાંઇ ઠીક કહેવાય નહિ. મોઢે તો કાંઇ બોલ્યા નહિ પણ મનમાં નિશ્ચય કર્યો કે પ્રમદાને આની સોબતમાં બહુ રાખવી તે ઠીક નથી.

વખત જતાં પ્રમદાનો વિવાહ ચમનરાય જોડે કરવાની વાત આગળ વધી. એકવાર ચમનરાય પુરૂષોત્તમરાયના મહેમાન પણ થઇને આવ્યા. તેમના મળતાવડા સ્વભાવથી અને શહેરી સફાઇથી બધાનાં મન તેમણે જીતી લીધાં. પુરૂષોત્તમરાયે એમના માનમાં એક પાર્ટીનો મેળાવડો કરી ગામનાં ઘણાં માણસોને નોતર્યાં. ખુદ રાજા સાહેબ પણ આવ્યા હતા. અત્યારસુધી ગામમાં વાત જાહેર થઇ ગઇ હતી કે પ્રમદાનાં લગ્ન ચમનરાય સાથે થવાનાં છે. બધાંએ આ લગ્નનાં ઘણાં વખાણ કર્યાં, અને જોડું સર્વ રીતે યોગ્ય જ થશે એમ મત બાંધ્યો. બાજુ ઉપર સ્ત્રીઓ માટે પડદાપાર્ટી પણ કરી હતી. રેસીડેન્ટ સાહેબની છોકરીઓ અને મિસ જરબાનુ જેવાં પુરૂષોમાં તેમજ સ્ત્રીઓમાં બન્નેમાં ફરતાં હતાં. પ્રમદાને એક બાજુએ લઇ જઇને મિસ જરબાનુએ તો કહ્યું પણ ખરૂં કે, " પ્રમદા ! ચમનરાય લાગે છે તો લાયક માણસ પણ મુંબાઇનો ગર્ભશ્રીમંત યુવક છે, માટે તપાસ કરજે કે તેણે કાંઈ છુપો રોગ મેળવેલો હોય નહિ. " આ સાંભળી પ્રમદાને જરા ખોટું લાગ્યું પણ વાત ફેરવી નાખી.

પાર્ટી પૂરી થયા પછી, મહેમાનો જતા રહ્યા પછી, જરબાનુ ત્યાં ફર્યા કરતી હતી. ચમનરાય બારણે કેટલાએક મહેમાનોને વળાવી પાછો ફરતો હતો તેવામાં મીસ જરાબાનુએ કહ્યું :

" મી. ચમનરાય, જરા બે મીનીટ મારે તમારી સાથે વાત કરવી છે. અહિં બાજુ ઉપર આવશો ? "

ચમનરાયે ખુશીથી કબૂલ કર્યું.

જરબાનુ : " જુવો ચમનરાય, પ્રમદા બહુજ ભોળી અને નિખાલસ છે. પાંચ વર્ષથી હું તેને ઓળખું છું. મને તે નાની બહેન જેવી લાગે છે. પણ બિચારી આ દુનિયાથી, તેની કાળી બાજુથી કેવળ અજાણ છે; પણ પુસ્તકોદ્વારા હું બહુ જાણીતી થઇ છું. તેમાં છુપા રોગ-જનનેન્દ્રિયોના રોગો વિષે મેં જે વાંચ્યું છે, તેના ભવિષ્યનાં પરિણામો યાદ આવે છે ત્યારે મારા દિલમાં ભડકા ઉઠે છે. મને માફ કરજો, પણ મુંબઇના શ્રીમંતો માટે પણ મેં આવું પુષ્કળ સાંભળ્યું છે. માટે હું મારી બહેનપણીની ખાતર, લોકપ્રેમના કૃત્યને ખાતર, ફરજની ખાતર તમને સીધો સવાલ પૂછું છું કે તમે તેમાં સપડાયલા છો? જો તેમ હોય તો પ્રમદાની ખાતર, તેના અને તમારાં ભવિષ્યનાં બાળકોની ખાતર તમે તે રોગમાંથી મુક્ત-કેવળ મુક્ત થાવ-ત્યાં સુધી લગ્નની વાત મુલતવી રાખજો. "

ચમનરાય પ્રથમ તો આ હિંમતભર્યું-લાગણીભર્યું-નાનકડું ભાષણ સાંભળી સ્તબ્ધ બન્યો. પરંતુ ક્ષણ માત્રમાંજ તેણે આત્મસંયમ મેળવ્યો અને સ્મિત વદને બોલ્યો :

" જરબાનુ, તમે તમારા ઉત્સાહના આવેશમાં શું બોલો છો તેનું તમને ભાન નથી. તમારે બદલે કોઇ પુરૂષ બોલતો હોત તો હું આ હડહડતું અપમાન ગણત. પણ તમે બિનઅનુભવી છો અને કેવળ પુસ્તકોથીજ ઉશ્કેરાઈ ગયેલાં છો એટલે હું તમને માફ કરૂં છું. તમે કોઇ પણ બાબતમાં ચિંતા કરશો નહિ, બેફીકર રહેજો. "

આટલું કહી ચમનરાય ચાલી ગયો.

મુંબઇ ગયા પછી છ માસમાં જ પ્રમદાના સસરા મૃત્યુ પામ્યા. વેપારનો બધો ભાર ચમનરાયને માથે આવ્યો. પ્રમદા મુંબાઈની ફેશનેબલ સોસાયટીમાં પણ દાખલ થઈ ગઈ હતી. એટલે પાર્ટીમાં જવું, પાર્ટીઓ આપવી વગેરે કામમાં તે પરોવાયલી રહેતી હતી. નિરાધાર

મંડળોનું પ્રમુખપદ કે મુરબ્બીપદ, સ્ત્રીહક મેળવવાની સભાનું મંત્રીપદ, વગેરે પણ તેના જ્ઞાન અને પૈસાને લીધે તેને પ્રાપ્ત થયું હતું. આ સર્વ સભાઓ કોઇ શ્રીમાનને બંગલે કે પોતાને બંગલે જ મળતી હતી, ત્યારે ચહાપાણી તો હોય જ. વળી આવી સભામાં સર્વ જણાં ઉત્તમ કુટુંબોનાં જ હોય એટલે જાણે સાડીઓનું અને ફેશનનું એક પ્રદર્શન જ બની રહેતું હતું. પ્રમદા આ જીવનમાં ગોઠવાઈ ગઈ હતી. આ સર્વ તેને જીવનની અનિવાર્ય બાબતો જેવું જ લાગતું હતું. તેની એકંદર ઉપયોગિતાનો વિચાર તેણે કર્યો જ નહોતો. આ તેનું જીવન ત્રણ વર્ષ સુધી તો એમજ ચાલ્યું.

૪

પ્રમદાનાં લગ્ન થયા પછી જરબાનુ પણ મુંબાઈ ચાલી આવ્યાં હતાં. તેમણે પોતાના વિષયનું જ્ઞાન ઘણું આગળ વધાર્યું હતું. તે એક મંડળમાં જોડાયાં હતાં, અને આ વિષય ઉપર જાહેરમાં જાગૃતિ રાખતાં હતાં. મંડળની મારફતે સારૂં પુસ્તકાલય, પત્રિકાઓ લખાવવાની યોજના, મેજીકલેન્ટર્નની મદદથી ભાષણો આપવાની ગોઠવણ વગેરે બધું થઇ શકતું હતું. પરંતુ તેમની બધી હીલચાલો તદન સામાન્ય વર્ગમાં જ ચાલતી હતી. જરબાનુને ઉત્તમ વર્ગનાં ઘણાં માણસો સાથે પિછાન હતી, અને પાર્ટીઓ માટે તેને નોતરાં પણ આવતાં હતાં, છતાંયે પોતાના વિષયનું કાર્ય તે ઉત્તમ વર્ગોમાં ચલાવી શક્યાં નહોતાં. કારણ કે બધાંનું ધારવું એમ હતું કે એ હિલચાલની જરૂર ઉત્તમ વર્ગોમાં હતી નહિ. જરબાનુનું પોતાનું ધારવું આથી જુદું જ હતું. એમને તો ખાત્રી હતી કે આ રોગ શ્રીમંત વર્ગમાં ઘણોજ પ્રચલિત છે. શ્રીમંત યુવકો તેમજ મોટાઓ શકમંદ સ્ત્રીઓની મૈત્રિ રાખે છે અને દુષ્ટ છુપા રોગના ભોગ થઇ પડે છે. આ વિશે તેમની પ્રેમાળ, વિશ્વાસુ, ભોળી પત્નીને કાંઇ જ ખબર હોતી નથી. પુરૂષો પોતે દવાની મદદથી એ રોગની પીડામાંથી મુક્ત થઇ જાય છે, પત્ની

પણ ઘણીવાર બચી જાય છે, પણ રોગની અસર નિર્દોષ બાળકો ઉપર થાય છે. તેઓ કોઈવાર જન્મથી નબળી આંખવાળા કે અંધ થાય છે. અને આ રોગનો શક માતાને અથવા તેની સુવાવડ કરનારને પણ હોતો નથી, એટલે શરૂઆતના ઉપાય લઈ શકાતા નથી.

જરબાનુની ઇચ્છા એમ હતી કે ઉંચી સોસાઈટીની કોઈ બાનુ મારફત ડ્રોઈંગરૂમના મેલાવડાઓ વખતે, સામાન્ય ચહાપાણી વખતે, આ વિષયની વાતચિત કરી તે વર્ગની સ્ત્રીઓમાં આ જ્ઞાનનો પ્રસાર કરવો જોઈએ. મળી મજૂર સ્ત્રીઓના ઉદ્ધાર માટે પણ જરબાનુ થોડું ઘણું કામ કરતાં હતાં. તેમનાં બાળકની સંભાળ રાખવા મીલો તરફથી "ક્રેશ" એટલે બાળઉછેરનું ખાતું ખોલાવવાની તેમની યોજના હતી. આ યોજના મીલમાલીકોની પત્નીઓ જ ઉપાડી લે તો જલદી પાર ઉતરે એમ એનું ધારવું હતું. વિચાર કરતાં જરબાનુને પ્રમદા સાંભરી. હમણાં તેનું નામ છાપાંઓમાં વારંવાર આવતું. તેનું ઉદાર હૃદય તે ઓળખતી હતી, અને તેની પાસે અઢળક ધન છે તે પણ તે જાણતી હતી. તેથી પ્રમદા ઉપર કાગળ લખ્યો અને મુલાકાત માટે માંગણી કરી.

જુની ઓળખાણવાળાં, નાનપણનાં સોબતી તરફથી કાગળ આવ્યાથી પ્રમદાને ઘણો જ આનંદ થયો. તેણે તરત જ ઉત્તમ જવાબ લખી જરબાનુને મળવા બોલાવ્યાં. બન્ને મળ્યાં, ચહા પીધી. ચમનરાય તો ઘરમાં નહોતા. પછી જરબાનુએ પોતાના મુદ્દા કહી સંભળાવ્યા. પ્રમદાને વાતમાં ઘણોજ રસ પડયો રોગની વાત સાંભળીને તે થરથરી અને તેનાં પરિણામ નાનાં બાળકોને ભોગવવાં પડે છે, એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે તો તે ભલી બાઈની આંખમાં આંસુ આવી ગયાં. તેણે જરબાનુને બધી રીતની મદદ આપવાની હા કહી, અને આ વિષયનું સાહિત્ય મોકલી આપવા વિંનતિ કરી.

પ્રમદાએ ચમનરાયને આમાંની કાંઈક વાત કરી. ચમનરાયને આ

આ બધું કાંઇ ગમ્યું નહિ. તેમણે કહ્યું, "સુધરેલી–આગળ વધેલી સોસાઈટીમાં આવો વિષય અને તે પણ સ્ત્રીઓની સભામાં ચર્ચવો એ બહુ અવિવેક કહેવાય. એમાં સ્ત્રીઓની મર્યાદા સચવાય નહિ. એ જરબાનુને તો એક જાતનું ઘેલું લાગ્યું છે. જ્યાં ને ત્યાં એ તો એ રોગ જ જોયા કરે છે. સારી સોસાઈટીમાં બહુ દાખલ કરવા લાયક એ બાઈ નથી, તેમ તમારે પણ એનો સહવાસ રાખવો ઇષ્ટ નથી." પ્રમદાના મગજમાં આ વાત ઉતરી નહિ. પરંતુ પતિને કાંઇ પ્રત્યુત્તર આપી શકી નહિ, અને એ તે એટલેથી અટકી.

પ્રમદા અને જરબાનુનો સહવાસ વધતો ગયો. જાણે પોતે પ્રમદાની મુરબ્બી હોય એમજ એ ખાનગીમાં વર્તતી, અને પ્રમદાને પણ તેથી ઘણોજ આનંદ થતો. તેની આસપાસની કૃત્રિમ દુનિયામાં સ્વાભાવિકપણે વર્તનાર એક માણસ હતું તેથી તેને બહુ જ સંતોષ વળતો, અને પોતાની બધી વાતો એને દિલ ખોલીને એ કરતી હતી. તેને પાંચ મહિના થયા હતા અને પોતે થોડા સમયમાં માતા થશે એ વાત પણ તેણે એકવાર જરબાનુને કહી. વળી સાથે એમ જણાવ્યું કે સુવાવડ મુંબાઇમાં નહિ પણ મહાબળેશ્વર કરવાનું તે લોકોએ નક્કી કર્યું છે, અને એક દાક્તર તથા નર્સને લઇને તેઓ દોઢેક મહિના પછી ત્યાં જઇને રહેવાની છે. ચમનરાય પણ વારંવાર ત્યાં આવશે. અને સુવાવડના સમયમાં એક મોટા દાક્તરને પણ ત્યાં બે અઠવાડીઆ રાખવાનું નક્કી કર્યું છે. તમે પણ વખત મળે તો ત્યાં હવાફેર માટે આવજો. આ બધી હકીકત જાણી જરબાનુને ઘણો આનંદ થયો, અને પ્રમદાના નોતરાના ઉત્તરમાં જણાવ્યું કે વખત મળશે તો હું જરૂર થોડા દિવસ ત્યાં આવીશ.

જરબાનુ પ્રમદાના મંડળમાં ધીમે ધીમે દાખલ થઇ, અને બહુ જ બાહોશીથી તેણે પોતાનું કાર્ય સાધવા માંડયું. મજુર સ્ત્રીઓનાં ધાવણાં બાળકો માટે રક્ષણગૃહ આ મંડળદ્વારા છએક મીલોમાં તેણે ઉભાં કરાવ્યાં. પછી ધીમે ધીમે આ રોગ સંબંધીનું સાહિત્ય પણ તેણે

આ સ્ત્રીઓમાં પ્રસારવા માંડયું, અને એક પ્રસંગે તો મેજીકલેન્ટર્નની મદદથી તે વિષય ઉપર એક ભાષણ પણ તેણે આપ્યું, અને તેમાં તેણે Damaged goods નામે પ્રખ્યાત નાટકનો સાર પણ કહ્યો. આ ભાષણથી આ વિષય બહુ જ ચર્ચાયો. કેટલીક સ્ત્રીઓને આવા વિષયો ઉગતી યુવતીઓ સમક્ષ ચર્ચાય તે વિનયભંગ જેવું લાગ્યું અને આ મંડળમાં તે સંબંધી બે મત થઈ ગયા. પરંતુ પરિણામ એ થયું કે તે વિષય બહુ ચર્ચાયો અને જરબાનુ પાસેથી આ માહિતી આપનાર પુસ્તકો ઘણી બાઈઓએ મંગાવ્યાં.

૫

આ સમયમાં એક વિચિત્ર ઓળખાણ જરબાનુને થઈ. એક વાર તેની ઓફીસ આગળ એક ભપકાબંધ મોટર આવીને ઉભી અને સીપાઇ આવીને પૂછી ગયો કે જરબાનુ મળશે? થોડીવાર પછી એક અતિ સ્વરૂપવંતી બાઇ અંદર આવી. તેણે બહુજ સફાઈથી શણગાર સજ્યો હતો. તેને અંગેઅંગ બસ એશઆરામ લખાઇ રહ્યો હતો. જરબાનુએ તેને પોતાની સામે ખુરશી ઉપર બેઠક આપી. તેણે આવીને કહ્યું, "તમે જે શુભ હિલચાલ ચલાવી રહ્યાં છો તે સંબંધી મેં કાંઇક સાંભળ્યું છે. તે વિષય ઉપર કાંઇક વધારે જ્ઞાન મળે તે માટે મને થોડી ચોપડીઓ આપશો? કીંમતની કાંઇ પરવા ન કરશો. અંગ્રેજી હશે તોપણ ચાલશે. હું અંગ્રેજી વાંચી શકું છું."

જરબાનુએ એને છએક પુસ્તકો આપ્યાં, અને પોતાના અનુભવો હોંસભેર આ બાઇને કહેવા માંડયા. આમને આમ વાતચીતમાં અડધો કલાક જતો રહ્યો તોપણ ખબર પડી નહિ. પછી તે બાઇ ઉઠી અને કહ્યું, "મીસ જરબાનુ, તમારી સરળતા એવી છે કે તમે મારૂં દીલ જીતી લીધું છે. આ સંબંધમાં કામ કયાં અને કેવી રીતે કરવું તેની ઘણી માહિતી તમે મારી પાસેથી મેળવી શકશો. તમને ફુરસદ હોય તો કોઇવાર મારે ત્યાં આવજો. મ્હને જો પહેલેથી ટેલી-

ફોન કરશો તો હું મોટર પણ તેડવા મોકલી શકીશ. હાલ તુરત તો માફ કરશો. ચાલો, સાહેબજી.”

આટલું કહી પોતાનું કાર્ડ મૂકી તે ચાલી ગઇ. કાર્ડ ઉપર ટેલીફોન નંબર હતો અને “મીસ કમળા, કંદર્પ કુટીર, વોર્ડન રોડ” એમ લખ્યું હતું. જરબાનુને આમાં કાંઇ સમજણ પડી નહિ. પણ આ બાઈની વધારે ઓળખ કરવાનો તેણે નિશ્ચય કર્યો. બીજા આખા અઠવાડીયા સુધી તો એને જરાએ ફુરસદ નહોતી. પણ ત્યાર પછી એકવાર નવરી પડતાં તેણે મીસ કમળાને ટેલીફોન કર્યો. અડધા કલાકમાં તો તેની મોટર આવીને ઉભી રહી, અને બીજા અડધા કલાકમાં તો તે બે જણાં ચહા પીતાં પીતાં વાતો કરતાં બેઠાં હતાં.

મીસ કમળા ઘણા જ ભપકાથી શણગારેલા, સુંદર બંગલામાં દાસદાસીઓની મધ્યમાં, એકલી જ રહેતી હતી. પૈસાની રેલછેલ દેખાતી હતી. સંગીતનાં સાહિત્યો ચારે તરફ ગોઠવાયેલાં હતાં. વીણા, દિલરૂબા, હાર્પ, હારમોનીયમ, પીઆનો, બધું જ ત્યાં હતું. જરબાનુ તો આ બધું જોઇ ઘણી જ ગુંચવણમાં પડી ગઈ હતી. કમળા તેની ગુંચવણ સમજી હતી, અને તેણે કહ્યું કે તમે ધીમે ધીમે બધું જાણશો. પછી મૂળ મુદ્દાની વાત નિકળતાં તેણે કહ્યું : “તમે તમારા વિષયનાં જે વ્યાખ્યાનો સ્ત્રીઓની સભામાં આપો છો તે બરોબર નથી. એ બિચારીઓને દુનિયાનું કાંઇ ભાન નથી. તેમને તો આ બધું નવલકથા જેવું લાગશે. પણ તમારાં આ ભાષણ તેમના પતિઓને સંભળાવો, અને પતિઓને કહો કે તેમની જે સ્ત્રીમિત્રો, જેમની સોબતમાં પોતાની પત્ની કરતાં પણ વધારે વખત તેઓ ગાળે છે, તેમને આ ભાષણો સાંભળવા લઇ આવે.”

જરબાનુ તો આ સાંભળી સ્તબ્ધ થઈ ગયાં, અને કહ્યું :

“મીસ કમળા, તમે ઘણાં જ સખ્ત થાવ છો, અને એ પુરૂષોને બિચારાને બહુ અન્યાય કરો છો.”

"ના, હું અન્યાય જરાયે કરતી નથી. હું તો જાતમાહિતી સિવાય કાંઈ આક્ષેપ કરતી જ નથી. પણ આ તમારાં ભાષણોની કાંઈ અસર થાય ખરી ? હું નથી ધારતી કે તમે તમારા કાર્યમાં સફળ થશો."

વાતચીત ચાલતાં જરબાનુને ખબર પડી કે આ તો મનુષ્યજાતિને અને ખાસ કરીને પુરૂષ વર્ગને ધિક્કારનારી બાઇ છે. અને તેનું કારણ પણ સ્પષ્ટ હતું. તે બાઈ દુષ્ટ પુરૂષોના જ સહવાસમાં આવતી હતી. તેનું ખર્ચ કોઈ પરણેલા શ્રીમંત પુરૂષના પૈસામાંથી ચાલતું હતું. તેનું આ વિશ્રામસ્થાન હતું. મિત્રો સાથે આવે, ત્યાં બેસે, ખાય અને પીએ પણ ખરા, અને ગાયનવાદનથી આનંદ મેળવે. આવા એક શ્રીમંત ગૃહસ્થનું આ "બીજું" ઘર હતું. આ વર્ગના પુરૂષોનો જ આને સહવાસ, એટલે એ પુરૂષ વર્ગને ધિક્કારનાર જ હોયને ! ! પ્રથમ તો જરબાનુને અહિં આવવાથી બહુ કચવાટ થયો. પણ ધીમે ધીમે આ બાઇમાં તેને રસ લાગ્યો. તે કેળવાયલી હતી. વિદ્વત્તા પણ તેનામાં લાગતી હતી. તેની વાત કરવાની રીત મનહરણ હતી, અને સભ્યતા તથા વિનયની મૂર્તિરૂપ હતી. જરબાનુને લાગ્યું કે જે દુનિયાનું જ્ઞાન તેને અંગત નથી, તેની સર્વ માહિતી આની પાસેથી મળશે. વળી આ એક વ્યક્તિને પણ નીતિના પંથમાં લાવી શકાય તે કાંઈ ઓછું નથી. આમ વિચારી તેણે તેની બધી વાતો લક્ષપૂર્વક સાંભળી, અને પૂરા એક કલાકે ત્યાંથી ખસી. આ વાતનો ચિતાર દિવસો સુધી તેના મનમાં રહ્યો. તેને બહુ બહુ વિચારો આવ્યા, ત્યાર પછી મહિનામાં એકાદ વાર તેઓ મળતાં ખરાં.

૬

સમય થતાં પ્રમદા, એક નર્સ અને એક દાક્તર મહાબળેશ્વર ગયાં. સાથે ચમનરાય પણ ગયા હતા. પણ એ તો થોડા દિવસ રહી પાછા આવવાના હતા. મહાબળેશ્વર જવાને આગલે દિવસે પ્રમદાએ જરબાનુને બોલાવ્યાં હતાં, અને બે જણાએ બહુ બહુ વાતો કરી

હતી. વાતોમાં ને વાતોમાં પ્રમદાએ પતિના વર્તન પ્રત્યે અસંતોષ પણ જાહેર કર્યો હતો. બહુ ઉદ્યમી પુરૂષ પ્રેમવાર્તામાં લાંબો કાળ સ્ત્રી પાસે ગાળે તેવી ઇચ્છા કરવી તે જ ભૂલને ! ! છેવટે પ્રમદાએ કહ્યું કે " આ વખતે મને અમંગળ શંકા બહુ થાય છે, માટે તમે જરૂર થોડા દિવસ આવી જજો." જરબાનુએ તેમ કરવા વચન પણ આપ્યું હતું.

તેઓ સર્વ મહાબળેશ્વર ગયા. જરબાનુ ઉપર પ્રમદાનો પત્ર પણ આવી ગયો. ફરી પાછો આવવાનો આગ્રહ તેમાં હતો. જરબાનુનું પોતાનું કામ તો અહિં ચાલ્યા જ કરતું. પ્રમદાની ગેરહાજરીમાં કમળાને ત્યાં જવાનું આ મહિનામાં વધારે બન્યું હતું.

ચમનરાય તો પાછા આવી ગયા હતા. વેપારનું બહાનું હતું એટલે કોણ એમને ત્યાં રોકી શકે તેમ હતું ?

જરબાનુને કમળા તરફ ધીમે ધીમે વિચિત્ર આકર્ષણ થયું હતું. કમળા એક અનીતિમાન સ્ત્રી હતી એ તો ચોક્કસ હતું; પરંતુ તેની બુદ્ધિ તથા જ્ઞાન વિશાળ હતાં. દરેક વિષયની માહિતી તેને હતી. વળી તે વાચાળ અને નિખાલસ હતી. તેથી થાક્યા મગજને વિશ્રાંતિ આપવા તથા ઉપલા વર્ગોનાં પોકળ જાણવા જરબાનુ વારંવાર ત્યાં જવા લાગ્યાં. એકવાર કમળાને ત્યાં તે ગયાં ત્યારે કમળા કાંઇ ખુશમિજાજમાં હતી નહિ. થોડી વાતચિત કર્યા પછી તેણે એકદમ પ્રશ્ન પૂછ્યો :

" જરબાનુ, તમે વિલાયત ગયાં છો ? "

" ના. તે પ્રશ્ન કેમ પૂછ્યો ?"

" આ તમારા પૈસાવાળાઓને ત્યાંની લલનાઓની બહુ મોહિની લાગી દેખાય છે. શું ત્યાંની સ્ત્રીઓ બહુ રૂપવંતી કે બુદ્ધિશાળી છે ? અહિં તો ઘણી મડમોના સંબંધમાં હું આવી છું, પણ મને કોઈ ખાસ ભેજાવાળી લાગી નથી. "

"કેમ, કયા પૈસાવાળાઓને આ મોહિની લાગી છે ?"

"અરે આજે મારા એક જુના મિત્રને ત્યાં ચહા પાણીનો મેળાવડો કર્યો હતો. મેં કહ્યું હતું કે હું દીલરૂબા વગાડીશ. એણે અમારા ખાસ મિત્રોનેજ બોલાવ્યા હતા. પણ ખરી વાત કહું? મારો હેતુ જુદો હતો. મારે તો પેલા ચમનરાયને મળવું હતું."

જરબાનુ ચમક્યાં. ચમનરાય સંબંધી એમને વહેમ તો હતો જ, પણ પોતે આ કુટુંબનાં કોઇને ઓળખે છે એમ બતાવે તો કમળા બધી વાત જ બંધ કરી દે. તેથી એમણે તો ફક્ત હુંકારો જ ભણ્યો. કમળાએ ચલાવ્યું :

"ચમનરાયને તો જાણતાં હશો. કાઠીયાવાડની એક રૂપવંતી સ્રીને પરણ્યો છે. એકવાર તે મારો ખાસ મિત્ર હતો. બીજે ત્રીજે દિવસે અહિં એ ખરો. છેક લગ્ન કરવા જવાનો હતો તે દિવસે પણ તે અહિં આવ્યો હતો. મને કેવાં કેવાં વચનો આપી ગયો હતો. પણ પછી તો બંધ જ થઈ ગયો. એની રૂપાળી બૈરીનું મોં જોઇને બેસી રહેતો હશે! બેવચની નામર્દ!"

આમ બોલી તે હસી. એની આંખમાં તો ક્રોધ જ ભર્યો હતો.

જરબાનુ વાત આગળ ચલાવવા બોલ્યાં, "પણ મડમોનું શું?"

"હા, હા, હું મારા આવેશમાં તે વાત ભૂલી ગઇ. તમે તો ચમનરાયને ઓળખતાંએ નહિ હો. એ ચમનરાય ત્યાં આવ્યા હતા અને પાછા થોડા દિવસમાં અહિં આવ્યા જાણોને. હમણાં એકલા પડયા છે. આ મેળાવડામાં મારો એક જુનો મિત્ર પણ હતો. મેં ત્યાં સાંભળ્યું કે વિલાયતમાં એક લફરૂં તેને લાગ્યું છે. એને તો કાંઇ શરમ પણ નહોતી. મને કહેતો હતો કે હું તો તેને હિંદુ બનાવીને એની સાથે લગ્ન કરીશ. એ મારી નવી, ઘેર છે તે જુની. એ કમબખ્તે મને કેવાં કેવાં વચનો આપ્યાંતાં તે જાણો છો? મને કહે કે હું તો બસ તને જ ચાહું છું, મને બીક માત્ર આ કુટુંબી ધનની છે. જો હું

તારી સાથે લગ્ન કરૂં તો મારે તે ધનનો ત્યાગ કરવો પડે, માટે જ આપણાથી લગ્ન નથી થતું. પછી એ પરણ્યો ત્યારે પણ મને કહેતો હતો કે અવિવાહિત કરતાં વિવાહિત પુરૂષ આવી બાબતમાં વધારે સ્વતંત્ર રહી શકે છે. હું લગ્ન તો કરૂં છું પણ મારી પ્રિયા તો તું જ. પણ એ બેઇમાનને હું કયાં નહોતી ઓળખતી ? મારૂં દીલ તો તેની તરફ હતું જ નહિ, પણ આ કીમતી મોટરકાર એણે મને ભેટ આપી હતી, અને વળી તે દરેક રીતે બહુ ઉદાર હતો. બાકી બધા મિત્રોમાં મારૂં દિલ હરનાર તો ચમનરાય જ. એને ખાતર તો હું બધું તજીને ગૃહિણી-ધર્મ પણ સ્વીકારત."

આટલું બોલી વળી પાછી એ ઉંડા વિચારમાં પડી ગઇ. હવે જરબાનુની જિજ્ઞાસા બહુ જ આકર્ષાઈ. પ્રમદાની ખાતર સર્વ હકીકત જાણી લેવા તેનું દિલ ઉશ્કેરાયું. વાત ગમે તેમ કરીને ચાલુ રાખવાના હેતુથી તે બોલ્યાં :

" આ ચમનરાય તો પેલા કાઠીયાવાડ પરણ્યા હતા તે જ ને ?"

" તમે એમને ઓળખો છો ?"

" ના." જરબાનુ બોલ્યાં, " એમને તો નહિ, પણ જ્યારે તે લગ્ન કરવા કાઠીયાવાડ આવ્યા હતા ત્યારે હું ત્યાં નોકરી કરતી હતી, અને દીવાન સાહેબના કુટુંબને પણ ઓળખતી હતી."

" ત્યારે તો તમે આ ચમનરાયની વહુને ઓળખતાં હશો."

" હા, હું એને બહુ સારી રીતે ઓળખતી હતી."

ધીમે રહીને કમળાએ એક ખાનામાંથી છબી કાઢીને બતાવી અને બોલી : " આ છબીમાં છે તેવી જ તે રૂપાળી છે ?"

મેં છબી જોઇ. તે પ્રમદાની સુમધુર આકૃતિ હતી. લગ્ન પછી તરત લીધેલી છબી હશે એમ મને લાગ્યું. મેં કહ્યું, ' હા, છબી તો

બરોબર છે.' કમળાની આંખમાં અદેખાઇ હતી. એની હમેશની બેદરકાર દેખાતી મુખમુદ્રા અત્યારે કાંઇક ક્રોધમય લાગતી હતી. થોડી-વાર તે જરબાનુ સામે જોઇ રહી અને બોલી :

"જરબાનુ, તમારી અને મારી વચ્ચે મૈત્રિ જરાયે સંભવતી નથી. કયાં સમાજસેવા કરવા નિકળેલાં તમે અને કયાં સ્વાર્થી હું. પાપાચરણથી પણ પાછી ન હઠું તેવી ! પરંતુ તમે સ્ત્રી છો, અને હુંએ એક સ્ત્રી છું. જન્મથી, તાલીમથી, હૃદયની વૃત્તિઓ મારવાનું–અરે ખુદ હૃદય વિનાનાં થવાનું–મારે પ્રાપ્ત થયું છે, છતાંયે હૃદય મારી નથી શકી. પુષ્પધન્વા કામદેવે મને પણ વિસારી નથી. રાજકુંવરોનાં મન અને ધન હરવા માટે મારૂં સ્વરૂપ ખીલવ્યું છે. સુધરેલી મુંબાઇ-ના ધનવાન યુવકોને આંજવા માટે મેં મારી બુદ્ધિ કેળવી છે. લોકોના પ્રેમ સાથે રમત કરવાનો તો મારો ધંધો જ છે; પણ એકથી હું હારી. એટલે ? મેં એને વશ તો કર્યો પણ હું વશ થતી ચાલી. મારા નાટકી પ્રેમને બદલે ખરા પ્રેમે મારા મનમાં વાસ કર્યો. હું આ મારો વૈભવ અને મોજ છોડી એ પ્રેમને માટે ગૃહિણીધર્મ સ્વીકારવા તૈયાર થઈ ગઈ હતી. ચમનરાયને મેં ખરા જીગરથી ચાહ્યા છે–હજી પણ ચાહું છું, અને તેમને પરણવા માટે હું ખરા મનથી જ તૈયાર હતી. એમના કુટુંબી ધનની પણ મને દરકાર નહોતી. મારી પાસે ઘણું ધન છે. એ ધન પાપનું ગણાય એમ હોય તો તે ધનનો ત્યાગ કરવા પણ હું તત્પર હતી. પરંતુ ચમનરાયને શું ? હું તો એનું રમકડું હતી. મોજ આનંદનું સાધન હતી. પૈસાથી ખરીદાઇ શકાય તેવી ચીજ હતી. પ્રેમની વાતો કરી, દુનિયાદારીનું ડહાપણ બતાવી, એણે મને ઉડાવી. મારૂં હક્કનું સ્થાન આ છોકરી લઈ ગઈ. ઠીક છે, જોઉં છું કેવી રીતે એ સુખ ભોગવે છે ? વિફરેલા પ્રેમથી મારામાં ઉન્મત્તતા આવી છે. મારો પ્રેમ હવે તો એક નાગણનો પ્રેમ છે. હું જે જાણું છું તે એ કયાં જાણે છે ?"

આટલું બોલી તે કાંઈક વિચિત્ર રીતે હસી. જરબાનુના મનમાં હવે આખીયે વાતનો ચિતાર આવ્યો. ચમનરાયનો અને કમળાનો સંબંધ તેમણે જાણ્યો, પણ કાંઇ બોલ્યાં નહિ. વળી કમળા બોલી :

"એ પ્રમદા હમણા મહાબળેશ્વર કેમ ગઇ છે ? માંદી છે ?"

"ખાસ માંદી તો નથી. પણ સામાન્ય તબિયત નાજુક રહી અને તેમાં તેને સીમન્ત છે, એમ મેં સાંભળ્યું છે, તેથી કદાચ ત્યાં ગઇ હશે."

"હંઅઅ, હવે સમજી. ત્યારે ચમનરાય પિતા બનવાના ! હું માતા નહિ અને તે પિતા ! મારો હક્ક છીનવી લેનાર તે પ્રમદા !"

જરબાનુને હવે તો કમળાની કાંઇક દયા આવવા માંડી. પણ પ્રમદાની ખાતર આજે તો બધી જ વાત જાણી લેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. તે બોલ્યાં :

"કમળા, જે થવાનું હતું તે થઇ ગયું. ચમનરાય પરણી ગયો. હવે તેની સ્ત્રી અને કુટુંબની વચ્ચે આવવું તમને શોભતું નથી."

"શું હું વચ્ચે આવું છું કે એ મારા સુખની વચ્ચે આવી છે ? એ વળી માતા થવાની છે ! ઈશ્વર કરે ને મારો શ્રાપ એને નડે અને બાપના રોગનો ભોગ એનું બાળક બને ! ! !"

આ સાંભળી જરબાનુ ચમક્યાં. બાપનો રોગ ! એ વળી શું ? ધીમે રહીને તે બેદરકારીથી બોલ્યાં :

"શાનો રોગ ? કોનો રોગ ? કમળા તમે આ શું કહો છો ?"

કમળા હશી અને બોલી : "હા, હા, હા. પવિત્રતાની મૂર્તિ, ગરીબ વર્ગમાંથી ગુહ્ય ચેપી રોગો કાઢનાર, તમે અહિં બેઠાં છો, તે હું ભુલી ગઇ. પણ આ તમારા રોગનો પ્રવેશ આ ઉત્તમ વર્ગોમાં કેટલો છે તે તમે કયાં જાણો છો ? પરેલ અને ભાયખાળે ભાષણો કરાવીને દવાઓ વહેંચો છો, તેના કરતાં વાલકેશ્વરના બંગલાઓમાંજ ફરો તો વધારે કલ્યાણ કરશો. આ તમારી પ્રમદા જેવી ઘણીએ બિનઅનુભવી મૂર્ખ સ્ત્રીઓને રોગી પતિઓના હાથમાંથી છોડાવી

શકશો. તમે શું જાણો કે એ દીવાનના જમાઈ ચમનરાયને એક ગુહ્ય રોગ—ગોનોરીયા—થયેલો છે ? મારી આપેલી તે બક્ષીસ છે, અને હવે પ્રમદાને બાળક થવાનું છે. હું આશા રાખું છું કે એ બાળકને આ રોગના છાંટા ઉડે. એને બાળકી આવે અને જન્મની જ આંધળી થાય. બોલો, આ રોગનો પ્રભાવ એવો છે કે નહિ? તમે તો બહુ અભ્યાસ કર્યો છે."

જરબાનુ તો બધું સાંભળી વિસ્મય પામ્યાં. આજે કમળાને થયું છે શું ? એ કમળા છે કે કાળ રાક્ષસી ! વળી ચમનરાયના રોગની હકીકત જાણી એમનું મગજ ભમી ગયું. એમના જીવને કાંઈ કાંઈ થઈ ગયું. ધીમે રહીને કામનું બહાનું કાઢીને તે ઉઠયાં અને પોતાને ઘેર ગયાં.

૭

હવે શું કરવું તે વિચારમાં જ જરબાનુ પડયાં. પ્રમદાએ મહાબળેશ્વર આવવા આમંત્રણ મોકલ્યું હતું. પણ ત્યાં જઇને કરે શું ? પ્રમદાને કાંઇ જ કહેવાય નહિ. ત્યારે ચમનરાયને ચેતવવા કે નહિ ? વળી હમણા મુંબાઇ છોડાય તેમ નથી. દુરાચારી સ્ત્રીઓ સંબંધી એક કાયદો ધારાસભામાં આવવાનો હતો તેમાં એમની બહુજ જરૂર હતી. અંતે બે કલાકે એ ચમનરાયને ઘેર ગયાં. ચમનરાય કપડાં પહેરીને બહાર જવાની તૈયારીમાં હતા. બારણે મોટર ઉભેલી હતી, એટલે ઉતાવળમાં જ લૌકીક આવકાર આપ્યો. જરબાનુએ પ્રમદાના સમાચાર પૂછયા અને પછી ખાનગી વાતચીત માટે દસ મિનિટ માંગી. ચમનરાયે હા કહી. અચકાતા અચકાતા જરબાનુએ રોગના ઇશારા કર્યા. એકદમ ચમનરાયનો મિજાસ ગયો.

"શું મારા ઘરમાં જ મારૂં અપમાન કરવા આવ્યાં છો ? મહેરબાની કરી આપ અહિંથી જાવ, અને તમને આબરૂ વહાલી હોય તો મારા ઘરની બાબતોમાં માથું મારતાં નહિ."

" ભલે, હું જાઉં છું, પણ ચમનરાય, તમે લગ્ન કરવા આવ્યા ત્યારે મેં સહજ જ પ્રશ્ન કર્યો હતો. તેનો ઉત્તર તમે ઉડાવ્યો હતો. હવે હું પાકે પાયે તમારા રોગની વાત જાણું છું. પ્રમદાની ખાતર—તેનાં અને તમારાં ભાવિ બાળકની ખાતર હું અત્યારે આવી છું. જો તમે માણુસ હો, તમારે હૃદય હોય, ફરજનું ભાન હોય તો તમે યોગ્ય તજવીજ કરજો. હું પ્રમદાની ખાતર યોગ્ય સમયે ત્યાં હાજર રહેવા પ્રયત્ન કરીશ. અત્યારે તો આ ચાલી."

પ્રમદાની સુવાવડ વખતે એક મોટા દાક્તરને પણ ત્યાં રાખવાના હતા. યોગ્ય સમયે તે મહાબળેશ્વર જવાના હતા. જરબાનુ એકદમ સીધાં તે દાક્તરને ઘેર ગયાં. દાક્તર તેમને ઓળખતા હતા. બહુજ ખાનગી રાખવાનું વચન લઇને તેમણે દાક્તરને ચમનરાયના રોગની વાત કહી. દાક્તર જરા વિચારમાં પડી ગયા અને પછી બોલ્યા:

" રોગનાં પરિણામ ગંભિર છે, પણ ઉપાય ઘણો જ સહેલ છે. તરતને માટે તો ફક્ત એક જ ગંભિર બાબતથી ડરવાનું છે. આ રોગનો ચેપ પ્રસવ સમયે બાળકને લાગવા સંભવ છે. તે ચેપ બાળકની આંખે પણ લાગે. પરંતુ જન્મ સમયે તેની આંખો બંધ રાખવાની ચેતવણી આપીશ. એટલે હું મારી સાથે ખાસ ઝીંકલોશન લેતો જઈશ, અને બાળકની આંખ બંધ રખાવવાનું ધ્યાનમાં રાખીશ. જો આંખમાં એ ચેપ જાય તો બાળક આંધળું જ રહે એમાં તો કાંઈ શક જ નથી."

બન્ને જણે થોડી વાતચીત કરીને નક્કી કર્યું કે પ્રમદાને આ વાત જણાવવામાં સાર નથી. જરબાનુને કાંઈક નિરાંત વળી અને તે ગયાં.

જરબાનુ પોતાને કામે વળગ્યાં. અનીતિમાન સ્ત્રીઓ સંબંધી કાયદો થવાનો હતો તે સંબંધમાં એમને ઘણી જ મહેનત પડી. પ્રમદાનો એક કાગળ આવ્યો હતો. ત્યાર પછી તેણે બે ત્રણ કાગળ લખ્યા હતા પણ પછી કાંઈ કાગળ નહોતો.

ચમનરાય તો મહાબળેશ્વર જતા આવતા હતા. જરબાનુની છેલ્લી મુલાકાત પછી તેમણે નક્કી કર્યું હતું કે એ પારસણને પ્રમદા પાસે જવા દેવી તે જોખમકારક છે. મારા ઘરમાં માથું મારનાર એ કોણ છે? વળી તે તદન શરમ વિનાની જ છે. પુરૂષો સાથે ગમે તે વિષય ઉપર વાત કરવા તૈયાર થઇ જાય છે. ગૃહસ્થના ઘરમાં દાખલ કરવા યોગ્ય તે નથી. પ્રમદાએ વળી એને મહાબળેશ્વરનું આમંત્રણ આપ્યું છે; પરંતુ કોઇપણ ઉપાયે એ ત્યાં ન આવે તેવી ગોઠવણ મારે કરવી જ પડશે. પ્રમદાનું હિત તેમાં જ સમાયલું છે. એવી વાહીયાતો મારા ઘરમાં નહિ જોઇએ. પણ પ્રમદાને આઘાત ન લાગે તેમ યુક્તિથી આ કાર્ય કરવું પડશે. છુપી ગોઠવણથી પત્રવ્યવહારમાં તો તેમણે વિક્ષેપ નાંખ્યો.

૮

અગત્યના કામસર જરબાનુને લાંબા સમય સુધી મુંબાઇની બહાર જવું પડયું. ત્યાં કામનું દબાણ ઘણુંજ હોવાથી બીજું કાંઈજ સાંભરે તેમ હતું નહિ. ઘણે વખતે પાછાં આવતાં તેમને પ્રમદાના જ વિચાર આવ્યા. પોતાને ઘેર કાગળ હતો નહિ. ચમનરાયને ત્યાં જવા હિંમત ચાલી નહિ, તેથી તે પેલા દાક્તરને ત્યાં ગયાં. ત્યાં ગયા પછી ખબર પડી કે દાક્તર સાહેબ તો કોઈ અગત્યના કેસ માટે આગલે દિવસે જ કાઠીયાવાડ ગયા છે. ત્યાર પછી ત્યાંના માણસ પાસે એમણે ખબર કાઢી કે મહાબળેશ્વરમાં એક બાઇનો કેસ દાક્તરે હાથ ધર્યો છે તેના કાંઈ સમાચાર છે? કાંઇ સમાચાર એને મળ્યા નહિ. નિરાશ થઈ તે બહાર નિકળ્યાં પણ તરત જ પાછળથી એક સીપાઈ બોલાવવા આવ્યો કે દાક્તર સાહેબના કારભારી આપને બોલાવે છે. જરબાનુ પાછાં ગયાં. કારભારીએ કહ્યું મહાબળેશ્વરથી તાર આવ્યો છે કે તે બાઇને પ્રસવકાળ ધાર્યા કરતાં વહેલો થશે, એટલે દાક્તર સાહેબને તાકીદે આવવા જણાવ્યું છે. દાક્તર સાહેબ તો

છે નહિ. હવે શું કરવું ? જરબાનુએ કહ્યું, " દાક્તર સાહેબને તારથી ખબર આપો અને મહાબળેશ્વર તાર કરી જણાવો કે દાક્તર સાહેબ બહારગામ ગયા છે. વળી તારમાં જણાવો કે બાળકની આંખો તરત જ ધોવાનું ભૂલશો નહિ. " થોડીવારમાં ત્યાં ચમનરાયની ચીઠી દાક્તર ઉપર આવી કે મહાબળેશ્વરથી તાર આવવાથી હું જઉં છું.. તમને મળવાનો વખત નથી, માટે તમે જલદી આવજો.

શું કરવું તે જરબાનુને એકદમ સુઝયું નહિં. તેને ગાડી તો તરત હાથ આવે તેમ હતું નહિ. પરંતુ રાતની ગાડીએ તેમણે જવાનો નિશ્ચય કર્યો, અને મહાબળેશ્વરના એક દાક્તરને તાર કર્યો.

સવારમાં તો તે પૂને પણ પહોંચી ગયાં. પરંતુ અણધાર્યો વરસાદ નડયો. એકાએક તોફાન નીકળી આવ્યું, અને મહાબળેશ્વર જવાનું અશકય જ દેખાવા માંડયું. તે સવારે તો મોટરવાળાઓએ મહાબળેશ્વર જવાની ચોખ્ખી ના જ કહી. બપ્પોરે ગમે તેમ કરીને મોટર તૈયાર કરાવી અને તે મહાબળેશ્વર જવા નિકળ્યાં. છેક રાત્રે ત્યાં પહોંચ્યાં. એક હોટલમાં મુકામ કરી ચમનરાયવાળે બંગલે ગયાં. કંપાઉંડના દરવાજા આગળ જ પ્રમદાની જુની ધાટણ ગંગા ઉભી હતી. તેણે કહ્યું, આજે સવારે જ બાઇને પુત્રી આવી છે. બાઈની તબિયત તે વખતે ઘણી જ નરમ થઈ ગઈ હતી, પણ હવે કાંઈ ફીકર જેવું નથી, અને બેબી તો બહુ જ રૂપાળી છે. એને નર્સ રાખે છે. પણ તમે ઘરમાં ચાલો. શેઠ દીવાનખાનામાં છે. "

જરબાનુ દીવાનખાનામાં ગયાં. ચમનરાય એમને જોઇને ઘણો જ અચંબો પામ્યા. ઠંડો આવકાર આપ્યો, અને પૂછયું કે અત્યારે કયાંથી ? જરબાનુએ તો પ્રમદાના જ સમાચાર પૂછયા. એમને આવકારની ગરજ નહોતી. અને એકદમ પૂછયું, બેબીની આંખો બરોબર ધોઈ છે ? ચમનરાય તો એ વાત છેક જ ભૂલી ગયા હતા. એમણે એની તપાસ સુદ્ધાં કરી ન હતી. તરત જ જે દાક્તર ત્યાં રહેતા હતા તેમને

૮

બોલાવ્યા. તે આવતાં જ જરબાનુએ પૂછયું, “ તમને બેબીની આંખ તરત ધોવાનો તાર મળ્યો હતો ? ” દાક્તરે જવાબ આપ્યો : “ હા, તાર મળ્યો હતો અને મોટા દાક્તરની ગેરહાજરીમાં મને આવો તાર કરવાની હીમ્મત કોણે કરી તે મારા કળ્યામાં પણ નહોતું આવ્યું. અમને અમારી ફરજનું પૂરૂં ભાન છે. ”

જરબાનુ આતુરતાથી બોલ્યાં : “ પણ કહો તો ખરા કે કોણે આંખો ધોઈ છે ? અને શેનાથી ધોઈ છે ? ”

“ એ કામ નર્સનું છે. એણે ધોઈ જ હશે. મને કાંઈ ખાસ ખબર નથી. ”

“ મહેરબાની કરી તે નર્સને બોલાવો. ” જરબાનુ અકળાઈને બોલ્યાં. નર્સ આવી. જરબાનુના પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું કે “ પાણીથી આંખ રીતસર ધોઇ હતી. બોરીકનો વિચાર આવ્યો હતો, પણ બોરીક તે વખતે ઘરમાં હતું નહિ. અહિં મેળવવું પણ મુશ્કેલ હતું. અને વળી બોરીકથી આંખો ધોવા જેવી ખાસ આ ઘરમાં અમને જરૂર પણ લાગી નહિ. સાહેબ, એ તો જ્યાં ચેપનો વહેમ હોય ત્યાં જ તેની ખાસ જરૂર, આપ જેવાના ઘરમાં શી જરૂર ? ”

તે પહોંચેલી નર્સે છેલ્લું વાકય જાણી જોઇને પોતાના બચાવ માટે તથા ચમનરાયની ખુશામત માટે જ કહ્યું હતું. તેની અસર ચમનરાય ઉપર થઈ. તેણે નર્સને જવાની રજા આપી, અને કાંઇક કડક અવાજે જરબાનુને કહ્યું : “ તમે અત્યારે હવે તમારે ઉતારે જાવ. મેં મારા ઘરમાં બધી યોગ્ય તજવીજ કરી છે. તમારે તે માટે આટલી ચિંતા કે ચોકસાઈ કરવાની જરૂર નથી. ”

જરબાનુ કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના કચવાતે મને હોટલમાં ચાલી ગયાં.

પછી દિવસમાં બે વાર એ ચમનરાયને ત્યાં આવતાં હતાં. પ્રમદાની તબિયત તો દહાડે દહાડે સુધરતી હતી, પણ હજી કોઇ એના ખંડમાં જઈ શકતું નહિ. ફક્ત ચમનરાયને દિવસમાં એકવાર જવાની

રજા હતી. નાની સુનયનાનું સૌંદર્ય તો દિવસે દિવસે ખીલતું હતું. જરબાનુ તેને બહુ જ રમાડતાં. પણ હજી તે છેક નાની હતી. જરબાનુ તેની આંખો સંબંધી બહુ જ ધ્યાનથી તપાસ રાખતાં હતાં. આમને આમ આઠ દિવસ થઇ ગયાં. એક દિવસ તેમણે નર્સને કહ્યું : "નર્સ, તને આ સુનયનાની આંખો કેમ લાગે છે ? મારા મનમાં કોણ જાણે વહેમ જ ભરાયો છે કે ખરૂં છે ? મને તો જાણે એમજ લાગ્યા કરે છે કે તે જોઈ શકતી નથી. બારીમાંના સૂર્યના પ્રકાશ કે રાત્રે દીવા તરફ તે આંખ ફેરવતી નથી. તને કેમ લાગે છે ?"

તે વખતે તો નર્સે તેમને હસી કાઢયાં. પણ પછી તેણે ધ્યાન રાખવા માંડયું. બીજે દિવસે તેને પણ વહેમ આવ્યો અને જરબાનુને તે જાહેર કર્યો.

જરબાનુએ ત્યાર પછી ચમનરાયને કહ્યું કે તમે મોટા દાક્તરને એક વાર આવી જવાનો તાર જરૂર કરો. તેમણે જ્યારે આનાકાની કરી ત્યારે જરબાનુએ પોતાનો વહેમ તેમને જણાવ્યો. ચમનરાયે તે હસી કાઢયો, પણ તાર તો કર્યો. બીજે જ દિવસે દાક્તર આવી પહોંચ્યા. જરબાનુવાળી હોટલમાં જ તે ઉતર્યા હતા. તેમને લઇને જરબાનુ ચમનરાયને બંગલે આવ્યાં. રસ્તામાં તેમણે પોતાનો વહેમ કહી દીધો.

દાક્તરે પ્રમદાને તપાસીને પોતાનો સંતોષ જાહેર કર્યો. પછી સુનયનાને બીજા ખંડમાં તપાસી. તેના અંગમાં તો કાંઈ જ રોગ નહોતો. પછી તેની આંખ જોતાં દાક્તરનું મોં ઉતરી ગયું. જરબાનુ તરફ ફરીને તે બોલ્યા : " ભાવી બળવાન છે. માણસનું કાંઇ ચાલતું નથી. ચેતવણી મળ્યા છતાં આ બાળકીની આંખો આપણે બચાવી નથી શકયા."

જરબાનુના હોઠ ધ્રૂજવા માંડયા, મોં ફીકકું પડી ગયું, અને કાંઇક તીખાશથી બોલ્યાં :

" ભાવિ બળવાન નથી પણ માણસની જક્ક, તેનો દંભ અને મૂર્ખાઇ બળવાન છે. મૂર્ખાઈમાં કરેલાં કૃત્યોની શિક્ષા જે કુદરત કરે છે,

તે જ કુદરત તે શિક્ષાના શ્રાપને ટાળવાનો ઉપાય પણ બતાવે છે. છતાં એ ઉપાય કરતાં માણસને શરમ આવે છે, કારણ કે તેમાં ગુન્હાની કબૂલાત છે. ધિક્કાર છે એવા માણસોને. ”

દાક્તર ચતુર હતા. જરબાનુનો હાથ ઝાલી બીજા ખંડમાં તેમને લઈ ગયા. ચમનરાયને પણ બે આશ્વાસનના બોલ કહ્યા, અને ચેતવણી આપી કે બાળકની માતાને હમણાં આ વાતની જાણ કરવી નહિ. બીજે દિવસે ફરી આવવાનું કહી તે જરબાનુને સાથે લઇ હોટલમાં ચાલ્યા ગયા.

ચમનરાય પશ્ચાત્તાપની મૂર્તિરૂપ ઉભો હતો. પણ હવે શો ઉપાય?

દાક્તરે જરબાનુને કહ્યું કે “ હવે તો તે બાળકી આખો જન્મ અંધ જ રહેશે. છતાંયે એક ઉપાય અજમાવીશ, પણ મટવાની કાંઈ આશા નથી. તેની માતા હવે જરા સ્વસ્થ થઇ છે એટલે બાળકીને રમાડશે અને તે આંખ નહિ માંડે તો બહુ જ વહેમાશે અને જાણી જશે. એથી તેને આઘાત થશે. માટે બાળકીની આંખો સહેજ નબળી છે એમ કહીને તેને પાટો બાંધી રાખીયે તો પછી આઘાત ઓછો લાગશે. વળી હું પણ તેમને કાને આજે વાત નાંખી દઈશ. ”

૯

દાક્તર તે જ દિવસે મુંબઈ ચાલી ગયા. હવે તો બધાંને પ્રમદાના ખંડમાં જવાની રજા હતી. જરબાનુને જોતાં જ તેના મુખ ઉપર સ્મિત પથરાયું. તેણે કહ્યું : “ મને ખાત્રી હતી જ કે તમે આવશો જ. તમને સુનયના નામ ગમ્યું ? મને તો છોકરી જ આવવાની છે એમ ખાત્રી હતી અને નામ પણ મેં પહેલેથી જ પાડી રાખ્યું હતું. છોકરી કેવી છે ? રૂપાળી થશેને ? ”

“ હા બેન, તું તે બધા વિચાર હમણાં ના કરીશ. તારી છોકરીના રૂપમાં તે વળી મણા રહે? તારી જ બાળપણની છબીઓ યાદ કરને.”

" પણ ડાક્તર સાહેબ કહે છે કે એની આંખ નબળી ના રહે માટે કોઈ દવા લગાડીને પાટો બાંધવો પડશે. એ તો સહેજ જ હશે. મોટા ડાક્તર આવ્યા એટલે કાંઈક નવું તો બતાવવું જ જોઈએને?"

આમ બોલી પ્રમદા જરા હસી. જરબાનુએ નિશ્વાસ મૂકયો. પછી તે બન્ને જણાં આડી અવળી ઘણી વાતો કરીને છુટાં પડયાં.

સુનયનાની આંખનો પાટો તો છુટયો જ નહિ. બહુ દિવસ થઇ ગયા. પ્રમદા વહેમાવા લાગી. બધાં તરફથી તેને ઉડાવનારા જવાબ મળતા હતા. હવે જરા જરા શક્તિ પણ તેનામાં આવી હતી એટલે તે પોતાના ઓરડામાં ફરતી પણ હતી.

દિવસે દિવસે સુનયનાનાં નયન માટે તેની ચિંતા વધી. ખરી હકીકત જાણવાનો તેણે નિશ્ચય કર્યો. એવામાં એક ઘટના બની.

નર્સ અને ગંગા ધાટણ કાંઇક લઢયાં. લઢતાં વાત વધી. બન્ને જણાં બોલ્યાં. છોકરી રડતી હતી તેનું ભાન કોઇને રહ્યું નહિ. છોકરીને રડતી સાંભળી પ્રમદા ઉઠી અને જોડેના ખંડમાં જવા લાગી. બારણા આગળ આવતાં જ તેના કાનમાં નર્સનાં ગુસ્સાભર્યાં વચનો પડયાં : " જોયાં જોયાં તારાં નાનાબાઇ અને મોટાંબાઇ. આ આંધળાં તારાં નાનાબાઇ અને તેને આંધળી કરનારાં તારાં શેઠાણી અને શેઠ. ના જોયાં હોય તો મોટા રોફ મારનારા. આવા દુષ્ટ રોગ તે સારા માણસોને હોય કયાંથી? અમારો તો ધંધો પડયો એટલે ગંમે ત્યાં જવું પડે. "......એટલામાં ધાટણનો અવાજ સંભળાયો : " બસ હવે મારા શેઠનું નામ નહિ બોલ. શું હું ઘરમાં આંખ કાન બંધ કરીને ફરૂં છું? તને તારા ધંધાનું ભાન હોત તો નાનીબાઈ આંધળી જ શેની થાત? તેં તેની આંખો ધોઈ નહિ માટે તો નાની બાઇ આંધળી થઈ. હજી તો મોટી બાઈ જાણશે ત્યારે શું એ થશે !"

પ્રમદાના મગજમાં સત્ય સ્ફુર્યું. સુનયના આંધળી જ છે એમ તેની ખાત્રી થઇ. આંખે અંધારાં આવ્યાં. મગજ ફરવા લાગ્યું અને તે

ત્યાં જ તમર ખાઇને પડી. ધબાકો સાંભળી બધાં દોડી આવ્યાં. એકદમ તેને પથારીમાં સુવાડી ઉપચાર કરવા માંડયા. તેણે લવારો કર્યો, " સુનયના આંધળી—અરેરે એનું જીવન કેમ જશે ? દુષ્ટ રોગ—પાપી પિતા —મૂર્ખ નર્સ—" આમ અસ્પષ્ટ લવારી કરીને બંધ પડી. ઉપચારોને લીધે થોડીવારે તેની મૂર્ચ્છા ઉંઘમાં ફેરવાઈ ગઈ. લવારીને લીધે મૂર્ચ્છાનું કારણ બધાં સમજ્યાં. સૌને લાગ્યું કે કોઇ પણ રસ્તે તેને બધી વાતની ખબર પડી ગઇ હતી.

પ્રમદાની તબીયત પાછી ઠેકાણે આવતાં થોડા દિવસ થયા. પરંતુ ત્યાર પછી તે સુનયનાની આંખના સમાચાર પૂછતી નહોતી. ચોમાસાની બીકને લીધે તેઓ સૌને મહાબળેશ્વર છોડી જવાનું હતું. તરતને માટે મુંબઈ ન જતાં પૂને જ રહેવાનું ઠરાવ્યું હતું. જરબાનુ પણ પૂને જ એક હોટલમાં રહ્યાં.

એક દિવસ પ્રમદાએ જરબાનુ સાથે ગંભિર વાત કરવા માંડી. હવે તેનું શરીર સાજું થઇ ગયું હતું. તેણે કહ્યું : " જરબાનુ, મારી ખાત્રી થઇ ગઇ છે કે હવે મારા પતિ સાથે એક ઘરમાં હું રહી શકીશ નહિ. એમના રોગનું કારણ અને મારી પુત્રીના અંધાપાનું કારણ એ બન્ને મેં જાણ્યાં છે. મેં લગ્ન સમયથી એમને પ્રભુતુલ્ય લેખ્યા છે. બચપણમાં એક યુવકે મારૂં મન હર્યું હતું, એકાદ બે કાગળ પણ મેં લખ્યા હતા; પરંતુ તેને મેં મારો સ્નેહ અર્પણ નહોતો કર્યો. અમે હિંદુ બાળાઓ પ્રેમલગ્ન જાણતી નથી, પણ પરણેલા પતિ સાથે પ્રેમ કરી જાણીએ છે. પરંતુ સર્વ સંજોગોમાં આ પ્રમાણે કરવું કઠણ છે. હવે હું એમની સાથે રહી નહિ શકું, એટલું જ નહિ પણ એમનું ધન પણ વાપરી નહિ શકું. "

જરબાનુએ કહ્યું : " મારે માટે આ વિષયમાં તમને કાંઈ પણ સલાહ આપવી તે બહુ વિકટ કામ છે. હું તમને સલાહ તો નહિ આપું, પણ તમે જે કરશો તેમાં મદદ કરીશ. "

પ્રમદાએ ચમનરાયને પોતનો મત દઢતાથી જણાવ્યો. એમણે તો રોગની તથા બાળકીના અંધાપાના કારણની વાત જ નાકબુલ કરી અને કહ્યું કે, "હજી તારૂં હૃદય નબળું છે, મંદવાડની અસર હજી ગઈ નથી, માટે તને ગમે તેવા વિચારો આવે છે. ડાક્તરો તો ગમે તેવાં કારણો આપે છે. આપણે બધાં વિલાયત જઇશું અને ત્યાં તેની આંખના ઉપાય કરાવીશું." પરંતુ આ બધી વાત કાંઈ પ્રમદાને ગળે ઉતરી નહિ. હવે તે ઘણું ઘણું જાણી શકી હતી. પછી ચમનરાયે તેને જરા ધમકાવી ત્યારે તો ઉલટી તે કડક થઈ. પછી પાછા તે નરમ થઈ ગયા અને કહ્યું કે, "તું જો આવું વર્તન રાખે તો લોકમાં મારી કેટલી ફજેતી થાય ? માટે ગમે તેમ કરીને તું રહેવાનું તો આપણા મકાનમાં જ રાખ. બાકીનું તું જે કહીશ તે માનીશ."

પ્રમદાની જક જોઇને ચમનરાયે પોતાના સસરાને કાગળ લખી ખાસ તેડાવ્યા. પ્રમદાની મા ગુજરી ગયાં હતાં. તેના પિતા તથા મોટી બેન તુરત આવ્યાં.

પ્રથમ તો ધીરજ ખોઈ પ્રમદાએ તીખાશથી પોતાના પિતાને કહ્યું: "તમે મારે માટે વર ખોળવા બહુ મહેનત કરી. તેની વિદ્યા જોઈ, તેના ધનની તપાસ કરી, તેના ઘરની રહેણીકરણીના વિચાર કર્યા, પણ તેને કોઈ છુપો દુષ્ટ ચેપી રોગ છે કે નહિ, તેની કેમ તપાસ ના કરી ?" પરંતુ તે પછી નરમ થઇ ગઇ, અને બધાંના આગ્રહથી, બધાંની આજીજીથી પ્રમદાએ એમ કબૂલ કર્યું કે મુંબાઇના મકાનમાં બે મહિના તો સાથે રહેવું જ. પાર્ટી મેળાવડામાં નહિ જાય તો ચાલે. કોઇ પણ જાહેર હીલચાલમાં એ ભાગ લે તો ચમનરાયે વાંધો લેવો નહિ. ત્યારબાદ પૂનાનો બંગલો ચમનરાયે સુનયનાના નામ ઉપર ચઢાવી, તેના નામે સારી સંગીન રકમ જુદી કાઢી વ્યાજે મૂકી. પ્રમદાને તેની ટ્રસ્ટી બનાવવાનો આગ્રહ કર્યો અને પ્રમદા તે રકમની આવકનો ઉપયોગ પોતાની ઇચ્છા મુજબ કરે એમ તેણે જણાવ્યું. બધાંયે આ વાત પ્રમદા પાસે કબુલ કરાવડાવી.

પ્રમદાએ ત્યાર પછી સુનયનાની આંખો માટે ઘણા ડાકતરોની સલાહ લીધી, પણ કોઈયે આશા જ ના આપી. તે પૂનાને બંગલે પોતાની તથા છોકરીની તબિયત માટે રહે છે. આપેલા વચન મુજબ મુંબઈ પણ કોઈ કોઈવાર જાય છે. જરબાનુ તેનાં સલાહકાર અને સહચરી છે. એ તો પોતાના પરમાર્થી ધર્મકાર્યમાં એવડી ઉલટથી ભાગ લે છે. પણ પ્રમદા સુનયનાને ઉછેરવા ઉપરાંત બીજું કાંઇ જ કરતી નથી. આંધળી બાળકીને ઉછેરવી અને યોગ્ય તાલિમ આપવી તે પણ કાંઇ જેવું તેવું કામ નથી.

ચમનરાયને શ્રદ્ધા છે કે પ્રમદાને તે ફરી પોતાની કરી શકશે. પ્રમદાની આ લડતથી–હઠથી–તે તેની તરફ વધુ આકર્ષાયો હતો. તેના અનુકૂળ સ્વભાવે તે સંતોષ નહોતો પામ્યો. તેને હંમેશાં તે નરમ અને નમાલી લાગતી હતી, પણ હવે તેનું સાચું સ્વરૂપ તેણે જોયું અને તે સંતોષાયો. તેને પોતાની પહેલાંની વર્તણુક માટે પસ્તાવો પણ બહુ થયો. પણ હાલ તરત તો પ્રમદા તરફથી કાંઇ આશા નથી. તે અતડી જ રહે છે. પરંતુ તે હિંદુ બાળા છે. હિંદુ વાતાવરણમાં ઉછરી છે. તે વળી પાછી પતિદેવ તરફ આકર્ષાય તો નવાઈ નહિ. કદાચ પોતાનો પશ્ચાત્તાપ પણ તેને આકર્ષે.

૯

# પ્રમદાનો પ્રેમ.

" હું તમને કેટલીએવાર કહી ચુકયો કે તમે પ્રમદાને તમારે પીયર રાખો છો તે મને પસંદ નથી. આપણી છોકરી આપણે ત્યાંજ સારી. વળી હવે એ ઉમરલાયક થઇ, છતાંયે દુનિયાનું જ્ઞાન ઓછું, માટે એ આપણી નજર આગળ હોય તો ઠીક. "

બીહારીલાલે પોતાની પત્ની સુરમાને કહ્યું.

બીહારીલાલની ઉમર પાંત્રીસેક વર્ષની હતી અને સુરમા ત્રીસની હશે. તેમની પુત્રી પ્રમદા સોળ વર્ષની હતી. બીહારીલાલના સસરા ગુજરી ગયા હતા. વૃદ્ધ સાસુ હતાં. તેમને સંતાનમાં ત્રણ પુત્રીઓજ હતી. ત્રણેમાં સુરમા નાની હતી. પ્રમદા પોતાની નાનીમાની પાસે જ બચપણથી ઉછરી હતી અને ત્યાં જ રહેતી હતી. ત્યાં તેના વિના બીજું કોઇ જ ન હતું. તે નાનીમાની બહુજ લાડવાઈ હતી, અને વળી બીહારીલાલની નોકરી પણ બહારગામ હતી. ત્યાં નિશાળ નહોતી એટલે ભણવાને પણ પ્રમદા અમદાવાદ જ રહેતી હતી.

પ્રમદાનાં નાનીમા સાઠ વર્ષનાં હતાં. જમાના ખાધેલા હોવાથી હજી શરીરે સશક્ત હતાં, પણ ભણેલાં નહોતાં. લખતાંયે નહોતું આવડતું, પણ પ્રમદાને તો પુરેપુરી ભણાવવી છે એવી એમને હોંશ હતી. એ તો મારો છોકરો જ છે, એમ એ કહેતાં અને એને ભણાવતાં. અત્યારે એ મેટ્રીકમાં આવી હતી.

બીહારીલાલ ગ્રેજ્યુએટ હતો. પોતે આગળ વધેલા વિચારો ધરાવતો હતો, તેમ સ્ત્રીકળવણીનો હીમાયતી પણ હતો. છતાંયે પ્રમદા અમદાવાદમાં એની નાનીમાને ત્યાં એકલી રહે તે હવે એને નહોતું ગમતું. છોકરી સોળ વર્ષની થઈ ગઈ. હવે એને પુરૂષ સ્ત્રી અને વચ્ચેના સંબંધનું જ્ઞાન કોઈ પણ રીતે મળવું જોઇયે. Sex Education વિષે એણે બહુ વાંચ્યું હતું અને દરેક છોકરા છોકરીને ઉમર લાયક થતાં આ જ્ઞાન મળવું જોઇયે એમ તે માનતો હતો. વળી તે જાણતો હતો કે પ્રમદાના મોસાળમાં કોઈ જવાબદાર માણસ નહોતું. બિચારાં ગંગા ડોશી ઘરડાં અને જુના જમાનાનાં હતાં. કાં તો તે છોકરીને એકદમ કબજામાં રાખે અથવા તો લાડને લીધે અને ભણવાને બ્હાને છોકરી એકદમ છુટ લઇ લે એવી તેને બીક હતી. તેથી જ તે વારંવાર સુરમાને કહેતો હતો કે પ્રમદાને બોલાવી લે. પણ સુરમા પોતાની બાને આ સબંધી કાંઈજ કહી શકે તેમ નહોતું. તે બીહારીલાલને હા ના કરીને સમજાવી લેતી હતી, અને વળી વાત ભુલાઇ જતી હતી. આજે પણ વાત ફરી નિકળી અને બીહારીલાલે ઉપર મુજબ કહ્યું.

સુરમા બોલી :—

"તમે કહો છો તે વાત ખરી છે, પણ ત્યાં ક્યાં પ્રમદા એકલી છે? મારી બા છે ને? તમે સુધારાવાળાઓ પણ આવા વહેમી હો છો તેવી મને ખબર નહિ. જુવોને અત્યારે બાને કહીયે તો એને ખોટું લાગે. હવે તો હું દીવાળી ઉપર ત્યાં જઈશ ત્યારે એને સાથે લેતી આવીશ."

"જો હું કાંઈ વહેમી નથી; પરંતુ ઉગતી જુવાનીમાં દરેક યુવક યુવતીને સલાહની અને મદદની જરૂર છે. વળી છોકરાં આમ મોસાળ

મોટાં થાય તે કોઇ પણ પુરૂષનું ભૂષણ ના કહેવાય. બાપ દીકરી વચ્ચે પુરી માયા પણ ના થાય અને છોકરી પરણીને પછી સાસરે ચાલી જાય એટલે એને મારો સહવાસ ક્યારે મળે ? એને અમુક સંસ્કાર આપવા તે મારી પણ ફરજ છે ને ? જ્ઞાન અને ચારિત્રનું ભાથું બંધાવીને પછી આપણે આપણાં બાળકોને જીવનમુસાફરીએ મોકલવાં જોઇયે, નહીં તો તેઓ હેરાન થાય. તું કહે છે તે પણ ખરૂં છે. હવે તું અમદાવાદ જાય ત્યારે પ્રમદાને જરૂર તારી સાથે લેતી આવજે. છેલાં પાંચ વર્ષમાં એક મહીનો પણ લાગટ એ મારી સાથે રહી હોય એમ મને યાદ નથી. "

" હા, જરૂર આ વખતે તો હું એને લેતી જ આવીશ. " સુરમાએ કહ્યું અને વાત ત્યાંથી અટકી.

* * * *

" મોટીબા ! હવે તો હું મેટ્રીકમાં આવી. મારે હવે વધારે વાંચવું પડશે. પણ મારૂં સંસ્કૃત જરા કાચું છે. જો મને કોઈ માસ્તર ઘેર મદદ કરે તો જરૂર પાસ થવાય. "

" થયાં હવે પાસ. છોકરીઓને વળી આવું બધું ભણીને શું કરવું છે ? એવા માસ્તર મારે નહીં જોઇયે."

" પણ મોટીબા ! સંસ્કૃત સારૂં ભણાય તો પછી શાસ્ત્રીજીની કથા સાંભળવા પણ ના જવું પડે અને હું તમને ગીતાજી વાંચી સંભળાવું અને તેના અર્થ પણ સમજાવું. અને એ માસ્તર તો અહીં આપણે ઘેર આવશે અથવા નિશાળમાં જ અડધો કલાક નિશાળ પુરી થયા પછી મને ભણાવશે. "

" કોણ છે એ તારા માસ્તર ? "

" એ તો પેલા નાયક માસ્તર. તમને તે દિવસે રણછોડજીના મંદિરમાં મળ્યા હતા તે. એમ. એ. પાસ થયેલા છે. "

"હા, એ છોકરો દેખાય છે તો ભલો. ઠીક, તારે જેમ કરવું હોય તેમ કરજે."

"હાશ! હવે હું આ વર્ષે જરૂર પાસ થઈશ."

આ પ્રમાણે વિદ્યાની હોંશીલી પ્રમદાએ પોતાની નાનીમા પાસેથી માસ્તર રાખવાની રજા લીધી. નાયક માસ્તર સુરતના અનાવલા હતા. એમનું કુળ ઉંચું નહીં હોવાથી, તેમજ માબાપ ઘણાં જ ગરીબ હોવાથી તેમને કન્યા મળી શકી નહોતી. તેઓ સ્વભાવે બહુ જ આનંદી હતા. પરીક્ષાઓ સારી રીતે પાસ કરી હતી, અને શીખવવામાં એક્કા હતા. નિશાળની બધી જ છોકરીઓ તેમના ઉપર ફીદા હતી. તેમની ઉમર પચ્ચીસ વર્ષની હતી.

તેમના ભણાવ્યાથી પ્રમદાનું જ્ઞાન પાકું થયું તેમાં તો કાંઈ શક જ નહોતો. તેઓ સંસ્કૃત ઉપરાંત બીજા વિષયોમાં પણ પ્રમદાને મદદ કરતા હતા, અને સમય મળતાં તેમણે શાકુંતલ નાટક અને વેલ્સ કૃત નવલકથાઓ પણ પ્રમદાને વંચાવવા માંડી. પ્રમદા ઘણી બુદ્ધિશાળી કન્યા હતી. આ પુસ્તકો વાંચવા સાથે તેની સમક્ષ નવી જ સૃષ્ટિ ઉભી થવા લાગી. તેના મનમાં કાંઈ કાંઇ નવા ભાવ ઉદ્‌ભવવા લાગ્યા. ઘણીયેવાર નવલકથાની નાયિકા તરીકે એ પોતાને કલ્પવા લાગી, અને કોઈવાર નાયક તરીકે નાયક માસ્તર જ તેની કલ્પનામાં આવવા લાગ્યા. ઘણીવાર તો કાલ્પનિક પુરૂષ જ નાયક તરીકે હતો. પણ કોઇવાર નાયક માસ્તર જ કલ્પનામાં આવતા. વળી તેમની વિદ્વતા અને સદ્વર્તનની છાપ પ્રમદાના કુમળા મગજ ઉપર એવી તો સુંદર પડી ગઇ હતી કે એના મનથી એ સર્વોત્તમ પુરૂષ હતો.

આ અરસામાંજ પ્રમદાનાં નાનીમા તેના વિવાહ કરવાની તૈયારી કરતાં હતાં. એમણે તો નિશ્ચય કરી દીધો હતો કે આવતા લગ્નગાળામાં પ્રમદાનાં લગ્ન કરવાં જ. પ્રમદા પોતે તો નિશાળના કામમાં એટલી ગુંથાયલી રહેતી કે તેને આ બાબતનો ખ્યાલ સુદ્ધાં નહોતો.

એ તો મેટ્રીક પછી કૉલેજ, અને છેવટે બી. એ. નાં જ સ્વપ્નાં જોતી હતી. કાંઈ ખળભળાટ અંગ્રેજી નવલકથા અને સંસ્કૃત નાટકે તેના મગજમાં કર્યો હતો ખરો. પણ તે જાણે સિદ્ધાંતોની બાબતમાં હતો, વ્યવહારમાં નહી. પોતે પરણવાની એવો તો એને વિચાર પણ નહોતો આવ્યો. પણ એક દિવસ રાત્રે વાંચીને એ સુતી. નીચે ચોકમાં એનાં નાનીમા બેઠાં હતાં. ત્યાં પાડોસમાંથી જમનામાસી આવ્યાં અને બે જણ્ાં વચ્ચે વાત ચાલી તે પ્રમદાએ બધી સાંભળી.

જમનામાસીઃ—ગંગા બેન ! આજ મારા ભાઇનો કાગળ આવ્યો છે. તમે પ્રમદાના જન્માક્ષર આપ્યા હતા તે બહુ જ સારા મળે છે, અને મારા ભાઈ બધી રીતે રાજી છે. લગ્ન પણ તમે કહેશો તો આવતા લગ્નગાળામાં રાખશે. પણ તમે બીહારીભાઇને પૂછાવ્યું તો છે ને ?

ગંગાબેનઃ—ના, એમાં બીહારી શું જાણે ? એની છોકરીના માટે હું મહેનત કરી આપું એટલે એને પીડા ઓછી. જન્મથી જ છોકરી એણે ક્યાં માથે ધરી છે ? હું સુરમાને ખબર આપીશ.

જમનામાસીઃ—સારૂં ત્યારે જાણે એ તો નક્કી થઈ ચુકયું. હું પણ કાગળ લખી દઈશ.

ગંગાબેનઃ—વારૂ, પણ એ છોકરો શું કરે છે ? હું સુરમાને બધું લખું ત્યારે તો જણાવવું જોઇયે ને ?

જમનામાસીઃ—મને બરાબર ખબર નથી. પણ કૉલેજમાં નાપાસ થયો હતો, અને પછી મુંબાઈમાં કાંઇક કરે છે તો ખરો. બીજવર છે, પણ ઉમર બહુ મોટી નથી. પહેલી વારનું એકજ છોકરૂં છે.

ગંગાબેનઃ—ઠીક ત્યારે, એ તો બધું પછી પુછાવજો. મારે સુરમાને કાગળ લખવો છે, પણ કાંઈ પ્રમદા પાસે આ લખાવાય ? મહીના માસ પછી એ આવવાની હશે ત્યારે બધી વાત કરીશું.

જમનામાસી—હા, એ પણ ઠીક છે. ચાલો ત્યારે હમણાં તો હું જઉં.

* * * *

પ્રમદાએ આ વાર્તાલાપ સાંભળ્યો ત્યારથી તેનું મન ચગડોળે ચઢયું. લગ્ન જેવી ગંભિર બાબત! મારા જીવનનું પરિવર્તન! અને એ આમ ખાનગીમાં ચર્ચાય! અભણ ડોશીયો નક્કી કરે! છોકરો શું કરે છે, કેવો છે, તે કોઈ જાણે જ નહી! વળી બીજવર અને હોરમ-ઇયું!! મારા અંતરની લાગણીયોનું શું? આવું આવું તેના મનમાં થવા લાગ્યું.

આ દિવસ પછી પ્રમદા, પોતાની નાનીમાથી બહુ અતડાઈ રાખવા લાગી. નાયક માસ્તર સાથેનો પરિચય તો ચાલુ જ હતો. દર-મ્યાન આ લગ્નની વાત આવી, એટલે પ્રમદાને ખ્યાલ આવ્યો કે જો નાયક માસ્તર પ્રત્યે મારૂં મન ખેંચાતું હોય, જો હું તેમને ચહાતી હોઉં, તો તેમની સાથે જ લગ્ન કેમ ના કરૂં? આ ખ્યાલ એના મગજમાં આવ્યો ત્યારથી તેની વર્તણુંકમાં ફેરફાર થયો. તે શીખતાં શીખતાં નાયક માસ્તર સામે જોઇ રહેતી હતી. મોં ઉપર શરમના શેરડા પડતા હતા, પણ આંખોમાં મસ્તિ દેખાતી હતી. બિનઅનુભવી ઉમર હતી. સમજણમાં આવી હતી પણ હજી અણુસમજુ હતી. ગહન સિદ્ધાંતોના શબ્દાર્થ જાણુતી હતી, પણ તેની પાછળ રહેલા તત્વોથી અજાણુ હતી. આશા અને ઉલ્લાસની ભરેલી હતી પણ વ્યવહારૂ દુનિયા તેણે જોઈ નહોતી. બધું જ્ઞાન લાગણીઓનું—વૃત્તિઓનું અને વાસના-ઓનું—બધું જ જ્ઞાન કોઈની પણ મદદ વિના એકલે હાથે તેને મેળવ-વાનું હતું. એની ગડમથલો, એની ઉર્મિઓ, એની શંકાઓ એ કોને કહે?

અને નાયક માસ્તર! એ તો યુવક હતા, રસિક હતા, અને પ્રમદા જેટલા જ બિનઅનુભવી હતા. શીખતાં શીખતાં નેત્રપલ્લવિ ચાલી. પુસ્તકોમાં પ્રેમપત્રિકાઓ મુકાઈ અને જીવનનો એક રસિક કીસ્સો તેઓ અનુભવવા લાગ્યાં. આખીયે વાતની ગંભીરાઇનો ખ્યાલ બેમાંથી કોઈને નહોતો આવ્યો. કેટલાક દિવસ તો આ એક પ્રકારની જાણે રમત જ રમાતી હતી. કોઈ કોઈવાર નાયક માસ્તરના મનમાં વિચાર આવતા હતા કે આ બધું યોગ્ય થાય છે? પોતે એક શિક્ષક તરીકે

પ્રમદાના સંબંધમાં આવ્યા, હજી પણ તેને શિક્ષક તરીકે જ મળે છે, જગત બધું તેમને તે રીતે જ જુવે છે, તેવા સંબંધમાં આ નવી વાત આણીને તેઓ પાપી નથી થતા ? પ્રમદામાં ઉદ્દભવેલી લાગણી તે ખરા પ્રેમની જ લાગણી હશે ? કે સમજણમાં આવ્યા પછી, પ્રથમજ પુરૂષના પરિચયમાં આવવાથી ફક્ત ભિન્ન જાતીય આકર્ષણનીજ લાગણી હશે ? ગમે તે હોય પણ તેને ઉત્તેજન આપવામાં પોતે વ્યાજબી હતા ? આવા આવા વિચારો તેમને આવતા હતા; પરંતુ કાંઈ નિર્ણય કરી શકતા નહોતા. છતાંયે રસના પ્રવાહમાં પ્રમદા સાથે તે પણ ઘસડાતા હતા. પ્રમદાની પ્રેમપત્રિકાના ઉત્તરો પણ આપતા હતા. પરંતુ જાણે કોઈ નવલકથા ઘડતા હોય તે રીતે આ ઉત્તર આપતા હતાઃ એમના હ્રદયની ઉર્મિઓથી નહી. અલબત, એક યુવકમાં ખીલતી યુવતી તરફ જે આકર્ષણ હોય તે તો હશે જ, પણ સ્વયંભૂ પ્રેમ નહોતો. નહીં તો આશંકા હોય નહી.

આમને આમ કેટલાક દિવસ ચાલ્યું. બીજી તરફથી પ્રમદાની નાનીમા તેના વિવાહની વાતમાં રસ લેવા લાગ્યાં. તેમને જમનાડોશી જે ગોઠવણ કરતાં હતાં તે ખાસ વાંધાભરી ના લાગી. અને એમની દ્રષ્ટીએ વાંધો પણ શો હોય ? સારૂં ઘર હતું, પૈસો હતો, માણસોના સ્વભાવ સારા હતા, છોકરો મોટો હતો, બીજવર હતો પણ વેપારી પેઢીમાં જોડાયો હતો. બાપના પૈસા અને લાગવગથી એ પણ મોટો વેપારી થઈ જશે. એનું પહેલું બાળક તો મોસાળ રહેતું હતું. એકવાર મુંબઇથી રાજકોટ જતાં રસ્તામાં એ પ્રમદાને જોવા ઉતર્યો હતો. છોકરાઓના જુથમાં ઉભા રહીને નિશાળે જતી પ્રમદાને–બહાર જતી પ્રમદાને–તથા નાતમાં જમતી પ્રમદાને–તેણે નિહાળી હતી, અને પોતાના મનથી પાસ કરી હતી. પણ પ્રમદા તો આમાંનું કાંઇ જ જાણતી નહોતી. છોકરાઓ છોકરીને જોવા માગતા હતા, છોકરીઓને છોકરા વિશે પુછવાની જરૂર શી ? અને વળી પ્રમદા તો હમણાં

નાયક માસ્તરના નાદમાં જ હતી. ઈશ્વરનો ઉપકાર એટલો જ કે નાયક માસ્તર સંસ્કારવાળા હતા. તેઓએ પ્રેમપ્રકાર ચાલવા દીધો, પણ તેના હલકા પ્રકારનો કે કામવાસનાનો ખ્યાલ તેમને નહોતો આવ્યો. નહીં તો કાંઈ તેમને એકાંતના પ્રસંગોની ખામી નહોતી. ઘેર તો તેમને એકલાં મુકીને નાનીમા ઘણાયે વાર દર્શન કરવા ગયાં હોય. ત્યાંથી કલાક વારે આવે. નાનીમાને કહીને તેઓ ઐતિહાસિક જગ્યાઓ જોવા સાંજે નિકળતાં હતાં, તેમાં ઘણુંખરૂં તો બીજી છોકરીઓ સાથે હોય. પણ એવા પ્રસંગોયે ઘણા આવતા હતા કે જ્યારે આ બે જણાં જ એકલાં હોય !!

આમને આમ ઘણા દિવસ ચાલ્યું, પણ એક વાર વાત વંઠી. નાયક માસ્તર માંદા પડયા. પ્રમદાને ભણાવવા ના આવ્યા ને નિશાળમાંયે ના આવ્યા. સ્કૂલમાં વાત આવી કે તે માંદા હતા. પ્રમદાના દીલમાં ઉથલપાથલ થઈ. શું કરવું? અંતે તેણે ટપાલમાં કાગળ લખ્યો. ઉત્તર પણ આવ્યો. માંદગી લાંબી ચાલી. ત્રણ ચાર છોકરીઓ સાથે તે તેમને જોવા ગઈ. પણ ત્યાં કાંઇ દીલ ખોલાય? એટલે રોજની ટપાલ ચાલી. પણ નવરા, અદેખા, દોઢડાહ્યા કે ચીબાવલાઓનો કાંઈ ટોટો છે? નવરા છોકરાઓ, છોકરીઓની હીલચાલ ઉપર દેખરેખ રાખતા જ હોય છે. તેમાંના કોઈકે કોણ જાણે કેવી રીતે આ કાગળો આંતર્યા અને જે બાબતનો આ છોકરાઓને વ્હેમ હતો તેની તેમને ખાત્રી થઈ ગઈ, અને પછી વાત ધીમે ધીમે ચર્ચાવા લાગી. દરમ્યાન નાયક માસ્તરને ડુમસ હવા ખાવા જવું પડયું.

પ્રમદાના એક કાકા હતા. બીહારીલાલના તે નાના ભાઈ હતા. એ નડીયાદ હાઇસ્કુલમાં માસ્તર હતા. હજી ઉમર બહુ નહોતી થઇ એટલે છોકરાઓમાં ચર્ચાતી વાતો એમને કાને પણ આવતી. વળી શની રવીએ તે અમદાવાદ પણ આવતા હતા. પ્રમદાને ભાગ્યે જ

મળતા. એ તો નાનપણથી નાનીમા સાથેજ રહેતી હતી, અને મોસાળીયાનેજ સગાં ગણતી હતી. પણ મનમોહને પોતાની ભત્રીજી વિષે ચાલતી બધી વાતો સાંભળી. એને લાગ્યું કે આ વાતો ખરી હોય તો તેનાં કાંઇક પગલાં લેવાં જ જોઇએ, નહીં તો પ્રમદાના વિવાહ થતા અટકી જશે.

મનમોહને બધી વાતની ખાત્રી કરી. કાગળો નજરે જોયા. એ તો એકદમ બીહારીભાઇને ગામ ગયો. એની ભાભીથી ખાનગી રીતે બીહારીને બધી વાત કહી. બીહારીલાલ તો ગભરાઇ ગયા. શું કરવું તે સુઝે નહી. મનમોહને કહ્યું કે, "બે રીત છે–કાં તો તમે આ લોકોને ઉત્તેજન આપો અથવા વાત એકદમ પણ સંભાળથી અટકાવો. હું પોતે ઉદાર મતનો છું. આમ નાત નાત વચ્ચે લગ્ન થાય તેમાં મને વાંધો નથી. પરંતુ હું એમ માનું છું કે સ્વતંત્ર રીતે પસંદગી કરવા માટે પ્રમદા નાની છે. આ ઉમરમાં તો તેનામાં મોહ અને પ્રેમ વચ્ચેનો ભેદ પારખવાની શક્તિ ના જ આવે. વળી પેલો નાયક માસ્તર કેવો છે તે પણ જાણવું જોઇએ. લાગે છે તો સીધો, પણ ઘણીયેવાર આવા લોકો લગ્ન કરવાની વાત આવતાં અટકી જાય છે. એમને મન આ બધી રમત જ હોય. એની તબિયત તો ઘણી જ ખરાબ લાગે છે. સુકો સોટી જેવો છે. આંખે જાડા ચસ્માં પહેરે છે, અને એના કુટુંબ વિષે હું કાંઈ જાણતો નથી. પણ તમે ઉદારવૃત્તિથી અને હિંમતથી કામ લેવા માગતા હો તો જ આ બાબતોની તપાસ કરીએ, અને તેમ નહીં તો નાતમાં જે વર છે તે તરફ છોકરીનું મન વાળો. એની નાનીમાએ ખોળી કાઢેલો વર તદ્દન નકામો છે. હું એને ઓળખું છું. મારી સાથે કૉલેજમાં હતો, અને વળી ત્યાં હોરમાયું છે. તમારૂં મન મને કહો, અને જે રસ્તે કામ લેવું હોય તે ચોખ્ખું કહી દો. પણ એક વાત હવે જરૂર ધ્યાનમાં રાખજો કે બાળકોને જન્મ આપો તો તેમના સંબંધી બધી જ જવાબદારી

સ્વીકારજો. પ્રમદાને ભણાવવી જ હોય અને અહીં નિશાળ ના હોય, તો કોઇ સુવ્યવસ્થિત કન્યા બોર્ડીંગમાં મુકજો. ઘરડા ખોચરાઓ જુવાન કન્યાઓ નહીં સંભાળી શકે. તેમ સુશિક્ષિત કન્યાઓ ગમે તેવા ખોળેલા વર પણ કબુલ નહીં કરે.”

નાનાભાઈની તીખી ભાષા બીહારીને રૂચી તો નહીં, પણ તેની ઉંડી લાગણીઓ અને કુટુંબપ્રેમ સ્પષ્ટ દેખાતાં હતાં એટલે એ કાંઈ બોલી ના શકયો. બંને ભાઇઓએ લાંબા વખત સુધી વાતો કરી અને પછી કાંઇક નિશ્ચય કરી તે જ દિવસે બંને જણા સાથે નીકળ્યા.

બીહારી સાચું જુઠું ગમે તે બ્હાનું કાઢી પ્રમદાને પોતાની સાથે લઈ આવ્યો. પ્રમદાને તે જરાયે ના રૂચ્યું. ગંગાબ્હેને પણ ના કહી. પરંતુ આ વખતે તો બીહારી છોકરીના બાપનો દાવો કરીને અને ગંગાબ્હેનનો ખરો જમાઈ થઇને આવ્યો હતો એટલે અંતે પ્રમદાને સાથે જવું જ પડયું.

મનમોહન બે ચાર દિવસ રહી ડુમસ ગયો. એણે યુક્તિથી છોકરાઓ પાસેથી આંતરેલા કાગળો મેળવ્યા. એ નાયક માસ્તરે જ લખેલા હતા. પ્રમદાનો એકે કાગળ અંતરાયો નહોતો, એટલે યુવકો નાયક ઉપર ગુસ્સે હતા અને મનમોહન તેમનો માનીતો હતો.

નાયક માસ્તરની તબીયત હવે ઠેકાણે આવી હતી. એકાંતમાં અને નવરાશના સમયે હવે પ્રમદાના પત્રોના જ તે વિચાર કરતા હતા. મનમોહને તો જઈને સીધી વાત કરી. એક અજ્ઞાન યુવતીને ભરમાવી અને શિક્ષકપદનો લાભ લઈને તેને ફસાવવા તમે જે યુક્તિ કરી છે તે પકડાઈ છે, એમ સ્પષ્ટ કહ્યું.

નાયકે પ્રથમ તો અજ્ઞાન બતાવ્યું. પછી કહ્યું કે હું તો કેવળ સંવનન કરૂં છું. યુવતી સમજણી ઉમરની છે. મારૂં વર્તન આબરૂ-ભર્યું છે, અને હું તેની સાથે લગ્ન કરવા ઇચ્છું છું. જો તેના વડીલો સંમતી નહીં આપે તો તે કાયદા પ્રમાણે પુખ્ત ઉમરની થશે ત્યાં

સુધી હું વાટ જોઈશ, અને પછી અમે લગ્ન કરીશું.

આ સાંભળી મનમોહન પણ ક્ષણભર ખંચાયો. તે કાંઇ ચર્ચા કરવા માટે નહોતો આવ્યો, એ તો ધાર્યું કરવા આવ્યો હતો. તેણે તેમાં રહેલી મુશ્કેલીઓનું ભયંકર ચિત્ર ખડું કર્યું. પછી જણાવ્યું કે તમારી નોકરી તો ગયેલી જ સમજજો. અને ત્યારપછી ગુરૂ શિષ્યાનો સંબંધ બતાવી, તેની નૈતિક વૃત્તિને સંબોધી, જો આવો એક પણ દાખલો બનશે તો શિક્ષણ ઘણું જ પાછળ પડશે એમ પણ કહ્યું, અને છેવટે તેને ગર્ભિત પણ સખ્ત ધમકી પણ આપી.

નાયક માસ્તર આખરે ઠેકાણે આવ્યા. મંદવાડને લીધે તેઓ નરમ તો પડી જ ગયા હતા. વળી પ્રથમથીજ તેમનું હૃદય હળમળ્યું નહોતું. એ તો કેવળ સંયોગોને આધીન થઈ ગયા હતા. અને તેમાંયે તેમણે મુશ્કેલીઓની પરંપરા જોઈ, એટલે કહ્યું : “ જો કે હું પોતે લગ્ન કરવા તૈયાર છું, પણ તે યુવતીનું ભવિષ્ય બગાડવા તૈયાર નથી. તેમજ સ્ત્રીકેળવણીમાં અંતરાયભૂત થાય એવું કોઇ પણ પગલું હું નહીં લઉં. માટે તમને યોગ્ય લાગે તે કરો.”

પણ મનમોહન અધુરૂં કામ કરે તેવો નહોતો. તેણે યુક્તિથી કહ્યું કે તમારી પાસેના પ્રમદાના પત્રો આપી દો. હા ના કરતાં કરતાં તે પત્રો પણ નાયક માસ્તરે આપ્યા, અને મનમોહને તેમના દેખતાં જ તે સળગાવી દીધા અને કહ્યું : “ મી. નાયક! તમે એક ગૃહસ્થને છાજે તેવું વર્તન રાખ્યું છે, અને હું આશા રાખું છું કે તમે અંત સુધી એક ગૃહસ્થ જ રહેશો. તમે મને આજથી એક મિત્ર જ ગણશો. ડીરેકટર સાહેબની ઓફીસમાં મારે થોડી ઓળખાણ છે. થોડા વખત માટે તમારી બદલી સુરત થાય તેવી ગોઠવણ કરી શકાશે, અને રજા પુરી થતાં તમારે સુરત જવાનું જ ઠરશે. એ ઉપરાંત બીજું કામ હોય તો કહેજો.”

આમ કહી મનમોહન ચાલી ગયો, અને નાયકના જીવને નિરાંત વળી. એક છોકરવાદ મસ્તિનું પ્રકરણ પુરૂં થયું. આવી બાબતોમાં હવે ઢીલા ના રહેવું એમ નાયકે નિશ્ચય કર્યો. વચમાં વચમાં પ્રમદાનું મધુરૂં મુખ સ્મરણમાં આવતું અને સ્મિત ફરકતું.

મનમોહને મુંબાઇ જઇ નાયકની બદલીની તજવીજ કરી, અને સાથે ડીરેક્ટર સાહેબને લખ્યું કે કન્યાહાઇસ્કુલોમાં કુંવારા—જુવાન પુરૂષોની નિમણુંક ના થાય તેવો બંદોબસ્ત થવો જોઇયે. પછી તે એકદમ એક જુના મિત્રને મળ્યા અને કૅાલેજની જુની ઓળખાણ તાજી કરી. એ મિત્ર કુંવારો હતો. એના પિતા દેશી રાજ્યમાં સારા અમલદાર હતા, અને એ પોતે વેપારમાં પડેલો હતો. મનમોહને પ્રમદાને અનુકૂળ આવે તેવો આ ભાવિ ભરથાર ધાર્યો હતો. ત્રણ દિવસ તે આ ભાઇને ત્યાં—પરીક્ષિતને ત્યાં—રહ્યો, પછી પ્રમદા સંબંધી વાત છેડી. પરીક્ષિત પોતાના મિત્ર તરફ બહુ જ માનથી જોતો હતો. એની કેળવાયલી ભત્રીજીથી તે અજાણ પણ નહોતો, એટલે તે સહજ જ તેની તરફ ઢળ્યો. પરીક્ષિતની સંમતિ લઈ લીધી. તેની છેલ્લી છબી પણ લીધી, અને પછી બીહારીભાઈ પાસે ચાલ્યો.

પ્રમદાને સમજાવવાનું કામ વધારે વિકટ હતું. તે બિનઅનુભવી હતી. સુધારાના—આગળ વધેલા વિચારોના પડઘા જ તેને કાને આવ્યા હતા. પોતે ખરા પ્રેમથી અથવા જેને પ્રેમ માનતી હતી તેવા ભાવથી નાયકને ચહાતી હતી. તેમને જીવન—નાયક બનાવવા તત્પર હતી. અને નાયક પણ આ સર્વ લાગણીઓ સર્વાંશે અનુભવે છે જ એમ તે માનતી હતી. વળી તે એક કન્યા હતી અને તેની માતા તેની સાથે ચર્ચા કરી શકે તેવી નહોતી. એટલે એક આખું અઠવાડીઉં તેણે કંગાલ હાલતમાં ગાળ્યું. એટલામાં મનમોહન આવ્યો. નાના કાકાને મનમાંથી તે માન આપતી હતી. તે નવા મતના છે, સુધારા-

વાળા છે એમ તે જાણતી હતી. તેમનાં લેખ તથા પુસ્તકો તેણે વાંચ્યાં હતાં, અને આ બનાવમાં એમનો હાથ કેટલો છે તે એ જાણતી નહોતી. એટલે એના આવ્યાથી એક મિત્ર આવ્યા જેવું તેને લાગ્યું. મનમોહને ભાઈ તથા ભાભી પાસેથી હકીકત જાણી લીધી.

ભાભીએ બધી વાત ચોખ્ખી કહી. પ્રમદાને ખૂબ ધમકાવી હતી તે તેને ના ગમ્યું. બોહારી તો એટલો દીલગીર થઈ ગયો હતો કે એ તો કાંઈ બોલતો જ નહોતો. હવે શી રીતે કામ લેવું તેના વિચાર મનમોહન કરતો હતો. એટલામાં પ્રમદા જ તેની પાસે આવી. તેણે કહ્યું: "નાના કાકા! જુવોને બા મારી પાછળ પડી છે! તમે તો સુધરેલા મત ધરાવો છો તે હું જાણું છું, અને બાપા તો કાંઇ બોલતા જ નથી. તમે બાને કાંઇ કહો ને સમજાવો."

"બેન, હું બધી વાત જાણું છું. મેં વિચાર કરી જોયા. જો તને ખરી વાત કહું? **તારી પોતાની લાગણીઓનું પૃથક્કરણ કરવાની જરૂર છે. મૈત્રી, મોહ, પક્ષપાત અને પ્રેમ એ સૌ જુદી જુદી વાતો છે. વળી દરેક પ્રશ્નને જુદી જુદી બાજુઓ છે. કેવળ ભાવનાથી કામ થાય નહીં, વ્યવહારૂ રીતે પણ આ પ્રશ્નને તપાસવો જોઈએ. તમારો યુવાનોનો ભાવનામય થવાનો સ્વભાવ છે—હક્ક છે. વડીલોનો એટલો જ હક્ક અને ધર્મ તમને દોરવાનો છે. અલબત્ત, દોરવાનો કચરવાનો નહીં જ. તું યોગ્ય પણ વ્યવહારથી બહુજ સ્વાર્થી દુનિયાદારીથી વેગળું પગલું લેતી હોય, પણ ન્યાય તારી તરફેણમાં હોય તો તું યાદ રાખજે કે નાના કાકા તથા તારાં નાની કાકી બેઉ તારી સાથે જ રહેશે. પણ તું ઉતાવળી ના થઈશ."**

મનમોહનની આ વાતથી પ્રમદા બહુજ વિચારમાં પડી ગઈ. સુરમા એક અઠવાડીયામાં નહોતી કરી શકી એટલા ફેરફાર તેના

વિચારમાં એક કલાકમાં થઇ ગયા. બીજે દિવસે મનમોહને સમજાવ્યું કે આવા લગ્નનાં પરિણામ શાં આવે? વળી રજીસ્ટર કરાવીને કાયદેસરના લગ્ન માટે તો જો વાલી રજા ના આપે તો એકવીસ વર્ષની ઉમર જોઇયે, એ વાત પણ કહી. પછી પોતે નાયકને કુમસમાં મળ્યા હતા એ વાત જણાવી.

આ સાંભળી પ્રમદાએ એકદમ તેની તબિયતની હકીકત પુછવા માંડી. મનમોહને કહ્યું: " પ્રમદા! હવે નાયકને તો તદ્દન સારૂં થઇ ગયું છે. પણ તું મારી એક વાત માનીશ? મેં ખાત્રી કરી છે કે નાયક તને ચહાતા નહોતા, અને હજી પણ ચહાતા નથી. એ ગૃહસ્થ છે. તમારી વાત ક્યાં સુધી આવી હતી એ બધું હું જાણું છું. અને એ કારણ-થીજ કદાચ તે લગ્ન કરવા પણ તૈયાર થઇ જાય એ માની શકાય તેમ છે. પણ તે પ્રેમને લીધે નહીં, સંજોગોને લીધે. અમે બે જણાએ બધી બાબત ચર્ચી છે, અને તેણે કબુલ કર્યું છે કે લગ્ન તો અશક્ય જ છે. એણે તારા લખેલા બધા કાગળો મને પાછા આપ્યા હતા અને મેં તે સર્વનો એના દેખતાં જ નાશ કર્યો છે. હવે તારી પાસેના બધા પત્રોનો પણ હું નાશ કરી તેને ખબર આપવા ઇચ્છું છું."

આ પછી પ્રમદાએ ભરાયલે હૃદયે, કાંઈક તીખાશથી, કાંઈક નિરાશાથી, કેટલીક ચર્ચા કરી. અંતે મનમોહનનું જ ધાર્યું થયું, અને નાયકના પત્રો પ્રમદાની હાજરીમાં અગ્નિદેવતાને આશ્રયે ગયા. તે રાત્રે પ્રમદા જમી નહીં, અને રડી હોય એમ તેની આંખ ઉપરથી સ્પષ્ટ લાગતું હતું.

મનમોહનના જતાં પહેલાં તો નાના કાકાની સહાયથી ચીમડાયલી, કરમાયલી પ્રમદા પ્રફુલ્લ થવા માંડી હતી.

બિચારી યુવાન હિંદુ બાળા!!!

* * * *

ઉપરના બનાવને ત્રણ માસ થઈ ગયા પછી એકવાર મનમોહન અને પરીક્ષિત બિહારીલાલને ત્યાં મેમાન તરીકે આવ્યા. અને તેઓ

આવ્યા હતા પણ મુદ્દાસર. પરીક્ષિત પણ હતો મુંબાઇગિરો જુવાનીયો. કાઠીયાવાડનું પાણી પીધેલું, અને મનમોહનનું સખાકૃત્ય પછી પ્રમદાને જીતતાં વાર કેટલી! એ યુવતીને હૃદયના ભાવનું પૃથક્કરણ કરતાં ક્યાં આવડતું હતું! ચાલાક મનમોહને પ્રમદાની વૃત્તિઓ વાળી, સુરમા ભાભીને પણ થોડો બોધ આપ્યો અને પાંચ દિવસમાં તો પરીક્ષિત પ્રમદાનો જીવનહાર બન્યો–સુરમાનો લાડકો ભાવિ જમાઇ બન્યો, અને સર્વે મમમોહનનો ઉપકાર માનવા લાગ્યા.

પ્રમદાની મેટ્રીકની પરીક્ષા તો રહી જ ગઈ. લગ્ન ધામધુમથી થયાં અને દીવાળી આવતાં તો પ્રમદાને મુંબાઇ જવાનું ઠર્યું. એને ત્યાં મુકવા કોણ જાય? નાના કાકા સિવાય તે કાર્ય કોણ કરે? 'દીવાળીમાં હું ઘર છોડીને નહીં જઈ શકું' એવો મનમોહનનો કાગળ આવ્યો, ત્યારે પ્રમદાએ લખ્યું કે ઘર સાથે લઇને આવજો. અવશ્ય પરીક્ષિતે તેને કુટુંબ સહીત મુંબાઈ તેડયો હતો તે કદાચ પ્રમદા જાણતી હશે. દીવાળીમાં નાના કાકા અને નાની કાકી સહીત પ્રમદા મુંબાઇ ગઈ.

બીહારીએ તો હવે એકજ ધર્મસંદેશ આપવા માંડયો છે. તે એ કે **પોતાનાં બાળકોનો ઉછેર પારકાને કદી ના સોંપવો. પોતાનાં બાળકોને ઉછેરવાની ફરજ માબાપની છે, તે તેમણે પુરેપુરી બજાવવી.**



૧૦

# બધા જ પુરુષો આવા હશે ?

રાષ્ટ્રીય મહિલા પાઠશાળામાં ગૃહવ્યવસ્થાના શિક્ષણ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. ત્યાંનાં મુખ્ય અધ્યાપિકાનું તો એમ પણ કહેવું હતું કે અમારી પાઠશાળામાંથી જે કન્યા ગૃહવ્યવસ્થા-ની ખાસ પદવી લે, તે કોઇપણ ઘરની વ્યવસ્થા ઉત્તમ રીતે કરી શકે જ. હિંદુસમાજમાં ધનવાન કુટુંબોમાં આવી કન્યાઓને ખાસ રોકવી જોઇયે. તેઓ તેવા મોટા ઘરનો કારભાર બહુ જ ઉત્તમ રીતે ચલાવી શકે. સુશિક્ષિત હોવાથી તેમના ઉપર વિશ્વાસ પણ રાખી શકાય, અને વળી અર્ધશિક્ષિત શેઠાણીને માથેથી કામનો ભાર ઓછો કરી, તેમને વિદ્યાવિલાસી પણ બનાવી શકે.

મુંબાઇ વિદ્યાપીઠમાં ગૃહવ્યવસ્થાનો વિષય નહોતો, અને રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં તે હતો, એ વાત ઉપર ખાસ ભાર દઇને, આ બાઈ પ્રચારકાર્ય બહુ ઉત્તમ રીતે કરતાં હતાં, અને તેમણે ધીમે ધીમે પોતાની આસપાસનાં માણસોના મનમાં ઠસાવી દીધું હતું કે અમારી

પાઠશાળાની પદવીધર કન્યાઓ તો જરૂર સુજ્ઞ ધનાઢ્ય કુટુંબોમાં નોકરી મેળવી શકશે, અને આબરૂદાર ગણાઇ સુખી તથા ઉપયોગી જીવન ગાળી શકશે.

પદવી લેનાર કન્યાઓનું પ્રથમ જૂથ નિકળ્યું. પદવીદાનનો મેળાવડો બહુ જ ધામધુમથી થયો. આ જૂથમાં સરલા સર્વનું ધ્યાન ખેંચતી હતી. ઉઘડતી ચામડી, ઘાટદાર મોં, ભરાઉ શરીર, અને નિખાલસ આંખો, દરેક રીતે ઘરરખુ ગૃહિણીનો ખ્યાલ આપે તેવી આમન્યાવાળી રીતભાત, છતાંયે દબાયલો, હિણાયલો ચહેરો નહિ. લોકો કહેતા હતા કે સરલાને કુંવારા રહેવાના અભિલાષ હતા. તેમજ સ્વાવલંબી થવાની પણ હોંશ હતી.

પદવીદાનને બીજે દિવસે મુખ્ય અધ્યાપિકાએ સરલાને બોલાવી અને પૂછ્યું: "સરલા! તારા અભિલાષ હું જાણું છું. તેં ભવિષ્યનો કાંઈ વિચાર કર્યો છે?"

"હા, વિચાર તો બહુએ કર્યો છે, પણ બધું કાંઇ માગ્યું મળે છે? મારે પરાવલંબી નથી થવું, સ્વાશ્રયી થવું છે. પણ હું શું કરી શકું તે પ્રશ્ન થાય છે. કોઇ વેપારી ઑફીસમાં સેક્રેટરી થવાનું તો મને ના ગમે. જાતજાતના માણસો ત્યાં આવે. નિશાળની મહેતીજી પણ મારાથી ના થઈ શકાય. બધી કન્યાઓ સાથે શાંતિથી કામ લેવું બહુ જ કઠણ પડે. મને તો તે ના આવડે. વળી તેઓ જાતજાતના સવાલ પૂછે, અને તેના જવાબ મારે ત્યાંને ત્યાં જ આપવા પડે."

"સરલા! એ તો તું નકામી ગભરાય છે. તને શિક્ષકનું કામ ગમતું ના હોય તે જુદી વાત છે, પણ તું તે કરી તો શકે જ, અને ઑફીસોમાં નોકરી કરતાં હિંદુ સ્ત્રીઓને ગભરામણ થાય, તે તો સમજી શકાય તેવું છે. પણ તને મૂળ સવાલ પૂછવામાં મારો એક મુદ્દો હતો. મારે એક નાની બેન છે. તેનાં લગ્ન થયેલાં છે. તેને ઉપરાઉપરી ત્રણ

છોકરાં થયાં છે, અને હમણાં બેજીવવાળી છે. તેની તબિયત બહુ સારી નથી. એનો વર કમાય છે બહુ સારૂં. ઘેર ભટ, ચાકર, ઘાટણ છે. પણ ચાકર માણસોની દેખરેખ નીચે છોકરાં ઉછરે તે તેને કે મને પસંદ નથી. ઘરમાં કોઈ સારૂં, ઘરનાં જેવું માણસ હોય તો ઘરની વ્યવસ્થા જાળવે તથા છોકરાં ઉપર દેખરેખ પણ રાખે. મારો વિચાર એમ છે કે આપણી વિદ્યાપીઠમાં "ગૃહવ્યવસ્થા"ની પદવી લીધેલી સ્ત્રીઓએ આવું કાર્ય શા માટે ના કરવું? મારી બેનની ઉમર તારાથી ચાર પાંચ વર્ષે મોટી હશે, એટલે તમને બે જણાંને જલદી બેનપણાં થઇ જશે. વળી એનો સ્વભાવ એવો મીઠો છે કે કોઇ સાથે તેને તકરાર થાય જ નહિ. એના વરને તો બહાર ગામ બહુ ફરવું પડે છે. આઠ દિવસમાં એક બે દિવસ જ ઘેર હોય છે. એ તો બિચારો ઘરમાં પૈસા આપી જાણે છે. આપણા જુના રિવાજ પ્રમાણે તો આવે વખતે મારે જ ત્યાં જઇને રહેવું જોઇયે. પરંતુ આ પાઠશાળા છોડીને કાંઈ જવાય? વળી પહેલાં તો જરા આછી સ્થિતિવાળાં સગાં આવે વખતે આવીને રહેતાં હતાં, પણ આ કાળમાં કોઇને તે ગમે નહિ. તું જો આ કામ સ્વીકારીશ તો કદાચ ધીમે ધીમે એક આવા ધંધાની પ્રથા પડશે. જો તને પોતાને આ સૂચના પસંદ પડતી હોય તો હું તારાં બાને પણ વાત કરીશ."

* * * *

સરલા તેની નવી નોકરી ઉપર જોડાઈ છે. સૌ. વિમળાગૌરી સાથે પ્રથમ મેળાપે જ તેને બેનપણાં થઈ ગયાં. વિમળાગૌરી સ્વભાવે ઘણાં જ નરમ હતાં. બોલતાં બોલતાં મોં ઉપર શેરડા પડી જતા હતા. જન્મારામાં કોઇને એમણે ધમકાવ્યું નહિ હોય. અને છોકરાં! એ તો જાણે બાવલાં જ હતાં. બધાં જ તનદુરસ્ત અને રૂપાળાં. સરલાને તરત જ બધાં જોડે બની ગયું અને સરલામાશી બધાનાં લાડકાં બની ગયાં.

ઘરની વ્યવસ્થા પણ સરલાએ બહુ જ સારી રીતે હાથમાં લઈ લીધી. ઘરમાં નોકર ચાકરો પૂરતા હતા, એટલે તે સંબંધમાં કાંઇ અડચણ નહોતી. ત્રણ દિવસમાં તો જાણે આખું ઘર જ ફેરવાઇ ગયું. પૈસાની ખોટ નહોતી. તરત જ સુતારને બોલાવીને કોઠારમાં ફેરફાર કરાવ્યો. અનાજના દરેક ડબા ઉપર અને મશાલાની બાટલીઓ ઉપર ચીઠીઓ લગાડી લીધી. બધું સાફસુફ કરી દીધું. છોકરાઓ માટે એક ઓરડો તૈયાર થઇ ગયો. આખા ઘરમાં ખૂણે ખોચરે પડેલાં બધાં રમકડાં છોકરાંના ઓરડામાં આવી ગયાં. થોડી વિશેષ ખરીદીઓ પણ થઈ ગઈ, અને બધાં બાળકો તો સરલામાશી પાછળ ગાંડાં ગાંડાં થઈ ગયાં. નાનો તોફાની બચુ પણ સરલામાશીની મરજી વિરુદ્ધ કાંઇ પણ કરતો નહોતો. આ બધું જોઇને વિમળાગૌરી તો બહુ જ આનંદ પામ્યાં. દરેક વાતમાં તેઓ સરલાને મદદ કરતાં હતાં.

જમવાના ઓરડામાં પણ બધું સાફસુફ થઇ ગયું. દરેકનો પાટલો અને બાજઠ નક્કી થયાં. દરેકના થાળી વાડકા પણ જુદાં થયાં, અને વધારામાં દરેક થાળીના માપનું, ઝીણી જાળીનું ઢાંકણ આવ્યું. રસોડામાં તેમણે હાથે ચીતરેલા બે કાર્ડબોર્ડનાં પાટીયાં માર્યાં. "ખાવાની ચીજ ઉપર માંખી બેસવા દેતા નહિ." નળ પાસે પાટીયું માર્યું હતું કે "ભેજથી મચ્છર વધે છે માટે નકામું પાણી ઢોળતા નહિ." બાગમાં ફુલ ઘણુંયે થતાં હતાં, પણ કોઇ દિવસ રસોડામાં ગોટો મુકાતો નહોતો. હવેથી બે ભીંતોએ બે ફુલદાનીઓ જડાઈ ગઈ. તેમાં રોજ નવા ગોટા આવતા હતા. નાની નિમુએ કહ્યું કે હવે તો જાણે એમ લાગે છે કે આપણે ત્યાં રોજ ઉજાણી જ થાય છે.

વિમળાગૌરીએ કહ્યું : "મને કોઇએ એમ કહ્યું હોત કે પાઠશાળામાં તરતની ભણી ઉતરેલી એક કુંવારી બાળા આ રીતે ગૃહવ્યવસ્થા કરી શકે તો હું તેને હસી જ કાઢત. સરલાબેન, તમારા બનેવી જ્યારે ગામથી આવશે ત્યારે તેમને કેટલો આનંદ થશે! આ વખતે એમને મારે માટે બહુ જ ચિંતા થયાં કરે છે, હવે એમના જીવને

કેટલી નિરાંત થશે! અને આ છોકરાંની બાબતમાં પણ મારી બધી ચિંતા જતી રહી છે. તમને તો પરમેશ્વરે જ મારે ઘેર મોકલ્યાં છે."

સરલા ત્યાં એક અઠવાડીયું રહી તેવામાં તો જાણે હંમેશની તે ત્યાં જ રહેતી હોય એમ એને પોતાને પણ લાગવા માંડયું. નોકર ચાકરો પણ તેને વરતી ગયા, અને તેનું કહ્યું કરવા લાગ્યા. અને એ પણ એવી દયાળુ હતી કે કોઈ નોકરને અમુક કરતાં વધારે કામ પડે નહિ તે ખાસ જોતી. દરેક નોકરના ઘરની સ્થિતિ પણ તેણે ધીમાશથી ને મીઠાશથી પુછી લીધી હતી. નોકર તે લાગણીવાળું પ્રાણી છે, મનુષ્ય છે, એ વાત તે કદીયે વિસરતી નહિ. વળી ઘરકામની ગોઠવણ કરવામાં નોકરની અનુકૂળતા પણ તેણે વિચારી હતી. અભણ નોકરો પણ આ જોઈ શકયા હતા, અને તેમના સ્વભાવ પણ ફર્યા હોય તેમ લાગતું હતું.

વિમળાગૌરીને તો સરલા આવી ત્યારથી જાણે પોતાના જીવનમાં જ કાંઇ ફેરફાર થયો દેખાતો હતો. અત્યાર સુધી જીવન એટલે રગશીયું ગાડું, એમ એમને લાગતું હતું. એમની વાતોમાંથી પણ તે દેખાઈ આવતું હતું. પણ હવે જીવનમાં કાંઇક પ્રકાશ દેખાવા લાગ્યો. સરલાએ થોડાં પુસ્તકો પણ આણ્યાં હતાં. આજે "રાઇનો પર્વત" તેમને વાંચવા આપ્યો. પોતે આખી વાતનો સાર કહ્યો. પુસ્તકની ખાસ ખુબીયો કઈ છે તે કહી અને કહ્યું કે 'તમે હવે આ વાંચજો. થોડાં કાવ્યો હું બપોરે નવરાશે તમારી સાથે વાંચીશ.' વિમળાગૌરીને આ પુસ્તકમાં બહુ જ રસ પડયો. બપોર સુધીમાં તો ચોપડી પુરી વાંચી નાંખી. સરલાએ તેમાંનાં કાવ્યો મધુરા રાગથી ગાયાં. આખા કુટુંબને રસ પડવા માંડયો. સરલાએ જણાવ્યું કે 'શાળામાં અમે દિલરૂબા પણ શીખ્યાં છીએ. મારી દીલરૂબા હું ઘેરથી મંગાવી લઇશ.'

સરલાએ એ વાત જોઇ, કે સાધારણ રીતે વિમળાગૌરી કોઈ પણ બાબતમાં બહુ જ ઉત્સાહથી બોલતાં નહિ, પણ એમના પતિ સંબંધી

વાત આવે કે તેઓ બહુ જ ઉત્સાહથી બોલતાં હતાં. તે સમયે તેમની આંખમાં અજબ પ્રેમજ્યોતિ પ્રકાશતી હતી. તેમના મુખ ઉપર નવીન જ સુરખી આવતી હતી. બાળકોનાં તે વ્હાલસોયાં માતા હતાં, પણ પતિની વાતનો જાદુ તેમના ઉપર કાંઇ જુદો જ હતો. આ જોઇને સરલાને તેમના પ્રેમ માટે આદરભાવ થયો. એમના પતિ માટે ઉચ્ચ વિચાર બંધાયો, અને મનના ઉંડાણમાં—અતિ ઉંડાણમાં—એક નાની ભીતિ હતી તે દૂર થઈ. તેને એક શંકા હતી તેનું સમાધાન થતું લાગ્યું. પરપુરુષ કેવા હશે ? એમની તરફથી કાંઈ ભય ખરો કે નહિ ? એવા એવા સવાલો હવે મનમાં ઉઠતા નહોતા. આવતી કાલે મુકુંદરાય આવવાનો તાર આવી ગયો. આજે વિમળાગૌરીનો ઉત્સાહ જુદો જ હતો. આજે એમનો આનંદ છલકાઈ જતો હતો. હજી તો એક અઠવાડીયા ઉપર એ ગયા છે, અને એટલામાંયે આટલો ઉત્સાહ ? એવો વિચાર સહજ સરલાના મનમાં આવ્યો. અને આ દંપતીના પ્રેમ પ્રત્યે તેનો આદર વધ્યો.

* * *

બીજે દિવસે સવારે મુકુંદરાય આવ્યા. તેઓ કદાવર બાંધાના અને દેખાવડા હતા. છોકરાં બધાં તેમને વિંટાઈ વળ્યાં. દરેકની જોડે તેમણે કાંઈ ને કાંઈ રમત કરી. તેમને પટાવ્યાં અને હસાવ્યાં. પછી વિમળાગૌરીની પાસે બેઠા. તબિયતના સમાચાર પૂછ્યા, અને પોતાની મુસાફરીની વાતો કરી. વિમળાગૌરીએ સરલાની બધી વાતો તેમને કહી, અને એણે ઘરમાં કરેલા બધા ફેરફારો કહી બતાવ્યા. મુકુંદરાયને આ વાતમાં રસ પડયો. એટલામાં ચ્હા પીવાનો સમય થયો અને સરલા પણ ત્યાં આવી. વિમળાગૌરીએ તરત જ કહ્યું કે આ અમારાં સરલાબેન. મુકુંદરાયે ડોકું નમાવીને વંદન કર્યું. અને કહ્યું : " સરલા-બેન ! અમારા ઘરમાં તમે બહુ ફેરફાર કર્યા દેખાય છે, અને તે બધા માટે હું તમારો ઉપકાર માનું છું. વિમળા તો તમારાં વખાણ જ કર્યા કરે છે. "

સરલાના મોં ઉપર તો શરમના શેરડા પડી ગયા. આ સભ્યતા-ભરેલા કથનનો ઉત્તર તે આપી શકી નહિ, અને જાણે કાંઇ બન્યું જ નથી એમ નાના બચ્ચુને રમાડવા મંડી ગઇ. આ વખતે તે બહુ જ મોહક અને આકર્ષક દેખાતી હતી. બધાંએ સાથે ચ્હા પીધી. તે વખતે તેણે મુકુંદરાય સાથે સહેજ વાત કરી. તે કયે ગામ ગયા હતા તે સંબંધી પૂછ્યું, અને ચ્હા પૂરી થતાં પોતાને કામે ચાલી ગઇ. મુકુંદરાયનો સ્વભાવ તેને બહુ જ ગમ્યો. તેઓ તેની સાથે બહુ જ સભ્યતાથી બોલ્યા હતા અને સભ્યતાથી જ વર્ત્યા હતા. હવે સરલાને મન આ ઘરમાં કાંઇ હરકત નહિ આવે એમ નક્કી થયું. બહારગામથી આવ્યા પછી પણ મુકુંદરાય તો બહુ જ કામમાં રહેતા હતા. ત્રણેક દિવસ આમ ચાલ્યું. ત્રીજે દિવસે રાત્રે વિમળાગૌરીએ વાત કરી કે કાલે સવારે તો એ પાછા બહાર ગામ જવાના છે. અને સાથે કહ્યું કે એટલા વહેલા એ જાય છે ત્યારે ઘેરથી ચ્હા પીધા વગર જ જાય છે. એટલે સવારે એમને માટે ખાસ કાંઇ જ કરાવવાની જરૂર નથી.

સરલાએ બાળકોને પ્રાર્થના કરાવીને સુવાડી દીધાં. મુકુંદરાય મોડે સુધી ઘેર આવ્યા નહોતા એટલે ભટ તથા ચાકરને યોગ્ય હુકમો આપી સરલા વિમળાગૌરી પાસે ગઈ, અને બે જણાંએ ઘણી વાતો કરી. આ વાતોમાં પણ સરલા વિમળાગૌરીનો મુકુંદરાય પ્રત્યેનો પ્રેમ જોઇ શકતી હતી. આ પ્રેમ અન્યોન્ય હતો, અને સરલાને પણ તે જોઈ ઘણો આનંદ થતો હતો. અંતે મુકુંદરાય આવ્યા અને સરલા પોતાના ઓરડામાં ચાલી ગઈ.

સરલાનો ઓરડો બંગલાને એક છેડે હતો. તે તરફ ત્રણ ઓરડા હતા. એકમાં વિમળાગૌરીનો સુવાનો ખંડ હતો. તેની સાથે છોકરાં-ઓનો ઓરડો હતો અને છેલ્લો સરલાનો હતો. સરલાના ઓરડાનું એક બારણું બાગમાં પડતું હતું. તે બારણે લાકડાની ત્રણ પગથી-

આની નાની નિસરણી જ મુકેલી હતી. સરલા ઘણી વાર તે રસ્તેથી બારોબાર બાગમાં જઇને સવારની સહેલ ભોગવતી હતી. તે સવારે વહેલી ઉઠતી હતી અને બાગમાં ફરતી ફરતી નોકરોની પણ તપાસ લેતી હતી.

બીજે દિવસે તે વહેલી ઉઠી. બાગનો સુગંધીદાર પવન મેળવવા માટે તેણે બાગનું બારણું ઉઘાડયું. હજી પુરૂં અજવાળું થયું નહોતું. પોતે દાતણ કર્યું અને વાળ છોડયા. ચોટલો વાળવાના વિચારમાં તે ચાટલા આગળ ઉભી હતી. પોતાનાં કપડાનું પણ પૂરૂં ઠેકાણું નહોતું. બાગના બારણા તરફ તેની પીઠ હતી. તરત કાંઈ અવાજ તેને કાને પડયો. પાછું વળીને જોયું તો પહેલાં ભય લાગ્યો, પછી અચંબો લાગ્યો અને વળી પાછો ભય લાગ્યો. બારણામાં તેણે મુકુંદરાયને જોયા. તેમણે કપડાં પહેરેલાં હતાં. હાથમાં ગામ લઈ જવાની ચામડાની પેટી હતી. અંદર આવી તેમણે પેટી મૂકી અને પાછાં વળી બારણે સાંકળ વાશી. સરલા તો સ્તબ્ધ જ થઇ ગઇ. પ્રથમ એકદમ ચીસ પાડવાનો તેને વિચાર આવ્યો. પણ તે સાથે જ વિમળાગૌરીનો વિચાર આવ્યો. હું ચીસ પાડું અને તે પ્રેમાળ પત્ની સાંભળે અને બધી વાત જાણે તો તેને કેવો આઘાત લાગે ? મુકુંદરાયની ખોટી દાનત તો ચોખ્ખી જ દેખાતી હતી. તેના મનમાં તો કાંઈ શરમ જેવું હતું જ નહિ. જાણે કોઇ ચોકકસ ગોઠવણ મુજબ જ પોતે આવ્યા હોય તેમ તે વર્ત્યા.

" સરલા, હું જાઉં છું. જતાં પહેલાં તને મળું એમ મારા મનમાં આવ્યું. તને જોઇ તે સમયથી જ હું તારા ઉપર મુગ્ધ બન્યો છું. હું તને સંતોષીશ. તારે કોઇ વાતની ખામી નહિ રહે. " આમ બોલી તે સરલાની નજદીક આવ્યો. હવે શું કરવું ? આ તો મોહાંધ થયો હતો. વિમળાગૌરી આ વાત જાણે તો તો તેમની અત્યારની શારીરિક સ્થિતિમાં કાંઇ નવું જુનું જ થઇ જાય !

સરલાએ તરત જ નિશ્ચય કર્યો. જરા પાછી હઠી અને ગુસ્સાથી બોલી: " મુકુંદરાય, ખબરદાર જો આગળ વધ્યા છો તો ! હમણાં આખું ઘર ભેગું કરીશ. "

" વિમળા માટેની તારી લાગણી હું જાણું છું. એની ખાતર તું બૂમ ના પાડીશ." તે નફ્ટ બોલ્યો, અને તેણે સરલાનો હાથ પકડયો.

" ચોર ! ચોર ! કોઇ આવો. " મોટી બૂમ સરલાએ પાડી.

સરલાની આ નવી યુક્તિથી તે સ્તબ્ધ થઇ ગયો. તેણે એકદમ તેનો હાથ છોડી દીધો, અને બાગના બારણાની સાંકળ ઉઘાડી તરત બાગમાં ઉતર્યો. પણ બીજી તરફથી માળી તે તરફ આવતો દેખાયો એટલે એ પોતે પાછો બારણામાં પેઠો, અને મોટેથી " શું છે ? કોણ છે ? " એમ પૂછવા લાગ્યો.

બીજી તરફથી વિમળાગૌરી અને ઘરના નોકરો દોડતા આવ્યા. સરલાએ તે બારણું ઉઘાડી નાંખ્યું. સરલા આખે શરીરે ધ્રુજતી હતી, અને વિમળાગૌરી આવ્યાં કે તરત જ તે તેમને વળગી પડી. તેને મૂર્ચ્છા આવી ગઈ. વિમળાગૌરીએ તેનું માથું પોતાના ખોળામાં લીધું અને તેની સારવાર કરવા લાગી ગઈ.

મુકુંદરાયે કહ્યું કે " સારૂં થયું કે હું તે જ વખતે સ્ટેશન જવા નિકળ્યો. સરલાબેનની બૂમ મેં જ પહેલી સાંભળી ને હું સુભાગ્યે તેમના બારણા આગળથી જ જતો હતો. કોઈ હરામખોર આ બાગને બારણેથી જ અંદર પેઠો હશે અને તે જ રસ્તે નાઠો. પરંતુ એ કોઇ મારાથી દેખાયો નહિ. મેં માળીને બહાર રસ્તા ઉપર દોડાવ્યો તો છે. હવે ટ્રેનનો વખત થયો છે એટલે હું જાઉં છું. તમે જલ્દી દાક્તરને બોલાવો. "

આમ કહી તે ચાલી ગયા. સરલાને ત્યાર પછી સખ્ત તાવ આવ્યો તે છેક બીજે દિવસે સવારે ઉતર્યો. એના મનમાં તો હવે

એક જ વાત હતી : " આ ઘરમાં રહેવાય શી રીતે ? અને આવે વખતે વિમળાગૌરીને છોડાય પણ શી રીતે ? "

તે બહારથી સરળ દેખાતી હતી પણ અંદરથી બહુ જ મહાત્વાકાંક્ષી હતી. આ બનાવ તેના મનમાં બહુ જ સાલતો હતો. 'વિમળાગૌરીની લાગણી ખાતર એક વાર તો યુક્તિથી ભય ટાળ્યો, પણ હવે તો આ દુષ્ટ કદાચ તે વાતનો લાભ લેશે. ત્યારે શું હું ચાલી જાઉં ? આ કામ મૂકી દઉં ? મેં આ કામ કાંઇ નોકરી તરીકે લીધું નથી. મારા મનમાં તો આ અનુભવ મેળવ્યા પછી કાંઈ કાંઈ કરવાનું છે. વિધવાઓ માટે એક ધંધો ઉભો કરવાનો મને અભિલાષ છે. ગૃહવ્યવસ્થાનો આદર્શ પ્રજા સમક્ષ રજુ કરવાનું મન છે. રસોઇયા, નોકરો અને ઘાટણોને કેળવવાની–તેમનાં કાર્યમાં કુશળ બનાવવાની–યોજના મારે તૈયાર કરવી છે; પણ જો શરૂઆત જ આવી થશે તો શું કરી શકાશે ? શું બધા પુરૂષો આવા જ હશે ?

તે આમ ને આમ નિસાસા મુકતી હતી, અને વિમળાગૌરી તો એમ જ જાણતાં હતાં કે હજી ચોરનો ભય તેના મનમાંથી ગયો નથી. એ તેને બહુ આશ્વાસન દેતાં હતાં અને જાણે પોતાની નાની બહેન હોય તેમ તેની આળપંપાળ કરતાં હતાં

* * * *

પછી ત્રણ ચાર દિવસમાં જ બપોરે વિમળાગૌરીના નામનો તાર આવ્યો. તેમાં ઘણા જ ગંભીર સમાચાર હતા. મુકુંદરાય તે દિવસે એક ટ્રેનમાં જતા હતા તે ટ્રેનને ગંભીર અકસ્માત નડયો હતો, અને ઘણા જીવની ખુવારી થઇ હતી. મરણ પામેલાંઓમાં મુકુંદરાય હતા, અને તેમના સામાનમાંથી નિકળેલા શિરનામા મુજબ તાર કરવામાં આવ્યો હતો. આ ખબર સાંભળી સરલા સફાળી ઉભી જ થઇ. તેનાં ભય ચિંતા મુંઝવણ એકદમ જતાં જ રહ્યાં. તેના વિચારો બંધ

પડ્યા. તેણે વધુ તપાસ માટે સામા તાર કર્યા. વિમળાગૌરીની બેનને પણ ખબર આપી, અને ભલા ભાયડાને પણ ભૂલાવે તેવી ચપળતાથી કામ કીધું.

*　　　*　　　*

બધી વિગતો જાણીને પણ કોઇને લાભ થયો નહિ. બિચારાં વિમળાગૌરી વિધવા થયાં. આશ્વાસન માત્ર એટલું જ રહ્યું કે મુકુંદરાયનો વીમો પ્રમાણમાં બહુ જ મોટી રકમનો હતો, એટલે કમાનાર ધણી જવા છતાંયે રહેણી કરણી ફેરવવાનો વખત આવ્યો નહિ, અને બાળકોનાં શિક્ષણ વગેરે માટે ચિંતા કરવા જેવું રહ્યું નહિ.

યોગ્ય સમયે વિમળાગૌરીને પુત્ર આવ્યો. પરંતુ પિતાના મૃત્યુ પછી જન્મેલા બાળક માટે બધે આનંદ તો કયાંથી જ હોય? પરંતુ માતા પુત્રનાં શરીર સારાં હતાં. બધો ઘરનો ભાર સરલાને માથે હતો. આમને આમ વરસ દિવસ જોતજોતામાં વહી ગયુ.

એક દિવસ સરલાએ વિમળાગૌરી પાસેથી જવાની રજા માંગી. તેણે કહ્યું, હવે મારી જરૂર અત્રે નથી. વિમળાગૌરીને આઘાત લાગ્યો. તે સરલાને વળગી પડયાં અને કહ્યું, “ બેન, તમે કાંઇ મારાં ગુલામ નથી. સદાયે અહિં રહેવા બંધાયલાં નથી, પણ હું તમને એમ જલદી છોડનાર નથી. તમારા વગર મને જરાયે રહેવાશે નહિ. તમે અહિંથી શા મુદ્દાથી જવા માગો છો, તે તો મને જણાવશો ને ? ”

“ વિમળાબેન, મને પણ આ ઘરમાં બહુ જ ફાવી ગયું છે. વળી મારા જ્ઞાનની અજમાયશ હું આ પ્રમાણે બીજે કોઇ ઠેકાણે કરી શકી ના હોત, એ પણ મને લાગે છે. અને આ છોકરાંને તો મુકી જવા મારૂં જરાયે દિલ ચાલતું નથી. પણ હવે અત્રે મારી જરૂર નથી. તેમ હવે મારો વિચાર ગૃહવ્યવસ્થાના આદર્શો આપણા લોકમાં વિશેષ પ્રસરે તેવા ઉપાય કરવાનો છે. વળી મારા મનમાં એમ પણ છે કે આપણાં ઘરોમાં જે નોકરો, રસોઇયાઓ તથા

ધાટણો રાખવામાં આવે છે, તેમને જો જરા શિક્ષણ આપ્યું હોય, આરોગ્યના નિયમો કેમ સાચવી શકાય તે બતાવ્યું હોય, તો આપણાં ઘરો વધારે નિરોગી બને. આ બધાં માટે હું હવે વિચારો કરીશ અને પ્રયત્નો આદરીશ. ”

“ સરલાબેન, હું તો એમ સમજી હતી કે તમે હવે તમારા પોતાના ભવિષ્ય માટે, સાંસારિક કારણોસર અહિંથી જતાં હશો. પણ જો તમે આ સમાજસેવા માટે જ અત્રેથી જવા માંગતા હો, તો તો હું તમને નહિ જવા દઉં. તમારા ભાઈના મૃત્યુ પછી મારૂં જીવન શુષ્ક થઇ ગયું છે. તેમની કૃપાથી પૈસા ટકાનું મને દુઃખ નથી. ત્યારે હું પણ તમારી સાથે આ કાર્યમાં કેમ ના ભળું ! તમારૂં જ્ઞાન અને મારૂં ધન, આ બધી બાબતમાં તમારા આદર્શો મને ઘણા જ પસંદ છે. અને પૈસેટકે સુખી વિધવાઓએ જ આવાં કાર્ય ઉપાડવાં જોઇએ. તમારાં જેવાં હજી ઉગતાં જ, સંસારસુખનો વિચાર કર્યા વગર આ માર્ગે વળે, તે જોઇને તો અમારે શરમાવું જોઇયે.

પરિણામે વિમળાગૌરી અને સરલા આ નવી દિશાઓમાં કાર્ય કરવા લાગ્યાં છે. તેમની મદદમાં વિમળાગૌરીનાં બહેન તો છે જ. આ બધાના ભેગા પરિશ્રમનું શું પરિણામ આવે છે તે આપણે હવે પછી જોઇશું.



११

# મધરાતનો મહેમાન

## ( એક નાટક. )

**સુર્યકાંત** : એક ધારાશાસ્ત્રી.
**સરલા** : તેની સ્ત્રી.
**મોહનરાય** : સરલાના પિતા.
**છગન-કરસન** : એક મજુર તથા ચોર.

### પ્રવેશ પહેલો.

( મુંબઇના પરામાં એક મોહક બંગલો, આગલા દીવાનખાનામાં **સરલા** તથા સુર્યકાંત વાત કરે છે. પાછળથી **સરલાના** પિતા **મોહન**-રાય વગેરે આવે છે. )

**સુર્યકાંત** : **સરલા** ! હવે તારા પિતાજીને વાંધો નહી આવે ને ? શેઠીયાઓએ આજે મારો પગાર વધારીને પાંચસો રૂપીયા કર્યો છે, અને વળી મને જગા ઉપર કાયમ કર્યો છે.

**સરલા** : ત્યારે તો સ્વીકારો મારાં અભિનંદન. બાપાજીને આ ખબર જરૂર આપો, એટલે જલદી આપણાં લગ્ન થાય.

**મોહનરાય** : આવો, આવો, સુર્યકાંત ! ક્યારના આવ્યા છો ?

**સુર્ય** : હમણાંજ આવ્યો અને છોકરાં માટે આ છાબ લાવ્યો છું તે અંદર મોકલવાની છે.

**મોહનરાય** : શેની છાબ છે ?

**સુર્ય**: એ તો મીઠાઈ છે. આજે હું પાંચસો રૂપિયાના પગાર ઉપર કાયમ થયો. હવે હું જ્યુબિલી સ્ટીલ વર્ક્સ કંપનીનો મૂખ્ય ધારાશાસ્ત્રી થયો.

**મોહનરાય** : ઓહો ! એ તો આનંદની વાત છે. અરે રામા ! બાઇને બોલાવ અને તું અહીં આવ.

( મોહનરાયનાં પત્ની મણીબા આવે છે. )

જુવો ! આજે તો સુર્યકાંત મીઠાઈ લાવ્યા છે. એમનો પગાર વધ્યો.

**મણીબા** : ચાલો, નિરાંત થઇ. સુર્યકાંતભાઈ ! હવે લગ્ન ક્યારે ઠરાવીશું ? વસંતપંચમીએ જ ઠરાવી દોને ?

**મોહનરાય** : હા, હા, એ પણ હવે નક્કી કરી નાંખવું જોઈયે. પણ સુર્યકાંત ! તમારા શેઠીયાઓ એકદમ કેમ વરસ્યા ?

**સુર્ય** : મારી તો માંગણી પ્રથમથી જ એ હતી, પરંતુ એ લોકો મને જરા તપાસી જોતા હતા. તેવામાં ઉતરાણના અરસામાં એક મજુરને ભયંકર અકસ્માત થયો. તેની આંખ ફુટી ગઇ. અને હવે તો વર્કમેન્સ કોંપેનસેશન કાયદો થયો છે, તેમાં મેં મારી હોંશીયારીથી અને કાયદાની બારીકીથી, કંપનીને મોટો ફાયદો કરી આપ્યો, એટલે શેઠીયાઓને મારામાં વિશ્વાસ બેઠો અને મારો માંગેલો પગાર વધારી આપ્યો.

**મોહન** : એમ ! ચાલો સારી વાત છે. પણ તમે હવે રહેવાનું ક્યાં રાખશો ?

**સુર્ય** : મારો વિચાર વેસાવા રોડ ઉપર એક બંગલો રાખવાનો છે. અહિંથી તે ઘણો દૂર નહિ, એટલે ઠીક પડશે.

**મોહન** : હા, હા, એ સારી વાત છે. વસંતપંચમીનાં જ લગ્ન ઠરાવી દઇયે. તમારે તો કાંઈ વાંધો નથીને ?

**સુર્ય** : મારે ક્યાં કોઇ ઘરડાઓ છે કે કાંઇ વાંધો હોય ! મારે તો જે કરો તેમાં તમે સૌ છો. તમારી મરજી તે મારી મરજી.

( પડદો પડે છે. )

## પ્રવેશ બીજો.

( સરલા અને સુર્યકાંત–સ્થળ : પોતાનો બંગલો )

**સરલા** : હાશ, આજે કેટલે વખતે મારી મનકામના સિદ્ધ થઈ.

**સુર્ય** : કેમ, શી કામના ?

**સરલા** : તમે પણ અજાણ્યા થઇને પૂછો છો ને ? બા અને બાપાજી બહુજ વહાલા લાગે, એમનો સ્વભાવ પણ બહુ સારો, પણ કાંઈ સ્વતંત્રતાની તોલે આવે ? અને વળી, હું તો રોજને રોજ તમને બાપાજીના દીવાનખાનામાં મળીને કંટાળી ગઈ હતી. એ તો જાણે ચોકી પેરા પેઠે સદાય પાસે, એટલે રાત જ ના પડે.

**સુર્ય** : એમ કે ? જોજે હો ! ચોવીસ કલાકનો દિવસ તને નહી ગમે.

**સરલા** : ના કેમ ગમે ? એવું હોત તો તમને પસંદ જ શા માટે કરતે ? કોલેજમાં તમે ભાષણ આપતા હતા ત્યારથીજ હું તો તમારા ઉપર મોહી હતી અને બી. એ. થયા પછી મેં જ બાપાજીને કહીને તમારી પસંદગી કરી. મારાં માતપિતા વળી સારાં કે વેરી ના થયાં.

**સુર્ય** : તોપણ તને કાંઈ ટટળાવી ઓછી ?

**સરલા** : બાપાજીનું એમ કહેવું હતું કે પુરતી કમાણી વિના ઘરભારનો બોજો માથે ના લેવો. વળી એ એમ પણ કહેતા હતા કે સંવનન

કાળ જેમ લાંબો હોય તેમ સારૂં. આટલી મોટી ઉમરે આપણને આવી છુટ આપીને તેમણે પોતાનું સુધારકપણું સાબીત કરી આપ્યું છે.

**સુર્થ** : તારાં બા આ સૌ પસંદ કરતાં હતાં?

**સરલા** : એ તો બ્રહ્મા જેવાં છે. બાપાજી જે કહે તે સારૂં જ હોય, એવી માન્યતા એ તો સદાયે રાખે છે. અને જુવોને! રૂપાનાં કેટલાં-બધાં વાસણો એમણે મને આપી દીધાં. કબાટના એ ખાનાં ભર્યાં છે.

**સુર્થ** : તું જબરી નસીબવાળી છું. આટલી અનુકૂળતા આપણા દેશમાં કઈ છોકરીને મળે? પણ લોકો કહે છે કે તમારૂં ઘર નાસ્તીક છે, તે ખરી વાત?

**સરલા** : બાપાજી તો બહુ જ આસ્તિક છે. પણ તે સમાજીસ્ટ છે. પરમાત્માના અસ્તિત્વમાં માને છે, મૂર્તિમાં નથી માનતા અને રૂઢીને નથી ગણતા. આપણાં લગ્ન સમયે તેમણે ગણેશ સ્થાપના ના થવા દીધી એટલે લોકો તેમને નાસ્તિક કહે તેમાં શી નવાઇ? અમારે ઘેર રોજ રાત્રે અરધો કલાક ઇશ્વરસ્તવન થવાનું. ભોળાનાથ સારાભાઈની ઇશ્વર પ્રાર્થનામાળા મારે તો કંઠે છે. કોઈ કોઇ વાર બાપાજી ધર્મ સંબંધી વાતો પણ અમને કહે. પરંતુ એમનો ધર્મ એટલે ભૂતદયા તેમજ વ્યવહારમાં ધર્મ, નીતિ અને નિત્યજીવન જુદાં ના જ પડાય એ વાત તેઓ હંમેશાં કહેતા હતા.

**સુર્થ** : ઓ હો, આ તો વળી મેં નવું જાણ્યું. તારા બાપાજી તો જાણે મોટા ધર્મગુરૂ! કેશવચંદ્રસેન જેવા!

**સરલા** : ભલે તમે મશ્કરી કરો. પણ હું બધુ ખરૂં જ કહું છું. એકવાર લોકલમાં થર્ડ કલાસના પાસ સાથે હું સેકંડ કલાસમાં બેઠી હતી. તે દિવસે બાપાજીએ સેકંડ કલાસની એક ટીકીટ લઇને ફાડી નાંખી હતી. એકવાર બાએ મોટી દુધી એક વાડીવાળી પાસેથી લીધી હતી. બા કહે કે ચાર શેર છે અને બે આનામાં આ પેલી

બાઇએ આપી. બાપાજીએ જોયું કે તે આઠ શેરની દુધી છે. એટલે બાને કહ્યું કે પેલી બાઇને બીજા બે આના આપી દે.

**સુર્ય** : એ બધું ઠીક છે. પણ આપણે વૈષ્ણવ કહેવાઇયે, અને કૂળધર્મ તારા બાપાજી નથી પાળતા તે મને તો કાંઇ ઠીક નથી લાગતું. મેં અંગ્રેજી કેળવણી લીધી છે, તોપણ બારે માસ એકાદશી કરૂં છું. વાર તહેવારે હવેલીએ પણ જઉં છું. અને લગ્નક્રિયા આ નવીન વિધિએ થઈ તે પણ મને ઠીક ના લાગી. પરંતુ તારા પ્રેમને ખાતર અને તારા બાપાજીના માનની ખાતર હું કાંઇ બોલ્યો નહિ. છતાંયે મંદિરે મેં ભેટ મોકલી દીધી છે.

**સરલા** : તમારી મોટી મહેરબાની. પણ હું કોઈ દિવસ મંદિરે જઉં તે આશા ના રાખશો. પરંતુ હવે આવી વાતો જવા દો. મારૂં સંગીત તો સાંભળો.

**સુર્ય** : હા, મારાં વિણાધારિણી! આપો તમારી પ્રસાદી.

( પડદો પડે છે. )

## પ્રવેશ ત્રીજો.

( સુર્યકાંતનો બંગલો. મધરાતનો સમય. અંધારી રાત. )

( વેંટીલેટરમાંથી હાથ ઘાલીને, બારી ઉઘાડી એક ઘરફોડુ દાખલ થાય છે. બત્તી બહુ ધીમી બળે છે. ફાટેલી બંડી અને કછોટાભેર તે છે. તેની એક આંખ ગયેલી છે, ઉપર મોટો ઘા હોય એમ લાગે છે. )

**ચોર** : ચાલો, બધું લાગે છે તો ઠીક. હજી સુધી કાંઈ અવાજ નથી થયો. થોડું ઘણું જે મળે તે લઇને ચાલી જાઉં.

**સરલા** : ( બાજુના ઓરડામાં. ) દીવાનખાનામાં કાંઇ પગરવ લાગે છે. કોણ હશે? એ તો ડીનર પર ગયા છે. હું તો એકલીજ છું.

( બારણું ઉઘાડીને જુવે છે. ચોર તેને જુવે છે. એકદમ પીસ્તોલ તાકે છે.)

**ચોર** : ખબરદાર ! બુમ પાડશો તો જીવ જશે.

**સરલા** : ( ગભરામણ છુપાવીને ) શું છે ભાઈ ! હું નહીં બુમ પાડું. ધીરા થાવ.

**ચોર** : તમારા લોકોનો શો વિશ્વાસ ? પણ બોલશો નહીં તો હું ઇજા નહીં કરૂં.

**સરલા** : હા, હું જાણું છું. તમારે નાસી જવું છે ને ?

**ચોર** : હા. મારી કોથળી સાથે જતા રહેવું છે.

**સરલા** : તો ભલે જાવ. હું નહીં બોલું.

**ચોર** : અને મારી પીઠ ફરશે એટલે પોલીસને બુમો પાડશો.

**સરલા** : ના, પોલીસને મારી મેળે તો કદી ના પેસવા દેઉં. તમારામાં ને એમનામાં લાંબો ફેર ના પડે, અને વળી કોઈને પણ જેલમાં મોકલવાની તરફેણમાં તો હું નથી. તમારી સ્ત્રી અને બાળકો બીચારાં શું કરે ? (ચોરના મુખમાંથી નીસાસો નિકળ્યો.)

**સરલા** : ભાઇ ! તમે આ કામ શું કરવા કરો છો ?

**ચોર** : આ મારો ધંધો છે. બીજા ધંધા જેવો આ ધંધો.

**સરલા** : પણ આમાં મહેનત ઓછી છે ? દહેશત કેટલી બધી ?

**ચોર**: હા, આ કાંઈ બચ્ચાંની રમત નથી.

**સરલા** : બરાબર, પણ ત્યારે તમે કાંઇ પ્રમાણિક ધંધો કેમ નથી કરતા ?

**ચોર** : ખોળી ખોળીને થાકયો તેથી.

**સરલા** : ત્યારે હું તમને કાંઈ મદદ કરૂં ? તમે આ કામ કયારના કરો છો ?

**ચોર** : આ મારો પહેલો જ હલ્લો છે.

**સરલા**: ખરેખર ! પણ તમે શા માટે આ શરૂ કર્યો, તે કહો ?

**ચોર** : ત્રણ દિવસના કડકા હતા તેથી.

**સરલા**: તે શાથી થયા? મને તમારી વાત કહો.

**ચોર**: આ કાંઈ વાત કહેવાનો સમય છે? હું તો જઉં છું.

**સરલા**: તમને મારી બીક લાગે છે, નહીં? પણ મારે ને તમારે શી તકરાર છે. તમારી થેલીમાં તમે બે રૂપાનાં વાસણ લીધાં હશે તો ભલે–મારા ઘરમાં બીજું કાંઈ ચોરવાનું છે નહી. પણ મારાથી બને તો હું તમને જરૂર સીધે રસ્તે રહેવામાં મદદ કરૂં. મારો વિશ્વાસ કરો, હું તમને વચન આપું છું.

**ચોર**: આ ધંધામાં વળી વિશ્વાસ શા?

**સરલા**: એ તો ખરી વાત, પણ એકવાર અજમાવી જુવો. તમારી પીસ્તોલ નીચે મુકો. (પેલાએ પીસ્તોલ ખીસામાં મુકી એક સ્ટુલ ઉપર બેઠો.)

**ચોર**: હું કહું ત્યારે મને સલામતીથી જવા દેશો?

**સરલા**: હા. પણ તમારી બધી વાત કહો.

**ચોર**: તમારૂં કબાટ તો મેં ઉઘાડયું. અંદર રૂપાનાં વાસણ હતાં. પણ મારે તો ખાવાનું જોઇતું હતું. રસોડામાં તમારાં માણસો હતાં એટલે ત્યાં ન ગયો. અને અહિં કાંઇ ખાવાનું મળે? જો ખાવાનું હાથ લાગ્યું હોત તો ત્રણ દિવસના અપવાસ ભાગત.

**સરલા**: શું ત્રણ દિવસના? લ્યો. અહિં બીસ્કીટ છે તે ખાવ અને આ દુધ હજી મેં નથી પીધું તે લ્યો. પણ અપવાસ કેમ થયા? મજુરીએ કેમ ના ગયા?

**ચોર**: તમે પૈસાવાળાઓ હમેશાં એજ વાત કહેવાના! પણ કોઈ દિવસ નોકરી કે મજુરીની ખોળમાં ગયા હો તો જાણોને?

**સરલા**: તમે પરણેલા છો?

ચોર: હું પરણેલો હતો. મારે બાળકો હતાં.

**સરલા**: એટલે શું તે મરી ગયાં? શાથી? મને બધું કહો.

**ચોર**: જુવો ત્યારે સાંભળો. હું જ્યુબિલી સ્ટીલવર્કસ કંપનીમાં નોકર હતો.

**સરલા** : (ચમકીને) જ્યુબિલી સ્ટીલવર્ક્સ કંપનીમાં...?

**ચોર** : હા. કેમ ?

**સરલા** : કાંઈ નહીં, કાંઇ નહીં, આગળ કહો.

**ચોર** : ઉતરાણના અરસામાં ત્યાં એક અકસ્માત થયો. સંચા-માંથી એક સળગતો અંગાર ઉડીને મારી આંખે અથડાયો. હું બેશુદ્ધ થઈ ગયો. કેટલેએક દિવસે જ્યારે મને ભાન આવ્યું ત્યારે હું ઇસ્પીતાલમાં હતો. મારી એક આંખ ઓપરેશન કરી કાઢી નાંખવામાં આવી હતી પછી કંપનીના મેનેજર અને વકીલ મારી પાસે આવ્યા. મને બહુ ધીરજ આપી અને કહ્યું કે, ઓપરેશન ના કર્યું હોત તો બીજી આંખ જતી રહેત. કંપનીએ મારી માંદગી ખાતર ત્રણસે રૂપીયા ખર્ચ્યા હતા. પચાસ રૂપીયા મારી સ્ત્રીને આપ્યા હતા. અને બીજા પચાસ તેઓએ રોકડા મને આપ્યા. હું બહુ જ નબળો હતો. મેં તેમનો ઉપકાર માન્યો. પછી વકીલ સાહેબે કહ્યું કે બે કાગળોમાં સહી કરવાની છે. આ અકસ્માતની બાબત સરકારમાં નોંધાવવાની છે, અને ચારસો રૂપીયાની પહોંચ પણ જોઇશે. મેં તો ભોળેભાવે બન્ને કાગળ ઉપર સહી કરી આપી.

**સરલા** : પછી ? એ શેના કાગળો હતા ?

**ચોર** : પછી શું ? પેલાઓ તો ઘરફોડુ કરતાં પણ વધારે હરામખોર નીકળ્યા. એ બંને કાગળોથી તો મારા બધા હક્ક તેમણે છીનવી લીધા. મને જે અકસ્માત નડયો હતો તે માટે કંપની મને બદલો આપવા બંધાયલી હતી. પાછળથી મને ખબર પડી કે મેં જો સહી ના કરી આપી હોત તો મને ત્રણ હજાર રૂપીઆ મળત. તેને બદલે ચારસો રૂપીયામાં તેમણે બધું પતાવી દીધું, અને ખોટે બહાને મારી સહી લઈ લીધી. એ દુષ્ટ વકીલને તો દેખું ત્યાંથી ઠાર કરૂં.

( સરલાના મોંમાંથી નિશ્વાસ સરે છે. તે ટેબલ ઝાલીને ઉભી થઇ જાય છે.)

એ વકીલના કારસ્તાનથી જ મારી ખરાબી શરૂ થઇ. ધાર્યા કરતા હું વધારે નબળો પડી ગયો. પછી એ કારખાનામાં મને એના એ કામ ઉપર રાખવાની ના પાડી. મારી સ્ત્રીને આપેલા પચાસ રૂપીયા તો મારી માંદગી દરમીયાન ખરચાઇ ગયા હતા. મને આપેલા પચાસમાંથી પંદર વીસ રૂપીયા ઇસ્પીતાળમાં વેરવા પડયા, અને ઘરનું ભાડું ચડી ગયું હતું તે આપ્યું. પછી નોકરીની તપાસ ચાલી. મારા જેવા નબળા થઈ ગયેલાને અને એક આંખવાળાને કોણ રાખે? મારી સ્ત્રી નબળી તો હતી જ, તેમાં અમારે ઓરડી ખાલી કરવી પડી. પછી અમે એક ઓટલા ઉપર પડી રહેતાં હતાં. તેમાં એને શરદી થઈ, તેમાંથી તેને ત્રિદોશ થયો અને એ મરી ગઇ. એટલે હું અને એ બાળકો રઝળતાં થઈ ગયાં. કોઇ કોઇ વાર મજુરી મળતી હતી, પણ તેમાંથી ત્રણ જીવનું પૂરૂં કેમ થાય? થોડે દિવસે મારી છોકરી પણ એની માની પાછળ ભુખમરાથી મરી ગઈ અને દુઃખથી છુટી.

**સરલા** : ઓ પ્રભુ! અને તમારો છોકરો કયાં છે?

**ચોર** : મારો છોકરો? હું એકવાર સરીયામ રસ્તે બોજો ઉપાડીને જતો હતો. છોકરો મારી સાથે હતો. કારણકે મારે ઘર જ નહોતું. સામસામી બે મોટરો આવી. બોજાને લીધે હું છોકરાને સંભાળી ના શકયો અને છોકરો મોટરની અડફટમાં આવ્યો. કોઇ શેઠીયો પોતે મોટર હાંકતો હતો. કોણ જાણે કેમ, સીપાઇએ તો આવીને મને જ ધમકાવવા માંડયો. મારા છોકરાને મોટરમાં ઘાલીને ઇસ્પીતાલમાં લઇ ગયા. મારે તો બોજો પોંચાડવાનો હતો, તે બીજા મજુરને આપી દીધો અને ઘસડાતો ઘસડાતો ઇસ્પીતાલમાં ગયો. ત્યાં ખબર પડી કે છોકરો તો મરી ગયો હતો. મને ત્યાંના દાક્તરે પાંચ રૂપીયા આપ્યા અને કહ્યું કે પેલા શેઠ આ આપતા ગયા છે. રૂપીયા ત્યાંજ પછાડીને હું તો ગાંડાની માફક નાઠો. તે દિવસથી હું ફર્યા કરૂં છું. છેલ્લા ત્રણ દિવસથી તો અન્ન મોંએ નહોતું મુકયું, એટલે આ

નવો ધંધો માથે લીધો છે. એક પઠાણે મને આ શીખવ્યું છે. અને પીસ્તોલ પણ એણેજ મને આપી છે. હવે તો શેઠીયા માત્ર મારા દુશ્મન છે, વકીલ મારા શત્રુ છે. હું બે ત્રણને ઠાર કરીને ફાંસીએ જઈશ તો યે શું ખોટું છે?

**સરલા**: ભાઈ! શાંત થાવ. ઈશ્વરે તમને આટલું દુઃખ આ જન્મે આપ્યું છે તે પણ ખમાય તેવું નથી. શું આવતે જન્મ તમારે વધારે દુખી થવું છે? લ્યો આ પાણી પીઓ.

( એટલામાં સુર્યકાંત ત્યાં આવી પહોંચે છે. વાતમાં હોવાથી સરલાએ દાદરમાં અવાજ ના સાંભળ્યો. આવતાવાર તે ઉશ્કેરાયલે અવાજે બોલ્યો. )

**સુર્ય**: કોણ એ હરામખોર છે? આ કબાટનું બારણું તુટેલું પડયું છે. સામાન વીખરાયલો છે? શું કરે છે તું અહિં, સરલા?

**સરલા**: તમે શાંત થાવ. કાંઈ નથી. આ ચોરી કરવા આવ્યા હતા અને તેમને નહી પકડાવવાનું મેં વચન આપ્યું છે, માટે તમે ધાંટાધાટ ના કરશો.

( સુર્યકાંતને જોઈને પેલો ચોર ઉભો થાય છે. તાકીને જુવે છે અને બોલે છે. )

**ચોર**: આજ પેલો વકીલ!

**સરલા**: ભાઈ શાંત થાવ, બેસો હમણાં આપણે ખુલાસો કરીશું.

**સુર્ય**: આ બધું શું છે?

**સરલા**: તમે આ માણસને ઓળખો છો?

**સુર્ય**: ( થોડો વખત જોઈ રહીને ) ના.

**ચોર**: છગન કરસનનું નામ સાંભળ્યું છે?

**સુર્ય**: હા, એ નામ જાણીતું લાગે છે. નીરૂ, પેલા અકસ્માત વખતનું યાદ છે.

**સરલા**: બરાબર. એનું શું થયું હતું?

**સુર્ય** : કાંઈક અકસ્માત થયો હતો, અને કંપનીએ કાંઈક પૈસા આપ્યા હતા એજને ?

**સરલા** : આપણાં લગ્ન પહેલાં તમે તમારી કંપનીના કાંઈક પૈસા બચાવી આપ્યા હતા, અને તમને કાયમ કર્યા હતા, તે જ આ અકસ્માત કે ?

**સુર્ય** : હા, એજ.

**સરલા** : પણ એ માણસે સહીઓ ના કરી હોત, અને સરકારી કમીશ્નર આગળ ખટલો ગયો હોત તો કંપનીને ત્રણેક હજાર આપવા પડત એ વાત ખરી ?

**સુર્ય** : એમાં મારે શું ? મારે તો કંપનીનું હીત જાળવવાનું હતું. મેં તો કંપનીનું હીત જોયું. સામા માણસે પોતાનું હીત જોવાનું હતું. એને ફાવે તો વકીલ કરવો હતો.

**સરલા** : માત્ર કંપનીનું હીત જોવાનું કે ન્યાય પણ જોવાનું તમારૂં કામ છે ?

**સુર્ય** : ન્યાય તપાસવાનું કામ કાંઈ વકીલનું નથી.

**સરલા** : વાહ, બહુ સારી વાત ! જે પ્રસંગને લીધે તમને કાયમની નોકરી મળી, અને જેને પરિણામે આપણાં લગ્ન થયાં, અને સુખનાં મંડાણ થયાં, તે જ પ્રસંગ આ છે. કંપનીએ પાપ કર્યું છે, પણ તેની જવાબદારી તમારે માથે છે.

**સુર્ય** : સરલા ! સરલા ! તું કેમ ઉશ્કેરાઇ ગઈ છું ? ધંધાની વાતો તું ના સમજે. તારે એ બાબતોમાં મગજમારી કરવાની જરૂર નથી.

**સરલા** : કેમ નથી ? જો હૃદય હોય તો આ માણસની વાત સાંભળો. એ અકસ્માતથી એનું આરોગ્ય ગયું, એની આંખ સાથે નોકરી ગઈ. પરિણામે સ્ત્રી મરી ગઇ. બાળકો ગયાં. એ અકસ્માતને લીધે

તમારો પગાર વધ્યો, મારાં લગ્ન થયાં. હું એ તમારો પગાર કેમ વાપરી શકું ? એ લોહીથી ખરડાયલો પૈસો છે. અરે દૈવ ! આ શું થયું ? મારા સુર્ય ! તમે આ શું કર્યું ?

**સુર્ય :** સરલા ! શાંત થા. એ માણસની હકીકતની હું તપાસ કરીશ. એને યોગ્ય બદલો આપીશ. એને જે નુકશાન થયું હશે તે હું ભરી આપીશ.

**ચોર :** તમે શું ભરી આપશો ? મારી સ્ત્રી અને બાળક પાછાં લાવી આપશો ? અને કેટલાને ભરી આપશો ? છેલ્લા છ મહીનામાં ચાર આવા કેસ થયા છે ? મગન મોતીનું તમે શું કર્યું ? ઘોંડું રામાનું શું કર્યું ? રામદીન ભૈયાનું શું કર્યું ? મહમદ ઈબ્રાહીમનું શું કર્યું ? આ ચારે જણને અકસ્માત થયા હતા, અને ચારેમાં તમે ગોટાળા કરીને બીચારા ગરીબોને રઝળાવ્યા.

**સરલા :** હેં ! આ કહે છે તે ખરી વાત છે ? તમે આ પાપ ક્યારે ધોવાના છો ? કેટલી એકાદશીઓ કરશો ?

**સુર્ય :** સરલા ! તું ધંધાની વાતમાં ના સમજે. મારે તો કંપનીનું જ હીત જોવાનું. એ લોકો વકીલ શા માટે નથી કરતા ?

**ચોર :** હવે તમારી સફાઇ જવા દો. બાઇ સાહેબ ! હું જઉં છું. તમે આજે મને ઘણું શીખવ્યું છે. હું સમજ્યો કે બંગલાઓમાં પણ કોઇ કોઇને હૃદય હોય છે. તમારી ખાતર આ તમારા પતિને જીવતા મુકું છું, નહી તો ક્યારનીએ આ પીસ્તોલ વાપરી હોત. રામ, રામ. પ્રભુ તમને સારી વાત સુઝાડે !

**સરલા :** ભાઇ, તમે આમ ચાલી ના જાવ. મારે તો તમારી પાસેથી બહુ જાણવું છે. ચોરી અને લુંટથી તમારૂં અને તમારા જેવા કેટલાનું પુરૂં થશે ? તમે ઉભા રહો. આખાયે મજુરવર્ગનો આપણે વિચાર કરવાનો છે. મારા પતિના પાપના પ્રાયશ્ચિત રૂપે હું તમને પુરી મદદ કરીશ.

( પડદો પડે છે. )

## પ્રવેશ ચોથો.

( સરલા–છગન કરસન–સુર્યકાંત–એ ત્રણ સ્ત્રી–અને બે ત્રણ પુરૂષો–મજુરો એક મોટા હોલમાં સૌ બેઠેલાં છે. )

**છગન :** સરલાદેવી ! તમે તો એક ખરેખરાં દેવી જ છો. જે દિવસથી તમે ખરી હકીકત સાંભળી છે, તે દિવસથી તમે ઝંપીને બેઠાં નથી. બરોબર પાંચ વરસ ઉપર હું તમારા ઘરમાં પેઠો હતો. આ પાંચ વર્ષમાં તમે શું શું કરી નાંખ્યું છે ? તમારે જ લીધે વકીલ સાહેબે નોકરી છોડી. તમે મજુર સંઘની ગોઠવણ કરી. અત્યારે મજુરોને વ્યાજબી દર મળે છે. મજુરોની સર્વ ફરીયાદો બરાબર સંભળાય છે. તેમને કાયદાની બધી જ મદદ મળે છે. ખરેખર, તમે તો મજુરોનાં તારણહાર છો.

**અન્ય મજુરો :** ખરી વાત છે. સરલાદેવી તો દેવી જ છે. આ હોલ પણ તેમની જ મહેનતથી થયો છે.

**સરલા :** છગનભાઇ ! તમારો ઉપકાર તે હું કેમ ભૂલું ? તમે તો મારૂં સૌભાગ્ય રાખ્યું છે. નહિં તો તે દિવસે તમે મને જરૂર વિધવા બનાવી હોત ! તમે જ મને આ સેવાનો માર્ગ બતાવ્યો છે અને વળી હજી સુધી મને મદદ કરી રહ્યા છો. તમારા વગર આ સંઘ રચાત જ નહી. તમારા વગર અમને કામની ગમ જ ના પડત. અને વળી અમે નોકરી છોડી તેમાં ત્યાગ તો કાંઇ જ નથી કર્યો. સ્વતંત્ર વકીલાત તો ચાલુ જ છે. ફક્ત ગુલામી ગઇ.

**સુર્ય :** સરલા ! મારે તો ખરો ઉપકાર તારો જ માનવાનો છે. તેં મક્કમતાથી સત્યને વળગી રહેવાનો આગ્રહ કર્યો તેથી મારી દ્રષ્ટી ખુલી. અને છગનભાઈ ! તમારો અમારે બેયે ઉપકાર માનવાનો છે. હું વ્રત ઉપવાસથી કે દેવદર્શનથી જે નહોતો પામ્યો તે તમારા સહવાસથી પામ્યો છું. વળી સ્વાર્થી શેઠની એકતરફી નોકરી છોડવાથી મને પૈસા ટકાનો ગેરલાભ પણ નથી થયો. મારી વકીલાત

સારી ચાલે છે, અને તેથી ગરીબ વર્ગની હું બહુ સેવા કરી શકયો છું. તમારા દ્રષ્ટાંતથી હું શીખ્યો કે વકીલાતમાં એકતરફી દ્રષ્ટી ના રાખવી જોઇયે. ન્યાયના પણ મદદગાર થવું જોઈએ.

**છગન** : સાહેબ ! એ બધું ગમે તેમ હોય, પણ તમે તો અત્યારે મજુરોના દેવ જેવા છો. તમારા વગર હડતાળના હક્ક સાબીત ના થયા હોત, અને કાયદામાં મજુરસંઘનો સ્વીકાર પણ ના થયો હોત. સરલાદેવીએ તો મજુરોના ઘરસંસાર પણ સુધાર્યા છે. મીલે મીલે એમને લીધેજ બાળકો માટે ઘોડીયાં, દાયણ અને દુધની ગોઠવણ થઇ છે. અત્યારે કોઇ મજુરણ તરફ મુકાદમ ઉંચી આંખ નથી કરી શકતો, એ એમના જ પ્રતાપે. સાચેજ મજુરોએ દારૂનો તો ત્યાગ જ કર્યો છે. તમે બે જણાએ તો જીવતાં જ સ્વર્ગ રચ્યું છે.

**સરલા** : ભાઈ પ્રભુનો ઉપકાર માનો. આપણે તો સૌ એનાં હથીયાર છીયે. દેશનો દિવસ સારો હશે તો સૌને સુબુદ્ધિ સુઝશે.

( પડદો પડે છે. )



૧૨

# વ્યવહારકુશળતાનો વિજય

## આદર્શને પ્રથમ પ્રહાર.

“મી. વિનોદરાય! હવે ભવિષ્યને માટે શો વિચાર કર્યો? જો તમે અમદાવાદમાં જ રહેશો તો તમને ફેલોશીપ મળશે.” મુખ્ય અધ્યાપકે પ્રશ્ન કર્યો.

વિનોદ બી. એસ. સી. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં આવ્યો હતો. તે વિજ્ઞાનનો ખંતીલો વિદ્યાર્થી હતો, પણ સાથે સાહિત્યને વિસાર્યું નહોતું. અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી, ત્રણે ભાષાના સાહિત્યનો તે ભક્ત હતો. વિજ્ઞાનથી તેની તર્કશક્તિ ખીલી હતી; સાહિત્યે તેની કલ્પનામાં વૃદ્ધિ કરી હતી. વિદ્યાર્થીઓનો તે પ્રિય સખા હતો. ગુરૂવર્ગનો તે પટ્ટશિષ્ય હતો. સર્વત્ર તેનાં વખાણ જ સંભળાતાં હતાં.

પોતાનું ચારિત્ર્ય પણ તેણે તેવું જ કેળવ્યું હતું. તર્કબદ્ધ વિચાર, વિચાર પ્રમાણે વાણી અને વર્તન, વિવેક સાથે દૃઢતા: ભવિષ્યમાં એ મહાન પદ પામશે એમ સર્વ સહજ ધારતા હતા.

ધાર્મિક વિષયો ઉપર પણ તે લક્ષ આપતો. વિજ્ઞાનના પ્રયોગો કરવામાં એ તત્ત્વજ્ઞાનને વિસર્યો નહોતો. પરિણામે એ મૂર્તિપૂજાનો વિરોધી થયો હતો. પ્રાર્થનાસમાજમાં નિયમિત જતો હતો, અને કદી યે દેવમંદિરમાં દર્શને જતો નહિ.

"નાજી, હું તો એમ. એસ. સી. માં જવા માગું છું; અને તે માટે મારે મુંબાઈ જવું જ પડશે." વિનોદે વિનયથી ઉત્તર વાળ્યો.

"તે પણ સારી વાત છે. તમે અહિં રહ્યા હોત તો અમને તો ઠીક પડત; પરંતુ મુંબાઇ જવાથી તમારા અભ્યાસમાં સારો લાભ મળશે. વારૂ, એમ. એસ. સી. થયા પછી શું કરવું છે તેનો કાંઇ વિચાર કર્યો છે? વૈજ્ઞાનિક શોધખોળ કરવા ધારી છે?"

"હજી ચોક્કસ વિચાર તો કેમ કહેવાય? પરંતુ કેવળ શોધખોળ પાછળ સમય આપવો મુશ્કેલ. તેમ એટલું તો નક્કી જ છે કે એકાદ હુન્નર• પાછળ વિજ્ઞાન વાપરીને ધન મેળવવાનો પણ મારો વિચાર નથી. અત્યારે તો એમ ધારૂં છું કે પાઠશાળાના અધ્યાપકની નોકરી હું લઈશ. તેમાં સમય ઘણો મળશે, એટલે કદાચ કોઈ શોધખોળ પાછળ સમય ગાળી શકાશે. પરંતુ હું તો મારી આસપાસનો સમાજ બહુજ ખરાબ હાલતમાં જોઈ રહ્યો છું. તે સમાજમાં સુધારણા કરવાના પ્રયોગોમાં પણ હું તત્પર રહીશ. લોકોમાં કેવળ શ્રદ્ધાએ સ્થાન કર્યું દેખાય છે, તેમને હું તર્કને રસ્તે દોરીશ; અને જેઓ પથ્થર એટલા દેવ ગણીને વખત તથા પૈસો બરબાદ કરે છે, તેમને સારે રસ્તે આણીશ."

મૂખ્ય અધ્યાપક સાહેબ, જેઓ પોતે પણ એક પુખ્ત વયના અને અનુભવી હિંદી જ હતા, તે કાંઇક નિસાસો નાંખી બોલ્યા

“ વિનોદરાય ! તમારા વિચારો સ્તુત્ય છે. હું આશા રાખું છું કે તમને પ્રભુ બળ આપે, અને અનુકૂળ સંજોગો મળે. ”

વિનોદરાય તે સમયે અધ્યાપક સાહેબના વચનનો મર્મ સમજ્યો નહિ; પરંતુ તે તેમનો ઉપકાર માની રજા લઈ ચાલી નિકળ્યો.

ઘેર આવી પિતાજીને પોતાના વિચારો જણાવ્યા. પિતાજીએ તેમાં સંમતિ આપી. મહિના પછી મુંબાઇ જવાનું ઠરાવ્યું.

* * * *

આજે રાત્રે વિનોદરાયને મુંબાઇ જવાનું છે. ઘરમાં ધામધુમ થઈ રહી છે. એક તરફ ભાથું તૈયાર થાય છે, બીજી તરફ સામાન બંધાય છે. પુરીઓના ઘીની, મુઠીયાંના તેલની, એમ જાત જાતની વાસ આવે છે. વિનોદ પોતાના ખંડમાં બેઠો છે. તેનો બાળમિત્ર પ્રમોદ ખાટલા ઉપર લાંબો થઈ પડયો છે. પ્રમોદ બોલ્યો :

“ પણ વિનોદ, તારા વિવાહની વાત તો તેં મને હજી સુધી કરી જ નહિ. ગઇ સાલ મારા લગ્નમાં તો તેં ભાગ પણ નહોતો લીધો. તેં કહ્યું કે જે લગ્ન સ્નેહલગ્ન નથી, જે લગ્ન પત્ની તથા પતિની અબાધિત સંમતિથી થયાં નથી, જે લગ્ન કેવળ સગવડીયાં લગ્ન છે, તેમાં હું ભાગ લેવાનો નથી. હા, હું કબુલ કરૂં છું કે મારાં લગ્ન તો સગવડીયાં લગ્ન જ હતાં. મારા દાદાજી વૃદ્ધ થયા હતા. મને પરણાવવાના એમને કોડ હતા, તેથી પોતાના એક બાળસખાની પૌત્રી સાથે તેમણે મારા વિવાહ તાબડતોબ કરી નાંખ્યા. એના બાપની નોકરી દેશાવર હોવાને લીધે, મેં મારી ભાવિ પત્નીને જોઈ પણ નહોતી, એ વાત પણ ખરી. પરંતુ આપણે તો આ બધી વાત કાંઇ દીલ ઉપર લેનારા નથી. જે થાય તે થવા દઇયે અને જરાયે દુઃખ મન ઉપર ના લઈયે. તું મારા લગ્નમાં ના આવ્યો તેથી મને લેશ માત્ર કલેશ થયો નથી. તારા સિદ્ધાંતની વિરૂદ્ધમાં કાંઈ થતું હોય તો તું તેમાં ભાગ લેવાના પણ આવે.”

" પરંતુ લગ્ન જેવા મહત્વના વિષયમાં પણ આવી તટસ્થતા વૃત્તિ રાખવી ઇષ્ટ છે? સ્નેહલગ્ન આપણા સમાજને કાંઈ પ્રતિકૂળ નથી. આપણાં પુરાણ અને નાટકોમાં તો સ્નેહલગ્ન વિના અન્ય લગ્ન જ નથી. ત્યારે આપણે શા માટે એ પ્રથાને પુનર્જીવન ન અર્પિયે ? જીવનસખી સ્વીકારવી તેમાં અન્ય લોકોની સગવડ શા માટે ધ્યાનમાં લેવી ? હું કબૂલ કરૂં છું કે માબાપ આપણા હિતસ્વી છે. વળી શિક્ષિત પિતા કે સમજુ માતા, કોઇ પોતાના સ્વાર્થને માટે પુત્રનો ભોગ ન આપે. છતાંયે બહુ હેતથી જે માતા પોતાના પુત્રને બહુ ખાવાનું આપે છે, તેથી શું પુત્ર માંદો નથી પડતો ? તેવીજ રીતે આપણા સ્નેહ વિનાના લગ્નથી આપણું જીવન કલેશમય ના નિવડે ? અને આ વિષયમાં આપણા સિદ્ધાંતનો ભંગ થતો હોય તો આપણે શા માટે તે બાબતમાં ભળવું જોઇયે ? તારા લગ્નમાં મારી તો જવાબદારી કાંઈજ ના રહી. હું તેથી જ હાજર પણ ના રહ્યો. "

" ઠીક પણ ભાઇ, તારા પોતાના વિવાહ થયા તેની વાત તો કર. બોલ બોલ એ શકુંતલાનું ચિત્ત તું કયા તપોવનમાંથી ચોરી લાવ્યો ? માઢવ્યની માફક મને સાથે પણ ના લઈ ગયો ? "

" તું એમ મશ્કરી ના કર. હું આ બાબતમાં બહુજ ગંભિર-પણે વિચાર કરૂં છું. વિવાહ થયો એ વાત તો મેં આજે જ જાણી. એ ત્રણ વાર ઘરમાં ગર્ભિત સૂચનાઓ થઈ હતી ખરી; પરંતુ મેં એ વિષે કાંઇ જ વિચાર નહોતા દર્શાવ્યા. આજે તો વિવાહ પણ નક્કી થયા છે, અને તેને મારે ત્યાં જમવા પણ બોલાવી છે, એમ મને ખબર પડી છે. "

" ત્યારે આપ સાહેબ શું કરશો ? આપના સ્નેહનું, સંવનનનું શું થયું ? આપ આપના પોતાના લગ્નમાં પણ ભાગ લેશો કે નહિં ? " પ્રમોદે ટકોર કરી.

"હું જોઉં છું. વિચાર કરૂં છું. આ વિવાહથી હું ક્યાં કોઈ રીતે બંધાઉં છું? મેં જમવાનું નોતરૂં આપ્યું નથી, મેં વિવાહની હા કહી નથી, એટલે મારી જોખમદારી કાંઈ નથી."

"શું ત્યારે તમારી ઇચ્છા ના હોય તો ના કહેવાની તમારી ફરજ નથી?"

"જે બાબતમાં મારી જોખમદારી નથી, તેમાં ફરજ શી રીતે આવે? મેં હા કહી નથી, તો ના શા માટે કહું? મને કોઇએ પૂછ્યું નથી તો ઉત્તર કોને આપું?"

"જા, જા, હવે એ તારૂં બધું દહોડડહાપણ જવા દે. તું ભલે પ્રથમ વર્ગમાં પાસ થયો હોય, પણ થોડું હમારૂં ત્રિજા વર્ગનું પણ વહેવારૂ ડહાપણ લે. તારી ભિરૂતા સંતાડવા તત્વજ્ઞાનની દલીલો કરવાની કાંઈ જરૂર નથી. પણ મારૂં સાંભળ. શકુંતલા બિચારી ઘણી ભલી લાગે છે. રૂપમાં તો આપણી નાતમાં તેનો જોટો નથી. રીત પ્રમાણે થોડું ઘણું ભણેલી પણ છે. માટે આમ અળગા રહેવા કરતાં યોગ્ય ઉત્સાહમાં દાખલ થા. અને તું તો હવે મુંબઇ જઈશ, એટલે પત્રવ્યવહારથી સૂચનાઓ કરી તેનાં જ્ઞાનદ્વાર ઉઘાડજે. નકામા ભણેલાવેડા કરીને આજે ઘરમાં કંકાસ ઉભો ના કરીશ. હું તો હવે જઇશ. જમવાની વેળા થઇ છે. બપોરે એએક વાગે પાછો આવીશ. દરમિયાન મારાં અભિનંદન સ્વીકારજે."

આટલું કહી, ઉત્તર સાંભળવા ના રહેતાં પ્રમોદ તો ચાલી ગયો. એણે કહ્યું તેમ એ સદાયે ત્રીજા વર્ગમાં જ પસાર થતો હતો. પરંતુ દુનિયામાં પલોટાયલો હતો. તેના પિતા તેને બાળક મુકીને જ દેવલોક પામ્યા હતા. દાદાને ઘેર, સંયુક્ત કુટુંબના એક પામર જીવ તરિકે તે ઉછર્યો હતો. રમતગમતનો શોખીન હતો; અને કેવળ ભણતર કરતાં બીજું જ્ઞાન તેણે ઘણું મેળવ્યું હતું. એ વિનોદના

ઘરમાં બધાં જોડે હળેલો હતો. ઘરનાં માણસ જેવો જ હતો. નીચે ઉતરતાંજ વિનોદની મોટી બ્હેન ચતુરાને તેણે ખોળી કાઢી અને બાજુએ લઇ જઈ કહ્યું :

" ચતુરાબેન ! જુઓ ગંગી માશી તો જુના વિચારનાં રહ્યાં પણ તમારા વિનોદભાઇ તદ્દન વિચિત્ર છે તે જાણો છોને ? માટે શકુંતલા ભાભીને બપોરે અહિં જ રાખજો. અને તમે એને ગમે તેમ કરીને વિનોદ પાસે લઇ જજો. શકુંતલા મારી દૂરની સગી પણ થાય છે. હું બે વાગતાં આવવાનો છું. તે વખતે બધો ઘાટ રચીશું. પણ ભૂલશો તો પસ્તાશો. "

આટલું કહી તે ચાલી ગયો. ચતુર અડધું સમઝી અડધું ના સમઝી, પણ બપોરે એ પાછો આવશે એમ જાણી નિરાંત વાળી.

પ્રમોદના ગયા પછી વિનોદ પણ કાંઇક નરમ પડયો. તે બોલ્યો, " નાતમાં તેના જેવી કોઇ રૂપાળી નથી. પ્રમોદની વાત તો ખરી જ છે તો ! શું ન્નાત બહાર લગ્ન થઈ શકવાનાં છે ? જો સ્નેહલગ્નની ભાવના કરીયે તો પછી કાંઈ પણ અંતરાય સ્નેહની વચ્ચે આવવાં ના જોઇયે. પણ સ્નેહપાત્રોની વચમાં જ્ઞાતિભેદનો અંતરાય આવે તો ? અને નાતો તો જોઇયે તેટલી. એટલે શું નાતનીજ કન્યા સાથે સ્નેહ કરીને પછી લગ્ન કરવા ? એટલે કે પ્રથમ કન્યા ખોળી પછી સ્નેહ કરવો. ઠીક ભાઈ, એ પણ એક નવું તત્ત્વજ્ઞાન ! પણ ત્યારે કરવું શું ? મારી જુલીયેટ, મારી નુરજહાં, મારી માલતી, મારી સંયુક્તા, એ એ બધું શું આ મારી માતાએ પસંદ કરેલી આ નામધારી શકુંતલા ! હાસ્તો. બીજું શું ? ધારો કે હું આડો પડું. પરિણામ શું ? ક્લેશ. વળી આના કરતાં સારી આ નાતમાં બીજી નથી. ત્યારે શું નાત બહાર સ્નેહ થાય તો લગ્ન કરવાં ? હું તૈયાર હોઉં પણ અન્ય કોઇ કેમ તૈયાર હોય ? વળી કોણ હિંદુ સ્ત્રી મોટી ઉમ્મરે કુમારિકા

હોય ? ત્યારે શું મારે અવિવાહિત–આ જન્મ અવિવાહિત–રહેવું ? કે હિંદુ કોમ બહાર લગ્ન કરવાં ? બધું વિચારતાં મને લાગે છે કે આ વિવાહમાં પ્રતિકૂળ ના થવું.

## ૨. શંકુતલા જમવા આવી.

વિનોદના ઘરમાં તે દિવસે બધાં દેખીતા આનંદથી જમ્યાં. પુરૂષવર્ગ પ્રથમ જમ્યો. જમીને તેઓ સૌસૌને સ્થાને ગયા પછી સ્ત્રીવર્ગ જમ્યો. નાતના રીવાજ પ્રમાણે સગાંવહાલાં કન્યાનું મોં જોવા આવ્યાં હતાં. તેમણે મોં જોઈ રીતે પ્રમાણેની ભેટ આપી. બૈરાંનોજ બધો કારભાર હતો, અને પચાસ રૂપિયાનો બધો મેળ મેળવતાં ખાસો એક કલાક થયો. આ બધા કારભારમાં શકુંતલાનો ગૌણ ભાગ જ હતો. એ તો એક ખુણામાં બેસી રહી હતી અને વિનોદને તો આ સમારંભમાં હતું જ શું ? એ તો ઘરના કયાએ ભાગમાં હશે તે કોઈ જાણતું પણ નહોતું. લગભગ બે વાગ્યાનો સમય થયો. બહારની સ્ત્રીઓ વિખરાઇ ગઇ, અને પ્રમોદ આવી પહોંચ્યો. ગુપચુપ વિનોદની મેડીયે તે ચડી ગયો. વિનોદની પીઠ દાદર તરફ હતી. સામાન બંધાયો નહોતો. કપડાં બધાં વેરાયલાં પડયાં હતાં. અને એક આરામ ખુરશી ઉપર વિનોદ ઉંડા વિચારમાં પડયો હતો. પ્રમોદ આ સ્થિતિ જોઇને વિનોદને ખબર પાડયા વિના જ પાછો વળ્યો. ચતુરાબેનને ખોળી કાઢયાં અને પૂછયું. " શકુંતલા કયાં છે ? મેં કહ્યું તે કર્યું ? "

" ના પ્રમોદભાઇ, તમારૂં કહેવું મારા ધ્યાનમાં તો હતું, પણ બધાંની વચમાંથી હું એમને શી રીતે ઉપર લઇ જઉં, અને બધાં વિખરાયાં તેની સાથે શકુંતલાભાભી પણ ગયાં. એમનાં માશી આવ્યાં હતાં તે તેમને સાથે તેડતાં ગયાં. "

પ્રમોદે નિશ્વાસ મૂકયો, અને વિનોદ પાસે ચાલ્યો. એ આવ્યો તેના ખડખડાટથી વિનોદભાઈ વિચારનિદ્રામાંથી જાગ્યા, અને તેની

સાથે હસીને વાતે વળગ્યા. પ્રમોદે તો ધાર્યું હતું કે આજે વિનોદ તેના વિવાહ સંબંધમાં જ ઉકળાટથી વાત કરશે, પણ એણે તો અભ્યાસની અને મુંબાઇની જ વાતો કરી. પછી કપડાં પણ બાંધી દીધાં અને ચ્હા પીવાનો સમય થયો તેટલામાં તો એ તદ્દન નવરો થયો. તે જ સમયે તેનો નોકર બોલાવવા આવ્યો અને કહ્યું કે બાપાજી બોલાવે છે.

વિનોદ અને પ્રમોદ બંને ગયા. વિનોદના પિતા માણેકલાલજીએ પ્રમોદને આવકાર આપ્યો. અને પૂછયું, " પ્રમોદ, તું પણ મુંબાઈ જવાનો કે ? "

" નારે સાહેબ ! આપણું એ ગજું નહિ. જે પૈસા નશીબમાં હશે તે ખાઇશું. " એ સાંભળી સૌ હસ્યા. માણેકલાલની પાસે ચંદુલાલ આવ્યા હતા. ચંદુલાલ તે વિનોદના સસરા—શકુંતલાના પિતાજી. આજે વિનોદ–તેમનો ભાવિ જમાઇ જવાનો હતો તેથી મળવા આંવ્યા હશે. પ્રમોદ આ ખેલ જોઈ રહ્યો.

" જુવો ચંદુભાઈ, વિનોદરાયને હવે બે વર્ષ મુંબાઇ રહેવું પડશે, અને પછી એ અભ્યાસમાંથી પરવારશે. આ હવેનાં ભણતર. બાવીસ ત્રેવીસં વર્ષે એનો પાર આવશે તો તો એનું એક્કે વર્ષ બગડયું નથી. નહિં તો વળી એટલું વધારે. સત્તરે વર્ષે નોકરી ઉપર જોડાયો હતો. પણ એ વખત જુદા. "

" માણેકલાલભાઇ, આયુષ્ય ટુંકાં થાય છે, અને ભણતર લંબાય છે. હાલની પ્રજા લાંબી જીંદગી કયાં ભોગવે છે ? પણ તેનો ઉપાય શો ?"

" એ તો કાંઇ નહિ. સમય પ્રમાણે ચાલવું, બીજુ શું ? "

એટલામાં ચ્હા આવી. સર્વેએ પીધી. થોડીવાર આડીઅવળી વાતો કરી, અને ચંદુભાઇ ઉઠયા. ઉઠતાં ઉઠતાં વિનોદની પાસે ગયા અને કહ્યું :

" વિનોદરાય, મુંબાઈમાં શરીર સાચવજો. અત્રે આવતા રહેજો. તદ્દન મુંબાઇગરા થઇ જવામાં માલ નથી. રાત્રે સ્ટેશન ઉપર કદાચ મારાથી નહિ આવી શકાય. લ્યો આ વિદાયગીરી. "

આટલું બોલી વિનોદ સમજી શકે તે પહેલાં તો એના હાથમાં પાંચ રૂપિયા પડયા, અને " માણેકલાલભાઇ પધારજો," " ચંદુભાઇ આવજો " એ બોલ કાને પડયા. વિનોદ અને પ્રમોદ ત્યાં બેઠા. માણેકલાલે સામાન બંધાયો કે કેમ તે પૂછયું. અને ઓઢવાના લેવા સંબંધી સૂચનાઓ કરી. પછી કહ્યું કે હું હમણાં રણછોડજીનાં દર્શન કરી જલદી પાછો આવું છું. આજે બહાર જવાનો નથી. આમ કહી તે ચાલ્યા. વિનોદ તથા પ્રમોદ પાછા વિનોદની મેડીએ ગયા.

પ્રમોદના મનમાં વિવાહ સંબંધી વિનોદની બહુ જ મશ્કરી કરવાની લાલચ થઇ હતી; પરંતુ તેને વિનોદના મનની સ્થિતિની દયા આવી અને તેણે બીજી જ વાતો કરી.

ટ્રેનનો સમય થતાં વાળુ કરી લઇને સૌ સ્ટેશન ઉપર ગયાં. ઘરમાંથી નિકળતાં ગંગા માશીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. બધાં નિકળતાં હતાં અને સામેથી શકુંતલા તથા તેની બા આવ્યાં. વિનોદનાં સાસુ બોલ્યાં :

" ફતેહ કરો વિનોદરાય, શુકન બહુજ સારાં થયાં છે. બહુ માન સાથે તંદુરસ્ત શરીરે વહેલા વહેલા પાછા આવો. " એમ કહી તેમણે તેના હાથમાં બે રૂપિયા મૂકયા.

## ૩. મુંબઇમાં.

મુંબાઇમાં વિનોદને પૂર્ણ આનંદ અને ઉત્સાહ હતાં. સમાજનાં દૂષણો તરફ ધ્યાન આપવાનો તેને અવસર જ નહોતો. મુંબાઈનાં જ્ઞાનદાયી સાધનો, ઉત્તમ અધ્યાપકોનો સહવાસ આ સર્વને લીધે તે કોઈ જુદી જ દુનિયામાં વિચરતો હતો. વળી છાત્રાલયમાં રહેવાનું હતું. બિનજવાબદાર વિદ્યાર્થીઓનો જ સદા સહવાસ હતો. વાંચવામાં પુષ્કળ વખત જતો હતો. તે ઉપરાંત રસાયનશાસ્ત્રના પ્રયોગો તે કરતો હતો. એટલે નાત જાતના રીત રીવાજો, સમાજના કુરીવાજો,

વગેરેનું અસ્તિત્વ જ તે વિસરી ગયો હતો. તેની આસપાસના વાતાવરણમાં જ્ઞાતિભેદ નહોતો, કુરીવાજો નહોતા, વહેમી આચરણ નહોતા. ઘેરથી કાગળો આવતા હતા, તેમાં પણ ફક્ત સામાન્ય સમાચાર અને કુશળતા સાચવવા માટે સૂચનાઓ સિવાય કાંઇજ આવતું નહિ.

આ સુંદર સૂરમાં ફક્ત બેસૂરો તાલ પ્રમોદના પત્રો પૂરતો હતો. પ્રમોદ જાણતો હતો કે વિનોદભાઇ સ્વપ્નસૃષ્ટિમાં વિચરતા હતા અને વારંવાર તે વ્યવહારૂ વાતો તેની રમુજી ઢબે લખતો હતો, અને કહેવાતા સિદ્ધાંતવાદીઓમાં સ્ખલનો બહુજ કરપીણ રીતે તેના પત્રોમાં ચીતરતો હતો. કોને ખબર કે તે વિનોદને મદદ કરતો હતો કે તેના સિદ્ધાંતોને–તેની ભાવનાઓને–તેના આદર્શોને–હચમચાવતો હતો !

ત્યાર પછી થોડા દિવસ માટે પ્રમોદ મુંબાઈ આવ્યો. વિનોદની જોડેજ તે રહેતો હતો. વિનોદના મિત્રો, વિનોદના વિચારો અને વિનોદની પ્રવૃત્તિઓનું તે પોતાની ઝીણી દુનિયાદારી નજરે નિરીક્ષણ કરતો હતો. વિનોદની સાથે એક બેંગલોરી કન્યા અભ્યાસ કરતી હતી. તે બેઉને મૈત્રી થઇ હતી. તે કન્યા મીસ શ્રીરંગમ જરા શામળી ખરી પણ બહુજ ઘાટદાર મોંની હતી. સુંદર અને સફાઇવાળી અંગ્રેજી ભાષામાં બહુજ કોમળ સ્વરે તે વાતચીત કરતી હતી. તેની ખાસ ઢબે પહેરાયલું, બેરંગી રેશમી કપડું, તેના નાકની નાની સરખી ચુની સાથે બહુજ શોભતું હતું. તે જરાયે શરમાળ નહોતી છતાં વિનયી હતી, અને બહુ બહુ વિષયો ઉપર વાતો કરતી હતી. વાતોડીયણ લાગતી નહોતી, છતાંયે બોલવાનો હકક તે જ સ્વાધીન રાખતી હતી.

પ્રમોદના વિનયી સ્વભાવથી તેને બહુજ આનંદ થયો. તે બંને થોડા વખતમાંજ મિત્રો થઈ ગયાં. પ્રમોદ નવરો હતો. વિનોદ હમણાં બહુજ કામમાં હતો. પ્રમોદ સાથે તે બજારમાં કે સીનેમામાં જઇ

શકે તેમ નહોતું. મીસ **શ્રીરંગમે** કહ્યું કે મારો ભાઈ જુનીઅર બી. એ. માં છે તે હાલમાં નવરો છે. તે **પ્રમોદરાય** સાથે જશે, અને વળી સાથે હું પણ જઈશ. **પ્રમોદને** તો આ જોઇતું જ હતું. તેની દુનિયાદારીની નજરે **વિનોદ–શ્રીરંગમની** મૈત્રિનું કાંઇ કાંઇ પરિણામ અવી શકે એમ લાગતું હતું.

સાંજે **પ્રમોદ, શ્રીરંગમ** અને **પટ્ટાભિષમ–શ્રીરંગમનો** ભાઇ એ ત્રણે જણા બહાર નીકળ્યાં. થોડી ખરીદ કરી. **પ્રમોદે** બે સાડીઓ લીધી. એટલે **શ્રીરંગમે** પૂછ્યું, " તમે લગ્ન કર્યાં છે કે ? "

" હા. " **પ્રમોદ** બોલ્યા, " એક સાડી મીસીસ **પ્રમોદ** માટે લીધી છે, પણ આ બીજી કોને માટે હશે ? બોલો, તમે કલ્પી શકો છો ? "

આ પ્રશ્નમાં **પ્રમોદનો** ઉંડો હેતુ હતો. તેણે **શ્રીરંગમ** સામે તિક્ષ્ણ દષ્ટિએ તાકીને જોયું.

" ના, હું શું ધારી શકું ? કદાચ તમારી બહેન માટે હશે. બોલો ખરી વાત ? "

" થોડું ખરૂં ને થોડું ખોટું. " **પ્રમોદ** બોલ્યો, " બહેન તો ખરી, પણ આ સાડી બહેન તરિકે નથી આપવાની. **શકુંતલાનું** નામ તમે કોઇવાર સાંભળ્યું છે કે નહિ ? "

" **શકુંતલા** કોણ ? તમારા ઓળખીતાઓનાં નામ હું કેમ જાણું ?"

" શું **વિનોદરાયે** પોતાના ભાવિ પત્નીનું નામ પણ તમને નથી કહ્યું ? કદાચ આ સાલ તેમનાં લગ્ન થાય માટે આ સાડી મેં **શકુંતલાને** ભેટ આપવા લીધી છે. તે મારી દૂરની બહેન થાય છે. તેને આ ભાત બહુ જ ગમે છે. અને હું ધારૂં છું કે તેને તે શોભશે પણ ખરી. "

આ વાત **શ્રીરંગમે** બહુજ હોંશથી સાંભળી. તે સાંભળી બહુ જ આનંદ દર્શાવ્યો. પણ મુખ ઉપરથી નિરાશાની નાની વાદળી પસાર થઈ તે **પ્રમોદની** તીક્ષ્ણ નજર બહાર ના રહી.

ત્યાંથી તેઓ સૌ દરિયા કીનારે ફરવા ગયાં. વાતમાં **પ્રમોદે** જાણી લીધું કે **શ્રીરંગમ**ના પિતા સરકારી હીસાબી ખાતામાં બહુ મોટા હોદ્દેદાર છે. તેનું કુટુંબ નિડર સુધારક છે. તેના એક મોટા ભાઇ સીવીલીયન હતા અને તેમણે એક બંગાળી બાળા સાથે સીવીલ મેરેજથી લગ્ન કર્યા હતાં. દરીયે ફરીને સૌ સીનેમામાં ગયાં, અને વાળુ વખતે તો પાછા ઘેર હાજર થઈ ગયાં. **પ્રમોદે** આજે બહુ આનંદ અને જ્ઞાન મેળવ્યાં હતાં. **પ્રમોદ** પોતાનું કામ પૂરૂં કરી થોડે દિવસે પાછો ફર્યો.

## ૪. બે પત્રો.

**પ્રમોદ**ના પાછા ફર્યા પછી બરોબર એક મહિને વિનોદ ઉપર તેના પિતા **માણેકલાલ**નો પત્ર આવ્યો.

ચી. વિનોદભાઈ,

તમે કુશળ હશો. અભ્યાસ સારો ચાલતો હશે. શરીર બરોબર સંભાળજો. બીજું, તમારા લગ્નનું મહુરત જોડાવ્યું છે. મે માસના પહેલા અને બીજા અડવાડીયામાં, એમ બે મહુરત આવે છે. હાલ તરત પહેલું મહુરત ઠરાવ્યું છે તે સહેજ જાણવા લખ્યું છે. વખત બહુ ટુંકો રહ્યો છે એટલે તૈયારી જરા ઉતાવળમાં કરવી પડશે. પણ તમારી બા તથા **ચંદુભાઇ**નો અતિ આગ્રહ હતો એટલે હમણાં લગ્ન રાખ્યાં છે. મારો વિચાર તો આવતા શીયાળામાં હતો. ચાલો પણ જે થાય છે તે ઠીકજ થાય છે. અને **શુભસ્ય શીઘ્રમ્** એ સિદ્ધાંત ધ્યાનમાં રાખ્યો છે. મુંબાઇથી કાંઈ ચીજભાવ લાવવાં હોય તો લેતા આવશો. તે માટે રૂ. ૧૦૦ વધારાના મોકલ્યા છે. ત્યાંથી કોઇ તમારા ઓળખીતાને ઇજન મોકલવાનાં હોય તેમનાં નામ લખી મોકલજો એટલે બારોબાર કંકોત્રી મોકલીશું. એજ.

લી. તમારા બાપાજીના આશીર્વાદ.

આ કાગળ વાંચતાં જ વિનોદ તો ઠંડો થઇ ગયો. હજી સુધી પોતાના વિવાહ થયા છે, એ વાત જ એના મનમાં ઠસી નહોતી, તો પછી લગ્નનો વિચાર તો કયાંથીજ આવે ? અને આ કાગળ વાંચતાં જ તેનાં મનઃચક્ષુ સમક્ષ શ્રીરંગમની પ્રફુલ્લિત, સૌંદર્યપૂર્ણ અને મોહક મૂર્તિ ઉભી થઇ. હૃદયમાં કાંઈ ચચરાટ થયો અને બેચેની લાગી. અને આગલી જ સાંઝે બનેલો એક બનાવ યાદ આવ્યો. હમેશની માફક પોતે અને શ્રીરંગમ કૉલેજના સમય પછી વાત કરતા હતા. તેમાં અર્વાચીન હિંદુ સમાજની જ વાત નિકળી. અને શ્રીરંગમે વાતમાં ને વાતમાં પ્રેમલગ્ન પ્રત્યે પક્ષપાત દર્શાવ્યો. એટલુંજ નહિં પણ કેળવાયલા અને સુધારક વિચાર ધરાવનાર નવયુવકો જ્યારે એક યંત્રની માફક પોતાના લગ્ન સમયે સર્વ વિધિ કરે છે, પોતાના જૂના જમાનાના માતાપિતાએ અથવા તો ફક્ત અર્ધશિક્ષિત માતાએજ પસંદ કરેલી કન્યાને વગર વિચારે જ કબૂલ કરે છે, ત્યારે તો, તેણે કહ્યું, " મનની ગુલામીની હદ આવી જાય છે. મને તો આવા યુવકો પ્રત્યે ઉંડો તિરસ્કાર ઉત્પન્ન થાય છે." આવા વિચારો કાંઈ તેના નવા નહોતા, પરંતુ તે સાંજે તે બહુ જ ઉશ્કેરાઇ જઈને બોલી હતી. વળી તે સમયે વિનોદે તેને સહેજ અંગત પ્રશ્ન પણ કર્યો હતો કે તમારી જ્ઞાતિની બહાર લગ્ન કરવાનું ના હોય તો તમે શું કરો ?

" પણ જ્ઞાતિની બહાર લગ્ન કરવાનું ના હોય જ કેમ ? જો જ્ઞાતિઓના ગમે તેવા કુંડાળા થઇ ગયા હોય, જો તેમાંનાં કેટલાએક ધનબળવાળા નરપશુઓ, મારા વડીલોની મૂર્ખતાનો લાભ લઈ, મારો હાથ ગ્રહવા માંગતા હોય, મારાથી જ્ઞાતિ બહાર નથી જવાતું તે વિચારથી તેઓ મારા ઉપર એક પ્રકારનું આધિપત્ય ભોગવવાની ઇચ્છા ધરાવતા હોય, તો હું કાંઈ તેમને તાબે થવા બંધાયલી નથી. અરે ! એવાની સાથે ઉભા જ કેમ રહેવાય ! એ તો રૂઢીને

નામે, ધર્મને નામે, વ્યભિચાર કરવાની કોઇને તક આપી કહેવાય. અને તે પાપની હું ભાગીયણ બનું ? ના, ના, વિનોદરાય ! કદી નહિ મને તેવી અધમ કે નબળી તમે ના ધારશો. હું કરૂં તો તો બસ પ્રેમ-લગ્ન જ, પછી ભલે તે ગમે તે જ્ઞાતિમાં હોય ! ”

આ શબ્દો બોલતી વખતે શી તેની તીવ્રતા હતી ! મુખ પર શી ખુમારી હતી ? આંખમાં શાં અંદોલનો હતાં ! વિનોદરાય તો બિચારો ઢીલો જ થઇ ગયો હતો, અને ઘુટણીએ પડીને તેને તો પ્રેમભિક્ષા માંગવાની બાકી રહી હતી. તે વખતે પહેલી જ વાર તેના મનમાં એમ વિચાર આવ્યો કે શું અમે એ લગ્ન ના કરી શકીયે ?

આવી તેની સ્થિતિ હતી, તેમાં પિતાજીનો પત્ર આવ્યો. પત્ર લીધો. વાંચ્યો, ફરી વાંચ્યો. ઓરડીમાં ફેરા મારવા માંડયા. શું કરવું તે સૂઝયું નહિ. એટલે બીજા કાગળો તરફ નજર કરી. તેમાં પ્રમોદનો કાગળ હતો તેમાં લખ્યું હતું:—

ભાઈ વિનોદ,

મારા અભિનંદન સ્વીકારજે. તારા પિતાજી કહેતા હતા કે મે માસના પહેલા અડવાડીયામાં તારાં લગ્ન નકકી થયાં છે. મને તો આ સાંભળી બહુ જ હર્ષ થયો છે. શકુંતલા મારી બહેન તો થાય, પણ તેના સંબંધી કાંઇ માહિતી પ્રથમ મને નહોતી. તારી સાથે વિવાહ થયા પછી મેં ત્યાં જવાનો પ્રસંગ વિશેષ રાખ્યો છે. ખરેખર, તે બહુજ નિખાલસ અને ભલી છોકરી છે. ચપળ પણ છે. પરંતુ ભણાવી હોય તો ભણેને ! તારા જેવા રસજ્ઞ અને વિદ્વાનના સમાગમથી તથા સહાયથી તેનો વિકાસ બહુ ઉત્તમ પ્રકારે થશે. મારા જેવા વ્યવહારૂ વિચારના માણસને તો કયારનુંએ એમ થતું હતું કે જો તમારાં લગ્ન વહેલાં થઈ જાય તો શકુંતલાનો વિકાસ તું કરી શકે. ચાલો હવે જે થાય છે તે સારૂં જ થાય છે. એ ઘરરખુ ગૃહિણી

તો બનશે જ તેમાં મને સંદેહ નથી. હવે તેને તારી સહચરી બનાવવી તે તારૂં કામ છે. અમે તો ભાઈ આ દૂનિયાના રહ્યા. જમીન જોઇને ડગલું ભરીયે. તમે ઉચ્ચગામી પુરૂષોનું કાંઇ કહેવાય નહિ. પરંતુ ધ્યાનમાં રાખજો કે તારાઓ તરફ દૃષ્ટિ કરી ચાલતાં, નીચેના ખાબોચીયામાં ખરડાવ નહિ. કે ખાડામાં પડી પગ ભાંગી ન લો. આદર્શસૃષ્ટિ તો સ્વપ્નસૃષ્ટિ છે. તેના કરતાં જાગૃતસૃષ્ટિનાં સુખ લ્યો અને સાથે જવાબદારીઓ પણ લ્યો ! ! ફરી ફરી મારાં અભિનંદન સ્વીકારજે.

લી० તારોજ સદાનો
**પ્રમોદ.**

આદર્શ તરફ ઝુકાવતા તેના હૃદયમાં પ્રમોદના પત્રથી, ‘ વ્યવ-વહારૂ ’ પણાનો પ્રશ્ન પેઠો. તેનાં ઉત્સાહ તેમજ અકળામણ અડધાં થઈ ગયાં. હૃદયમંથન તો ઘણું થયું, પણ પરિણામે એમાંથી એક પણ પત્રનો ઉત્તર તેણે લખ્યો નહિં. અને વખત તો જોતજોતામાં પસાર થવા લાગ્યો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ વિનોદ-ના મનમાં પોતાનું લગ્ન સ્વાભાવિક લાગવા માંડયું. અને અંતઃ-કરણનો અવાજ કે સિદ્ધાંતનો વાંધો કે એવું કાંઇજ વચ્ચે નડયું નહિ.

## ૫. પડદા પાછળ પ્રમોદ.

અમદાવામાં લગ્નની તૈયારીઓ ઝપાટાબંધ ચાલતી હતી. પ્રમોદ એ સર્વમાં મૂખ્ય ભાગ ભજવતો હતો. ખરૂં પુછો તો આ લગ્નનાં મહુરત ઉતાવળાં લેવડાવવામાં પણ તેનોજ હાથ હતો. મુંબઇથી પાછા ફરતાં જ તેના વ્યવહારૂ મનમાં તો નિશ્ચય જ થઈ ગયો હતો કે એક વર્ષ જો આ પ્રમાણે ચાલશે તો વિનોદભાઈ હાથમાં રહેવા મુશ્કેલ છે. અત્યાર સુધી તેના વિચાર સામાજિક બાબતોમાં ગમે તેવા ઉગ્ર હતા, પણ તે કુટુંબમાં રહેતો હતો. નાત જાત સાથે તેને સંબંધ હતો. પ્રમોદ જેવા મિત્રોનો સતત સહવાસ

હતો, એટલે આ વિચારો તે વિચારો જ રહેવાનો સંભવ વિશેષ હતો. પરંતુ મુંબાઈની વાત તો જુદી હતી. ત્યાંનું વાતાવરણ બહુ જ સ્વતંત્ર. ત્યાંના મિત્રો પણ જુદી જ જાતના. કુટુંબનો કે નાતીલાઓનો સહવાસ પણ નહિ, એટલે વિચારતરંગોની કાંઈ હદ રહે તેમ નહોતું. તેમાંયે વળી પ્રમોદે તો ત્યાંની મંડળીનો જાતિ અનુભવ કરી જોયો, એટલે તેને લાગ્યું કે હવે તો વિનોદનાં લગ્ન થવાં જ જોઇયે.

મુંબઇથી પાછા ફરતાં જ તેને આ બધા વિચાર આવ્યા હતા. પ્રમોદ પોતે પણ હતો તો સંસ્કારી. શિક્ષણ પૂરૂં થયા બાદ વાંચનનો શોખ પણ તેણે જાળવી રાખ્યો હતો. વિચાર કરવાની ટેવ પણ હતી; પરંતુ દુનિયાની વ્યવહારૂ બાજુ જ તેના જોવામાં આવી હતી. સિદ્ધાંતવાદી કહેવડાવનારના સિદ્ધાંતો તુટતા તેણે જોયા હતા. ભાવનાઓને વ્યવહારમાં સ્થાન નથી, એવી તેની માન્યતા થવા માંડી હતી, છતાંયે મીસ શ્રીરંગમ સાથેની વાતચીત પછી તેનું વ્યવહારૂપણું પણ ડોલવા માંડયું હતું. કેવી શાંત મગજવાળી છોકરી! સરળ, વિશ્વાસુ, પણ તે સાથે જ દૃઢ નિશ્ચયવાળી!! હૃદય, અને બુદ્ધિ બેઉનો વિકાસ થયેલો. અને વિનોદને તો તે રગેરગ ઓળખતો હતો. તેના ઉચ્ચાશયી સ્વભાવથી તે પૂર્ણ પરિચિત હતો. પળભર પ્રમોદને એમ થયું કે આ યુગલ સંધાય તો ખરેખર પ્રભુતાનાં દર્શન થાય!! નહીં કજોડું શરીરનું કે નહીં મનનું. પ્રેમથી તો બંનેનાં હૃદયો પૂર્ણ હતાં. ભાવનાઓ, સામાજિક પૂનર્ઘટના સંબંધી વિચારો આદિ આદિ ઘણી બાબતોમાં વિચારસામ્યતા રહેલી હતી. ખરેખર આવું યુગલ તો શોધ્યુંએ ના જડે!! પરંતુ આવાં બધાં પ્રેમી યુગલો સુખી જ થતાં હશે? કેમ નહિ? સુખ એટલે શું? ધન? આબરૂ? કુટુંબ? ના, ના. પ્રેમીઓનો અખંડિત પ્રેમ, તે જ કેમ સુખ નહિ? અંગ્રેજી અને સંસ્કૃત પ્રાચીન નાટકો જુવો. પુરાણોની કથાઓ જુવો. અર્વાચીન નવલકથાનાં આદર્શપાત્રો જુવો. આ સર્વ આ સિદ્ધાંતને

ટેકો નથી આપતાં? ત્યારે વિનોદ શ્રીરંગમનાં લગ્ન થાય તે ઇચ્છવા યોગ્ય નથી? આમ વ્યવહારૂ પ્રમોદ પણ બહુ વિચારમાં પડી ગયો હતો. પરંતુ અંતે તેની વ્યવહારૂ બુદ્ધિએ વિજય મેળવ્યો. વિનોદ ગુજરાતી અને શ્રીરંગમ મદ્રાસી. આ લગ્ન થાય તો એટલું તો નક્કી જ છે કે વિનોદનાં નાતીલાં અને સગાં પણ વિનોદનો ત્યાગ કરે શા માટે, તે પ્રશ્ન નથી; પણ ત્યાગ તો કરે જ. વિનોદનાં માતાપિતાને આઘાત લાગે. આટલું તો તાત્કાળીક, પણ ભવિષ્ય તો કદાચ તેથી કઠણ નિવડે. ધારો કે શ્રીરંગમનાં બેચાર સગાં તેને તજી ના દે; પરંતુ ત્યાંનો એ આખો સમાજ તો તેમને ના જ સ્વીકારે. ત્યારે તેઓ કયા સમાજમાં રહે? તેમનાં સંતાનોને કોનો સહવાસ થાય? બન્નેનું હિંદુપણું તો તીવ્ર છે, એટલે ખ્રિસ્તિ સમાજનો તેઓ વિચાર પણ ના કરે. ખરેખર, પ્રેમનો ઉભરો શમ્યા પછી, તેમની સામાજિક જીંદગી દુઃખી જ નિવડવી જોઇયે. અને ભાવનામય આ બંને જણાં, ઘણા સમય સુધી આવી વ્યવહારૂ બાબતોનો વિચાર કરશે નહિ તે પણ ચોક્કસ છે. એટલે એક મિત્ર તરિકે મારે તો આ સામે પગલાં લેવાં જ જોઈએ. આવા વિચારોને પરિણામે પ્રમોદે પોતે શાં પગલાં લેવાં તેનો નિશ્ચય કર્યો હતો. અમદાવાદ જઇને તે ગંગામાશીને મળવા ગયો. તેમણે વિનોદના સમાચર પૂછ્યા. એટલે પ્રમોદે કહ્યું: "એનો અભ્યાસ તો બહુ જ સારો ચાલે છે, અને જરૂર આગળ જતાં તે નામ કાઢશે. પણ ગંગામાશી! એ તો અત્યાર સુધી બિચારો ઘરને આંગણે ઉછરેલો. પરદેશમાં ખોરાક ગમવો અને એ રાંધેલો પચાવવો તે કઠણ. મને તો એમ લાગે છે કે ત્યાં એને ઘરનું રસોડું જોઇએ. લગ્ન થઈ ગયેલાં હોત તો શકુંતલાને પણ ત્યાં મોકલાત. પણ હજી સુધી તો વિનોદને ત્યાંનું પાણી લાગ્યું નથી, એટલે ચિંતા કરવા જેવું કાંઈ નથી.

ગંગામાશી: "ઓહો! લગ્ન નથી થયું તો કરતાં વાર કેટલી? શકુંતલાના બાપને પણ ચિંતા મટશે, અને ખાસી મુંબાઈ જઇને

ઘર સંભાળી લેશે. કેવી ચબરાક છોકરી છે. હું કે ચતુરા જઇને તેનું ઘર ચાલુ કરી આપીશું કે તેને નિરાંત. મને પણ વિનોદની ચિંતા થયાં જ કરે છે. તું તારા માસાજીને જરા ઈશારો કરજેને. હું પણ આજે જ વાત કરીશ."

બસ. પ્રમોદનું કામ પુરૂં થયું. તે વિનોદના પિતા પાસે ગયો. વિનોદની ખબરો આપી. એટલામાં ગંગામાશી ત્યાં આવી પહોંચ્યાં અને તેમણે વિનોદના લગ્નનું પ્રકરણ કાઢયું. પરિણામે પ્રમોદને કામ સોંપાયું કે ચંદુભાઈની ઈચ્છા જાણવી, અને લગ્ન માટે તજવીજ કરવી. પ્રમોદને તો તે જ જોઇતું હતું. તે સીધો જ ચંદુભાઇને ત્યાં ગયો. એમની તો મરજી હોય જ. તરતજ તેમણે પોટલામાંથી વિનોદ અને શકુંતલાના જન્માક્ષર કાઢયા અને પંચાંગમાંથી મહુરત સુદ્ધાં કાઢી આપ્યું. આ સર્વ ખટપટને અંતે વિનોદનાં લગ્ન ઠર્યાં અને તેને કાગળો લખાયા. આ રીતે વ્યવહારૂ ડહાપણે આદર્શોના ખૂનનું કાર્ય કર્યું.

વિનોદ લગ્નદિવસથી એક અઠવાડીયા ઉપર અમદાવાદ આવ્યો. એનું લગ્ન છે, એમ કોઈ ગણતું જ નહોતું. એને કોઇ પૂછતું પણ નહોતું. પરંતુ પ્રમોદ ઝીણી નજરે એના ઘવાયલા અંતઃકરણને આશ્વાસન મળે તેવા ઉપાયો કરતો હતો. તેણે કંકોતરીઓ આણી વિનોદને આપી અને કહ્યું મુંબઇના કોઇ મિત્રોને મોકલવી હોય તો તેમની યાદી આપો. વિનોદે પોતાના કોઈ પણ મિત્રોને તે મોકલી નહિ. આનું કારણ પ્રમોદને જાણતાં કાંઈ વાર લાગી નહિ. તેણે ધીમે ધીમે પોતાના વ્યવહારૂપણાની શીખામણો તેના કાનમાં રેડી. તેણે વારંવાર શકુંતલાનાં વખાણ કરવા માંડયાં. સમાજસુધારણા, સમાજની અંદર રહીને બહુજ ઉત્તમ રીતે થઇ શકે તે વાત કહી. ઉદ્દામ સુધારકો સમાજ સાથેનો સંબંધ ગુમાવી બેસે છે, અને પરિણામે સમાજ ઉપર તેમની કાંઇ જ અસર થતી નથી એ વાત પણ કહી. આ

સર્વ વાતોના સમર્થનમાં અનુકૂળ દૃષ્ટાંતો પણ તેણે ખોળી ખોળીને કહ્યા. પરંતુ વિનોદ તો શાંતજ હતો. ચોરી કરતાં કોઈ બાળક પકડાઈ જાય તેવી તેની સ્થિતિ દેખાતી હતી. હંમેશનો ચર્ચાબાજ વિનોદ આજે પ્રમોદના શકભર્યા સિદ્ધાંતો સાંભળ્યા કરતો હતો, અને પ્રમોદને હવે ખાત્રી થઇ ગઇ હતી કે જ્વાળામુખી શાંત પડી ગયો છે. તે સંતોષ અને આનંદથી અન્ય કાર્યમાં પ્રવૃત્ત થયો.

## ૬ — રૂઢીમાં ઝંઝકોળાયો. —

લગ્ન દિવસ નજદીક આવ્યો. હવે વિનોદની જરૂર પડવા લાગી. કારણ કે ધર્મ, રૂઢી, તેમજ જોશીશાસ્ત્ર, ડોશીશાસ્ત્ર વગેરેની ક્રિયાઓ કરવાની હતી. પ્રથમ તો શુભ અવસર નિમિત્તે શ્રી ગણેશનું સ્થાપન કરવાનું હતું. ત્યારપછી કુળદેવીનું સ્થાપન કરવાનું હતું. આ માટે તેની બહેન તેને કહેવા આવી કે ભાઈ ગોર મહારાજ અડધા કલાકમાં આવશે. તમે ન્હાઈ ધોઇને તૈયાર રહેજો.

વનોદ: તેમાં મારૂં શું કામ છે ?

બહેન: કેમ ભાઈ! ગણેશસ્થાપન કરવાનું છે, અને પછી માતાજી બેસાડવાનાં છે.

વિનોદ: પણ તું ભૂલી ગઈ. હું તો પ્રાર્થનાસમાજી છું ને? મારાથી મૂર્તિપૂજા થાય ?

બહેન: અરે આ તો બધી લગ્નની રૂઢી. તમે તમારે બે છાંટા નાંખી દેજો. હા ના કરશો તો બાપાજી તથા બાને કેવું લાગશે? અને વળી હવે તો દર પગલે કાંઈને કાંઈ પૂજા કરવી પડશે. મૂર્તિની એ કરવી પડશે, અગ્નિની પણ કરવી પડશે. અરે ગોર મહારાજની કરવી પડશે. અને દહીંની માટલીની પૂજા પણ કરવી પડશે. એ તો બધું થતું હોય તેમ થાય. શું નાતમાં બીજા કોઈ પ્રાર્થના સમાજવાળાનાં લગ્ન થયાં જ નહિ હોય ?

આટલું કહીને એ તો ચાલી ગઈ. વિનોદ પાછો વિચારવમળમાં પડયો. શું આ રીતેજ લગ્નક્રિયા થઈ શકે ? આ ક્રિયાઓ હું બ્રહ્મો વિધિથી ના કરી શકું ? કેશવચંદ્રસેનના પુસ્તકમાં આ સર્વ વિધિઓ આપેલી છે. વળી ધારો કે હું એ છેક અંતીમ વાત તો મૂકી દઉં. પણ આ લગ્નવિધિમાંથી રૂઢી વિભાગ દૂર કરી ના શકાય ?

આમ વિચાર કરતો તે પોતાના પિતાજી પાસે ગયો અને કહ્યું: "તમે ધર્મ સંબંધી મારા વિચારો તો જાણો છો. આ પ્રાચીન પંથમાં મને જરાયે શ્રદ્ધા નથી. હું સમાજીસ્ટ છું. મૂર્તિ-પૂજાનો વિરોધી છું. તો આપણે લગ્નવિધિ બ્રહ્મોસમાજના મત મુજબ ગોઠવી ના શકીયે ?"

**માણેકલાલ**: "ના, ભાઈ, તે મુજબ લગ્નવિધિ ગોઠવવાનું અત્રે બની શકે તેમ નથી. એ બાબતમાં સમજનારા ઓછા, અને અર્થનો અનર્થ થાય. વળી ચંદુભાઇ તથા તેમનું કુટુંબ કાંઇ બ્રહ્મો-સમાજી નથી. અને લગ્ન કાંઇ તારૂં એકલાનું નથી, તારી વહુનું પણ છે. એટલે એ વિધિથી લગ્ન કેમ કરી શકાય ? હું ધારૂં છું કે આ બધી બાબતોનો વિચાર હમણાં તારે કરવાનો નથી. હમણાં તો લગ્નવિધિ, શાસ્ત્ર, રૂઢી, વગેરેના ખીચડા જ કરવા દેજે, અને પછી નિરાંતે એ બાબતોના વિચાર કરજે."

આ વાત ચાલતી હતી, એટલામાં ગંગામાશી ત્યાં આવ્યાં. વિનોદની બહેને તેમને વિનોદે કહેલી વાત જણાવી હતી. અને વિનોદ નહાવા આવ્યો નહિ, એટલે એ દોડતાં આવ્યાં.

ગંગામાશી: "મારા સોના જેવા છોકરાને કોણ જાણે કોણ ચઢાવે છે. એણે કોઈ દિવસ મારો બોલ ઉથાપ્યો નથી. વળી દેવની પૂજા કરવી તેમાં આટલા વાંધા શા ? શું મુંબાઈ જઇને કીરસ્તાનીં થવું છે કે શું ? એમ હશે તો મારે હવે એને મુંબાઈ મોકલવો જ નથી. અને આ જુઓ, તમે પણ ભાયડાઓની માફક

એને નકામો ચઢાવશો નહિ. ચાલ આ વિનોદ, જલદી નહાઇ લે. હમણાં ગોર મહારાજ આવશે.”

વાત આટલે આવી, તેવામાં વ્યવહારદક્ષતાની મૂર્તિરૂપ પ્રમોદ આવી પહોંચ્યો. તેણે બધી વાત જરામાં જાણી લીધી અને બોલ્યો :

“અરે વિનોદ, આ વળી બધું શું છે? તારે પોતાને મૂર્તિની પૂજા ક્યાં કરવાની છે? અને બીજી વિધિઓએ ક્યાં કરવાની છે? તારે તો ફક્ત હાજરી આપવાની છે. પૂજા તો ગોર કરશે. અને કોઈ પણ ક્રિયામાં તારે જે વિધિ કરવી હશે તેની ક્યાં ના છે. ગોર મહારાજ તેમનો પાઠ ભણશે, તું તારી પ્રતિજ્ઞાઓ અને સ્તુતિઓ મનમાં કર્યા કરજે. તેમ કરવાની તને કોઈ ના કહેવાનું છે? તારા મનનો સ્વતંત્ર માલિક તું છે જ. આખીયે લગ્નક્રિયામાં હસ્તમેળાપ અને મંગળફેરા વિના બાકીનું સર્વ તો ગોર મહારાજ કરી લેશે.”

આ ભાષણથી તેમજ મજાકથી, એક મુસ્કેલ સ્થિતિનો અંત આવી ગયો અને વિનોદ નહાવા ગયો.

એમની નાતમાં લગ્નક્રિયા બહુજ સરળ થઈ ગઇ હતી. અને જે થોડીઘણી ગાંડીઘેલી બાબતો રહી હતી તેનાં કાંઈ કાંઈ સમાધાન કરવા માટે પ્રમોદ તૈયાર હતો.

આ સર્વનું પરિણામ એ આવ્યું કે વિનોદભાઈનાં લગ્ન ચાલુ રૂઢી મુજબ જ થયાં. એ પ્રખર સુધારક ભાઈ જામો અને ફુલમંડળી ઘાલી ઘોડે ચઢ્યા. એમનું નાક પણ ખેંચાયું. એમને ત્યાંએ ધક્કા મુક્કી થયાં. એમને ત્યાં પણ નાળીયેર વહેંચવામાં તકરારો થઈ, અને એમને ત્યાં પણ રસ્તામાં ધૂળ ઉપર પતરાવળ માંડી જાજરૂનાં અને ગટરનાં દ્વાર ઉપર નાત જમી. મોડી રાત સુધી થાળીઓ ઢંકાઈ અને બધુંએ ચાલતું હતું તેમને તેમ ચાલ્યું. પ્રમોદ તો કહેતો જ હતો કે કોઇપણ સુધારો કર્યો થાય જ નહિ. એનો તો

Evolution–વિકાસ–થવો જોઇયે. વિનોદના મગજમાં આ સિદ્ધાંત કાંઈ ઉતરતો નહોતો. પરંતુ જ્યારે તેણે વરઘોડામાં, ધક્કામુક્કીમાં, તથા ક્ષાતિભોજનમાં કેળવાયલા અને સુધારક ગણાતા નવજુવાનો પણ જોયા, ત્યારે તેના મનમાં એક અંગ્રેજી વાક્ય સ્ફુર્યું : Where ignorance is bliss, it is folly to be wise "–" જ્યાં અજ્ઞાન જ આનંદ રૂપ છે, ત્યાં ડાહ્યા થવું તે મૂર્ખતા જ છે."

## ૭ — પરિણિત જીવન. —

લગ્ન થઈ ગયાં. થોડે દિવસે વિનોદ પોતાની નિરાશા ઉપર પણ વિજય મેળવી શક્યો. હવે મનમાં શકુંતલાનાં સ્વપ્નાં પણ આવવા લાગ્યાં. મુંબાઇ ગયા પછી તરત જ તેણે પત્રવ્યવહાર શરૂ કર્યો. તેણે બીચારાએ પ્રથમ તો થોડા પ્રેમના–કલ્પિત પ્રેમના–ઉભરા કાઢયા. તેનો કાંઈ પ્રત્યુત્તર મળ્યો નહિ. તે બિચારી સોળ વર્ષની શકુંતલા. બે ત્રણ વર્ષથી તો અભ્યાસ જ બંધ હતો. ઘરના કામમાં પલોટાઈ હતી. તેમાં હોંશીયારી પણ મેળવી હતી. સાથે સાથે વહેમો અને રૂઢીયોનો વારસો પણ પોતાની મા પાસેથી મેળવ્યો હતો. પ્રેમ-પત્રોમાં સમજણ તો પડી, પણ તેના જવાબ કેમ અપાય ! શરમ ના આવે ? વિનોદે પછી ધીમે ધીમે કાગળોમાં ઉપયોગી પ્રશ્નો પણ લેવા માંડયા. આરોગ્ય, તેની સંભાળ, વગેરે. તેમજ કાંઇ કાંઇ તહેવારો આવે એટલે તે વખતે આપણા લોકો જે ધર્મને નામે બધું કરતા હોય તેની બુધ્ધિથી પરીક્ષા પણ તેણે કાગળોદ્વારા કરવા માંડી. કેટલા-એક રીવાજોને બહુજ સખ્ત રીતે તેણે વખોડી પણ કાઢયા. આ સર્વ કાગળો ઉપરથી શકુંતલાના મન ઉપર અસર તો થતી હતી, પણ તેને સતત સહવાસ પોતાની માનો હતો. તે બહુ જ જુના મતનાં હતાં. તેમના ઘરમાં બધાં જ પર્વ પળાતાં હતાં. તેની કથાઓ પણ થતી હતી. તે સાંભળવા આસપાસની બાઇઓ આવતી હતી, અને કથામાં પુરાણી મહારાજ સુધારકોની નિંદા પણ કરવા ચુકતા નહોતા, અને

તેને આસપાસની સ્ત્રીઓ તરફથી પૂર્ણ ટેકો મળતો હતો. આ કારણથી વિનોદના પત્રોની અસર બધી ભૂંસાઈ જતી હતી. અને શકુંતલાના મનમાં અંતે એક છાપ પડી ગઈ કે "એ" તો સુધારાવાળા છે. આ છાપ પડયા પછી વિનોદની સર્વ પત્રચર્ચાની અસર થવાનો કાંઇ જ સંભવ નહોતો. પણ વિનોદ તો એમ જ જાણતો હતો કે એની પત્નીએ હવે આ સર્વ વિચારો ગ્રહણ કર્યા જ હશે.

થોડા સમય પછી, પિતાજીના કહેવાથી વિનોદે મુંબઈમાં મકાન રાખ્યું. શકુંતલાને લઇને વિનોદની માતા ત્યાં આવ્યાં. બધું ઘર મંડાયું, અને રસોઈ વગેરે વ્યવસ્થા અડકાઅડકી વિના ચાલે તેમ પણ ગોઠવણ થઈ. શકુંતલા તો નિશાળેથી ઉઠી ત્યારથી તેના દેવ જુદા હતા, તે અત્રે તો સાથે લાવે જ ને? તેમાં શ્રીનાથજીની છબી, એક મહાદેવજીની મૂર્તિ, તથા ગૌમાતાની છબી, આ ત્રણ મૂખ્ય દેવ દેવીઓ હતાં. તે સાથે બીજાં પણ બે ચાર રમકડાં હતાં. ગંગામાશીની સલાહથી એક ખુણામાં દેવસેવાની યોજના થઈ.

વિનોદને પોતાની બાને મુંબાઈ બતાવવાની હોંશ થઈ. વિકટોરીયામાં બધાં નિકળ્યાં. પણ શકુંતલાને પગે બુટ કે ચંપલ કાંઈ નહોતાં. વિનોદ તો જોઈ જ રહ્યા. થોડા દિવસ તો બધાંયે પૂર્ણ ઉત્સાહમાં ગાળ્યા. ઘર ગોઠવાયું, મુંબાઈ જોવાયું, અને પંદર દિવસ ચાલી ગયા. હવે ગંગામાશીએ પાછા જવાની વાત કાઢી. છતાંયે વિનોદના આગ્રહથી એક અઠવાડીયું રોકાઇને પછી ગયાં.

હવે વિનોદ અને શકુંતલા કેવળ સ્વતંત્ર થયાં. અને હવે જ વિનોદ શકુંતલાને ઓળખવા માંડયો. કયાં કાગળમાં કલ્પી લીધેલી શકુંતલા અને કયાં આ સાક્ષાત્ શકુંતલા ? ! આ તો કેવળ પ્રાચીનપંથી, જુની રસીયણ અને થોડું ઘણું ભણેલી પણ તે ભૂલી ગયેલી શકુંતલા હતી. સવારમાં ઉઠીને ન્હાઈ લેતી હતી, તે જમી રહેતા સુધી તો અછોતી રહેતી હતી. રસોઈની આવડત બહુ જ સારી હતી.

ઘરકામમાં જરાયે ગભરાતી નહોતી. વિનોદના કૉલેજમાં ગયા પછી તો નિરાંતે જપ કરીને પછી જમતી હતી. વિનોદની બધી જ સગવડો સાચવતી. વિનોદને જોઇને અડધી અડધી થઈ જતી. વિનોદના પાછાં ફરતાં સુધી પોતે ચ્હા પણ પીતી નહોતી. તેની આવવાની વખતે ગરમ પાણી તૈયાર જ હોય. તે આવે એટલે મોં ધોવાનું પાણી, સાબુ અને ટુવાલ તરત જ મળે. મોં ધુવે તેટલામાં તો ચ્હા આવે. સાથે કાંઈ સ્વાદીષ્ટ ખાવાનું હોય જ. પણ પોતે કદી સામે બેસીને ચ્હા પીયે નહિ. તેની ચ્હા તો જુદી. પીતળના પ્યાલામાં રસોડામાં કાઢી લીધેલી હોય. કારણુ કે વિનોદ તો બૂટ પહેરીને ચ્હા પીતો હતો !

વિનોદે સૂચના કરી કે આપણે રાત્રે થોડો અભ્યાસ આગળ ચલાવીયે. શકુંતલાને આ વાત કાંઇ પસંદ પડી નહિ, છતાંયે તે ના કહી શકી નહિ. વિનોદને ખબર પડી ગઈ કે થોડો ઘણો અભ્યાસ જે કર્યો હતો તે પણ ભૂલાઈ ગયો છે. તેને બહુ જ નિરાશા લાગી. પરંતુ વિચાર કર્યો કે રોજ નિયમિત વખત કાઢીશું તો અભ્યાસ આગળ ચાલી શકશે. પરંતુ અનુભવ ઉપરથી કામ કાંઇ એટલું સહેલું ના લાગ્યું. વિનોદ આખા દિવસનો થાકેલો હોય, શકુંતલાને તદન મરજી વિરૂદ્ધ બેસવાનું હોય, સહેજ સહેજમાં વિનોદ ચીઢાઇ જાય અને અભ્યાસ બંધ થાય. શકુંતલાને ઘેરથી નાતજાતની સંપૂર્ણ હકીકત ભરેલા કાગળ આવતા હતા; અને તેમાં તેને બહુ જ રસ પડતો હતો. તેમાંની વાતો હોંશથી વિનોદને કહેવા જતી પણ તેને તેમાં કાંઈ રસ પડતો નહોતો, અને ઉલટો તેની મશ્કરી કરતો હતો. પરિણામે શકુંતલા અને વિનોદની વચ્ચે વાતો કરવામાં સામાન્ય પ્રશ્નો ઘટવા માંડયા. બેઉની સૃષ્ટિઓ પણ ભિન્ન થવા લાગી. પાડોશમાંથી પણ શકુંતલાએ અમદાવાદનું એક કુટુંબ શોધી કાઢયું અને રોજ તેમની સાથે અમદાવાદના ગપાટા તથા વાતો કરવા માંડી. વિનોદે ભલામણુ કરેલી, આણી આપેલી–વાંચવા કહેલી–વાર્તાની

ચોપડીયો પણ શકુંતલા ઘણે ઘણે દિવસે પૂરી કરતી હતી અને તેમાં મધ્યસ્થ વાર્તાના મૂખ્ય બનાવો શિવાય બીજી બાબતો તરફ તે ધ્યાન પણ આપતી નહોતી.

વિનોદે સીધા અને આડકતરા ઘણા ઉપાયો અજમાવીને શકું-તલાનાં મન અને વિચાર કેળવવાની તજવીજ કરી; પણ તેને તેમાં સફળતા મળી નહિં. મુંબઈમાં ચાર પાંચ મહિના ગાળ્યા પછી લાંબી રજાઓમાં બે જણ અમદાવાદ ગયાં. ત્યાં શકુંતલાએ તેની માતા સાથે પેટભરીને વાતો કરી. છેવટે તેની માતાએ પૂછ્યું કે " વિનોદ-રાયનું મન તું ફેરવી શકી કે નહિ ? તેમને ધર્મ તરફ વાળ્યા ?"

" ના, બા. હજી દેવસેવા તરફ એમનું દીલ નથી. પણ મારી દેવસેવામાં એ કાંઈ હરકત કરતા નથી. મને પે'લાં બહુ બીક હતી, પણ હું એમની સુધારાની વાતો ઉપર ધ્યાન આપતી જ નથી. અને મારો પ્રભુ મને સહાય કરી એમની બુદ્ધિ જરૂર ફેરવશે. "

## ૮ — છેલ્લી ડુબકી. —

વિનોદ આ વખતે અમદાવાદમાં બધી બાબતોનું જુદીજ રીતે નિરીક્ષણ કરે છે. એના વર્તનમાં એક પ્રકારની મંદતા સ્પષ્ટ દેખાઇ આવે છે. સુધારા માટે, દેશની સામાજિક પરિસ્થિત માટે તે વાતો કે વિચારો કરતો નથી. તેની જુની કૉલેજના યુનિયનમાંથી, જ્ઞાતિના ચર્ચામંડળમાંથી ભાષણ આપવાનાં આવેલાં આમંત્રણો પણ તેણે સ્વીકાર્યાં નહિ. પ્રમોદ તેની મનોવ્યથા જોતો, તેની દયા ખાતો, પણ મનમાં તો તેને કેવળ સ્વપ્નદર્શી ગણીને તેને હસતો જ હતો. એકવાર સંધ્યા-કાળે પ્રમોદ અને વિનોદ અગાશીમાં બેઠા હતા. ચોતરફ અંધારૂં ફેલાઈ ગયું હતું. તેમની પાસે પણ દીવો નહોતો. પાનની તાસક સામે પડેલી હતી. તેઓએ હમણાંજ થોડી સામાજિક બાબતો સંબંધી વાતો કરી હતી. એટલામાં ગદ્‌ગદ્ કંઠે વિનોદ બોલ્યો:

" પ્રમોદ, મારૂં જીવન તો નિષ્ફળ નિવડયું. હું નિષ્ફળતા ચોતરફ જોઈ રહ્યો છું. "

" કેમ ? " પ્રમોદે પૂછ્યું.

" મારા આદર્શો ધોવાઇ ગયા છે. સ્વપ્નાંઓ સ્વપ્નવત્ જ રહ્યાં છે. મારૂં હૃદયબળ કચરાઇ ગયું છે, હિંમત જતી રહી છે. મને ભવિષ્યમાં રસ નથી રહ્યો. મારાં મર્મસ્થાનોને એક અસહ્ય ઘા પડયો છે. હું સંજોગોને આધીન થઇ ગયો. હું સંજોગોની ઉપર તરી આવી ના શકયો એ જ મારી નિર્બળતા. 'ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો.' "

આટલું બોલતાં બોલતાં વિનોદની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. પ્રમોદ તેને આશ્વાસન આપતો બોલ્યોઃ " વિનોદ ! આ નિરાશા તને, તારી વિદ્વત્તાને, તારી જુવાનીને જરાયે શોભતી નથી. તું જરા સ્વપ્નાં ઓછાં જો. આદર્શો સંજોગોને અનુસરીને ગોઠવ. જરા વધારે વ્યવહારૂ થા. "

" મહેરબાની કરીને તું તારૂં વ્યવહારૂપણું રહેવા દે. એ વ્યવહારૂપણાએ જ મારી આ સ્થિતિ કરી છે. મારા આદર્શો સાચા જ હતા. મારાં સ્પપ્નો સર્વ સુંદર જ હતાં. તેમાં અસાધ્ય કાંઈ હતું જ નહિ, પણ વ્યવહારૂપણાની તારી સલાહને લીધે જ મારૂં પતન થયું છે. અને હવે તો હું ગારામાં નીચે ને નીચે ઉતરતો જ જઉં છું. હવે મારે અટકવાની દરકાર નથી, ઇચ્છા પણ નથી. હવે તો હું રેલનું લાકડું. જ્યાં મને જનપ્રવાહ લઈ જશે ત્યાં ખેંચાઇશ. જનપ્રવાહને વાળવા અને ખાળવાની અભિલાષાઓ મને હતી તેને બદલે એ પ્રવાહમાં હવે હું જ ખેંચાઈશ. "

" વિનોદ, તારૂં આ દુઃખ જોઈ મારૂં હૃદય ચીરાઇ જાય છે. છતાંયે તારી બાબતોમાં મેં જે ભાગ ભજવ્યો છે, તેથી હું જરાયે દિલગીર નથી. આ તારી વેદના કેવળ કાલ્પનિક છે. પરંતુ જનપ્રવાહ-

ને ખાળવા જતાં તને જે ત્રાસ પડત, જે દુઃખ થાત, તે લેશ પણ કાલ્પનિકના થાત, પરંતુ તે સાચાં અને અસહ્ય હોત. આદર્શ લગ્ન એટલે વર્ણાંતર લગ્ન. તેવાં લગ્ન એટલે સમાજમાંથી બહિષ્કાર. એટલે સતત્ દુઃખ. અને તેવાં લગ્નની પ્રજાનું શું ? તેવાં લગ્ન પછી અન્ય સુખદુઃખનું શું ? શું તે માટે સગાં, સહોદર, સંબંધી, મિત્ર, એ સૌથી દૂર–કેવળ ' વૃક્ષ અને વેલી'એ એકાકી જીવન ગાળવું ? ના, વિનોદ, ના. તારી આ નિરાશા ક્ષણિક છે. આ દુઃખનો ઉભરો કેવળ તાત્કાળિક છે. તે સ્હેજમાં શમી જશે. તું નકામી ચિંતા શા માટે કરે છે ? તારૂં ભાવિ ઉજ્વળ છે. તું બુદ્ધિશાળી છું, અને હમણાં તને શકુંતલાની કદર નથી; પણ તે ખરેખરી ઘરરખુ ગૃહિણી છે. જ્યારે તું વસ્તારી થઈશ, ત્યારે તેની કદર કરી શકીશ."

આ ભાષણ સાંભળી વિનોદને દુઃખમાં પણ હસવું આવ્યું. તેણે સોપારી પાન તથા તજ ઇલાયચીનો મોટો બુકડો માર્યો, અને સ્મિત કરી બોલ્યો :

"ભાઈ, તારૂં તત્વજ્ઞાન હવે રહેવા દે. મને ક્યારનુંએ લાગ્યું છે કે Where ignorance is bliss, it is folly to be wise. જ્યાં અજ્ઞાન જ આનંદરૂપ છે, ત્યાં ડહાપણ બતાવવું તે મૂર્ખતા જ છે. હવે મારા જીવનનું એ જ આદર્શ સૂત્ર છે. જો પણે જો. શું દેખાય છે ? પેલા હરિલાલ કાકાને તું જુવે છે ? સામાં પરસન કાકી બેઠાં છે. બાજુએ દીવી ઉપર કોડીયું છે. સામે ભાગવત પડયું છે. કાકા ઘરડા થયા છે ત્યારથી રોજ સાત વાગતાની અંદર વાળુ કરી લે છે. પછી નિરાંતે, આ પ્રમાણે ખુલ્લી હવામાં બેસે છે. હું આ વખતે આવ્યો, ત્યારથી આ જોડાની વાતોમાં બહુ રસ લઉં છું. ભાગવત વંચાય ના વંચાય, પણ આખા ગામની વાતો થાય છે. બંને જણાં સરખા રસથી અને સરખી હોંશથી બધી વાતો કરે છે. કાકી રોવાકુટવાની વાતો કરે છે તે કાકા એટલી જ હોંશથી સાંભળે છે.

કાકાના જોડા નવા આણુવાનું કાકી કહે છે. કલ્લાંને નવા ઘુઘરા બંધાવ-વાનું તથા ચુડીયોને ચીપો જડાવવાનું કાકા કહે છે. અમાસે કયા કયા બ્રાહ્મણો જમવા નોતરવા, તે પણ બે જણાં ભેગાં થઇ નકકી કરે છે. એમની એક પણ વાતમાં વિસંવાદી તાર નથી. તેમનામાં સંપૂર્ણ સામ્ય છે. બસ, એજ સુખની ચાવી, અને એજ દંપતી જીવનના હવે મારા આદર્શ. ઉમરનું કજોડું કે મનનુ કજોડું દુઃખી બનાવી શકે. જ્યાં બીજ લગ્ન નથી ત્યાં ઉમરનું કજોડું તો ના હોય, અને જ્યાં સરખો બુદ્ધિ–વિકાસ ન હોય, ત્યાં જો ભણેલું ભૂલાય તો બેઉ સરખાં થાય. મારૂં પણ હવે તેમજ છે. હરિલાલ કાકા જેવા જ જીવનમાં હવે મને રસ છે. તેવી જ વાતોમાં હવે મને આનંદ છે. બસ, મારી અંતર્વેદના ઓછી કરીશ અને મારી સરળ શકુંતલાને સુખી કરીશ. હવે હું ડાહ્યા થવાની મૂર્ખતા કરવાનો નથી."

પ્રમોદ આ બોલોનો ડંખ સમજી શકયો. તેનામાં વધુ ચર્ચા કરવાની હવે તાકાત રહી નહોતી. તેની વ્યવહાર બુદ્ધિયે એક બીજી વાત પણ જોઇ. તેને લાગ્યું કે અતિ વ્યવહારૂપણું માણસને સ્વાર્થી પણ બનાવે, તેની અધોગતિ પણ કરે. આદર્શોની પાછળ જીવન ગાળનાર કદાચ બાહ્ય નજરે દુઃખી દેખાય, પણ તે જ સમાજ જીવનનો વિકાસ કરી શકે. તેને લાગ્યું કે વિનોદ જેવું આશાભર્યું જીવન આ નિરાશાના બોજા નીચે કેવળ અતિ સામાન્ય અને બીજાં બધાંનાં જેવુંજ બની જાય. આમ સંજોગોમાં ડૂબી ગયેલાને તરીને ઉપર આવવું તો લગભગ અશક્ય જ છે. તે તેના વિચારોમાંજ ડૂબેલો હતો. બંને જણાના મુખ ઉપર ગ્લાનિ સાક્ષાત્ હતી. યંત્રવત્ બંને ઉઠયા અને નીચે ઉતર્યા.

* * * *

વિનોદ પાછો શકુંતલા સાથે મુંબાઈ ગયો. તે વખતે એમ. એસ. સી. ની ડીગ્રી તે લઈ શકયો નહિ. તેની તબિયત પણ ઠીક

નથી રહેતી એમ સર્વને લાગતું હતું. કેટલાક સમય પછી શકુંતલાને સીમંત આવ્યું. તેને મૂકવા વિનોદ અમદાવાદ આવ્યો. તે પોતાનું ઘર ઉપાડીનેજ આવ્યો. તેણે અમદાવાદ આવી કૉલેજમાં આસીસ્ટંટ પ્રોફેસરની જગા સ્વીકારી લીધી, અને એમ. એસ. સી. નો વિચાર માંડી વાળ્યો છે એમ સર્વને જણાવ્યું. શકુંતલાના હર્ષનો પાર નહોતો. હવે વિનોદ સાથેની વાતોમાં તેને બહુ જ રસ પડે છે. વિનોદે એકાદશી ઉજવવા બેસવાની પણ હા પાડી. શકુંતલાએ જાણ્યું કે દેવ તેના ઉપર પ્રસન્ન થયા. સગાં સંબંધીઓમાં શકુંતલાની વ્યવહારદક્ષતા વખણાઈ, અને સર્વ આ દંપતીને અતિ સુખી માનવા લાગ્યાં. કેવળ એક જણ વિનોદનું ચીમળાયલું, કચરાયલું હૃદય જોઈને વ્યથા ભોગવતો હતો. અને હવે પ્રમોદ પોતાની વ્યવહારકુશળતાને શ્રાપો આપતો હતો અને બોલતો હતો કેઃ—

"બીગડી કૌન સુધારે, નાથ બીન! બીગડી કૌન સુધારે!!"



૧૩

# શો ન્યાય મળશે ?

આજે સેશન્સ કોર્ટમાં કેસ ઘણો જ દીલ ઉશ્કેરનારો હતો. કોર્ટમાં લોકોની ધમાલ જબરી હતી. વકીલ બારીસ્ટરોમાંથી પણ જેઓને ફુરસદ હતી તે સર્વ ત્યાં આવી બેઠા હતા. જ્યુરીના ગૃહસ્થો એક તરફ ગંભીર મુદ્રાએ ગોઠવાઇને બેઠા હતા. બંધવાને પાંજરામાં પુરેલો હતો. તેની આસપાસ બંદુકવાળા સીપાઈઓ ઉભા હતા.

બરોબર અગીયાર વાગે જજ સાહેબ, લાલ ઝભ્ભો તથા મોટી સફેદ 'વીગ'–ટોપી–પહેરી ન્યાયની મૂર્તિરૂપે હાજર થયા. તેમની એક તરફ મુંબઈના શેરીફ બેઠા. બીજી તરફ વડા પ્રેસીડંસી મૅજીસ્ટ્રેટ બેઠા. શેરીફનો ઢંઢેરો ત્યાં વંચાયો. જ્યુરીના સભાસદોને સોગન આપવામાં આવ્યા.

પ્રથમજ કેસ "તાજ વિરૂદ્ધ જ્હૉન જોસફ" હતો. જ્હોન જોસફ બાવીસ વર્ષનો દેશી ખ્રીસ્તિ હતો. શરીરે ઉજળો ઘઉંવર્ણો હતો. મુખ કાંતિવાળું હતું. કપડાં કીંમતી નહી, પણ સુઘડ પહેરેલાં હતાં. પીંજરામાં તે બેદરકારીથી ઉભેલો હતો. લોકોના મનમાં સહજ આવી જતું હતું કે આ મોહક મુખનો બાલિશ યુવાન કરપીણ ખૂન કરી શકે નહીં.

તાજ તરફથી એટવોકેટ જનરલ ઉભા થયા. પૂર્ણ ગંભિરાઇથી મુકર્દમાની વિગત તેમણે રજુ કરવા માંડી :

" જ્યુરીના મહેરબાન સદ્‍ગૃહસ્થો !

" આપણા જીવનમાં એવા ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય છે, જ્યારે ન્યાય અને દયાની ભિન્ન ભિન્ન લાગણીઓ વચ્ચે આપણા અંતરમાં યુદ્ધ થાય છે. આજનો પ્રસંગ પણ કૈંક એવો જ છે. માહીમના દરીઆ પાસે એક સુંદર સ્થાન છે. ત્યાં દરીઓ જમીનમાં ધસી નાની સરખી ખાડી બનાવે છે. આસપાસ લીલોતરીવાળો રમ્ય પ્રદેશ છે. ત્યાં દરીઆના છેક કીનારા પાસે એક દિવસ સવારના પહોરમાં આપણા શહેરના નામીચા વેપારી મી. વખતચંદ અને તેમનાં પરોપકારી પત્ની બાઈ ગુલાબનાં મડદાં પડેલાં હતાં. કોઈક તીક્ષ્ણ ધારદાર હથીઆરથી આ બંને જણાનાં જીવ લેવામાં આવેલા લાગતા હતા. તેમના શરીપરની કીમતી ચીજો જેમની તેમ હતી. ખુન કરવાનો મુદ્દો કાંઈ દેખાતો નહોતો. ખુનીનો પત્તો નહોતો.

" મી. વખતચંદ એક સુધારક તરીકે અને આગેવાન શહેરી તરીકે આ શહેરમાં જાણીતા હતા. જાહેર જીવનમાં તેમનો ભાગ સુવિદિત છે. તેમનાં પત્ની પણ સુશિક્ષિત હોઈ, સ્ત્રીઓના ઉદ્ધાર અર્થે સતત્ પ્રયત્ન કરતાં હતાં. આવાં બે ઉપયોગી જીવનો, કોઈ મૂર્ખના મનના તરંગને લીધે ઉગતાં કપાઈ ગયાં છે.

" મેજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલ્યો ત્યાં સુધી તો, ખુની કોણ હશે તેનો કોઇને ખ્યાલ પણ નહોતો; પરંતુ ત્યાર પછી આ પીંજરામાં ઉભો છે તે શખ્સ, જોન જોસફ પોતાની મેળે આવીને હાજર થયો, અને તેણે મેજીસ્ટ્રેટ સમક્ષ સ્વેચ્છાથી એકરાર કર્યો કે મી. વખતચંદ અને તેમનાં પત્ની બાઈ ગુલાબનાં ખુન મેં કર્યાં છે. ' તેને બીજા જે કાંઈ પ્રશ્નો પુછવામાં આવ્યા, તેના ઉત્તર આપવાની તેણે ના પાડી. તેણે જણાવ્યું કે ' મી. વખતચંદને હું બે વર્ષથી ઓળખતો હતો. તેમની વહુને છ માસથી ઓળખતો હતો. તેઓ મારી પાસે ફરનીચર બનાવડાવતાં હતાં. કોઈ કોઈ વાર મારે ત્યાં પણ આવતાં હતાં. મેં

તેમને મારી નાંખ્યા છે. મારી નાખવાની મારી ઇચ્છા થઈ, અને મેં મારી નાખ્યા.'

"બસ! આટલો તેનો એકરાર છે. તેણે તે સ્વેચ્છાએ કર્યો છે. તે પોલીસના કબજામાં પણ નહોતો. એટલે પોલીસના જુલમથીં તે કર્યો છે તેમ પણ કહી શકાય નહીં. આરોપી કેળવાયલો છે, પુખ્ત ઉમરનો છે, પુરતી સમજણવાળો છે. આ કાળું કૃત્ય કરવામાં કોણ જાણે તેનો શોએ મુદ્દો હશે! આવા ભયંકર માણસોને–આવા વિચિત્ર, માનસિક તરંગોવાળા માણસોને સમાજના રક્ષણઅર્થે સખતમાં સખત સજા થવી જોઈયે. આવો માણસ ભવિષ્યમાં વળી બીજાને આમ નહી મારી નાંખે તેની શી ખાત્રી ?

" જ્યુરીના સદ્‌ગૃહસ્થો ! મારી તમને ખાસ વિનંતિ છે કે આ માણસના મોહક મુખ તરફ કે તેની ઉગતી જુવાની તરફ કેવળ દયાથી દોરવાઈ ના જશો. સમાજના રક્ષણઅર્થે તમારે આ માણસની સખત ખબર લેવી જોઈયે. તમારે એનો ન્યાય તોળવાનો છે, અને તમે તેમ કરશો જ એવી મારી ખાત્રી છે. "

•

ઍડવોકેટ જનરલનું ભાષણ પુરૂં થયું. આરોપીની સહી સાથનો એકરાર જ્યુરી સમક્ષ રજુ થયો. પોલીસે મુડદાં મળી આવવા વિશે જુબાની આપી. લોકોને લાગ્યું કે આરોપીનું આવી બન્યું. તેણે કાંઇ વકીલ રોકયો નહોતો, પરંતુ ગુન્હો ગંભિર હોવાથી સરકાર તરફથી તેના બચાવ માટે બારિસ્ટર રોકયો હતો. તે બારિસ્ટરે પોતાનું ભાષણ શરૂ કર્યું :

" જ્યુરીના ગૃહસ્થો ! મારા વિદ્વાન મિત્ર ઍડવોકેટ જનરલે આપને વ્યાજબી રીતે કહ્યું છે કે ' દયા, કોમળતા આદિના વિચારો દૂર કરી, સમાજના રક્ષણાર્થે શુદ્ધ ન્યાય આપજો.' મારી પણ તમને એજ વિનંતિ છે કે 'આપ ન્યાય આપજો. પણ ખાત્રીબંધ આપજો.'

" હવે હું આ કેસની વિગતો ઉપર આવીશ. શેઠ વખતચંદ અને બાઈ ગુલાબનાં ખુન થયાં છે, તેમાં તો શક નથી. આ ખુન આરોપીએ જ કર્યાં છે, તે માટે આરોપીના એકરાર વિના બીજો કાંઈ જ પુરાવો નથી. પોલીસે તેવો પુરાવો મેળવવા પ્રયત્ન પણ કર્યો નથી. ખુન કરવા માટે હેતુ હોવો જોઈયે. મરનારના અંગ ઉપરથી કાંઇ પણ મિલક્ત ગઈ નથી. ખીસાપાકીટમાંની મોટી રકમ એમને એમ મળી આવી હતી. બાઇના અંગ ઉપરનાં ઘરેણાં પણ અનામત હતાં. ત્યારે ખુન થયાં શા માટે ?

" મરનાર આરોપીના ગ્રાહક હતાં. તેમને લીધે આરોપીની રોજી હતી. તે રોજી સારી હતી, તો આ ખુન કરીને આરોપી બેસવાની ડાળ શા માટે કાપે ? આરોપી ભણેલો છે, બુદ્ધિમાન છે, પોતાના કાર્યનું પરિણામ સમજી શકે તેવો છે, એટલે જો ખુન કરે તો ફાંસીએ જવું પડે એ વાત એ ચોક્કસ જાણી શકે તેવો છે. એટલે ખાસ ફાંસીએ જવા માટે જ એ ખુન કરે તે વાત સમજી શકાય તેવી નથી.

" પણ તેના એકરારનું શું ? એ પ્રશ્ન સૌના મનમાં આવશે. એનો પણ ખુલાસો થઈ શકે તેમ છે. ઘણા લોકોને, ખાસ કરી યુવકોને, સારે કે માઠે, નામના મેળવવાનો મોહ કોઈકવાર થાય છે. આ ખુન બહુ જ ચર્ચાયાં હતાં. સમાજ તેથી હચમચી ગયો હતો. ખુની પકડાયો નહીં, એટલે તેને એક બદમાશ તરીકે નહીં, પણ એક મરદ તરીકે વર્ણવાયો. દેશીભાષાનાં છાપાંઓમાં અજાણતાં તેની બહાદુરીનાં આડકતરા ઉલ્લેખ થયા. આવે સમયે આ નાદાન યુવકને આ કરુણરસ નાટકના એક મુખ્ય પાત્રનું માન ખાટવાની ઇચ્છા થઈ હોય તો તે સ્વાભાવિક છે. એના ઉપર કોઇને શક નહોતો. એ પોતે આ વાત કહેતો આવ્યો ના હોત તો તેના ઉપર કદી શક આવવાનો નહોતો. છતાંયે ફુલણજીપણે આ નાદાન યુવક છાપામાં છપી આપવાના મોહથી કે એવાંજ કોઇ ક્ષુલ્લક કારણથી એકરાર કરવા

ફુટી નિકળ્યો અને આ એકરાર પણ નાટકની ઢબે કર્યો છે. એ પોલીસ ચોકી ઉપર નથી જતો, પણ કોર્ટમાં આવે છે. તે શરૂઆતથી મેજીસ્ટ્રેટને નથી મળતો, પણ કેસ શરૂ થયા પછી એકદમ ફુટી નિકળે છે, આ બધું વિચારવા જેવું છે. આવી દૃષ્ટિએ વિચારશો તો એકરાર કરવાનું કારણ સ્પષ્ટ સમજાશે.

" એક બીજું દૃષ્ટિબિંદુ પણ આ કેસ પરત્વે હોઈ શકે તેમ છે. આરોપી નબાપો—અનાથ—હતો. અહમદનગરના મીશનમાં તે ભણ્યો છે. ત્યાંના રીવાજ પ્રમાણે દરેક અનાથને એકાદ ધંધો શીખવવામાં આવે છે. તે પ્રમાણે આને સુતારકામ શીખવવામાં આવ્યું હતું. છતાંયે તે આગળ ભણ્યો અને મેટ્રીક પાસ થયો. પરંતુ નોકરી ન કરતાં તેણે આ અંગમહેનતનો જ ધંધો સ્વીકાર્યો. તેણે ફરનીચરનું જ કામ કરવા માંડયું. તેણે ધાર્યું હોત તો પ્રીસ્તિ તરીકે તેને ઠીક નોકરી મળી જાત. પણ નહી! તે તો અંગમહેનતના સિદ્ધાંતવાળો લાગે છે. તેની ઓરડીમાંથી ટૉલસ્ટૉયનાં પુસ્તકો મળી આવ્યાં છે. તેમાંના વિચારો તેણે ગ્રહણ કર્યો હશે. અંગમહેનત વિનાની કમાઇ નકામી છે, એમ તેના મગજમાં ઠસ્યું હશે. એટલે તેણે શિક્ષક કે કારકુનનો ધંધો ન સ્વીકારતાં, હલકો સુતારનો ધંધો લીધો. એની પાસે ટૉલસ્ટૉય ઉપરાંત સમાજવાદનાં અન્ય પુસ્તકો પણ નિકળ્યાં છે. આ પુસ્તકોમાં ધનવાનોને સમાજના શત્રુ લેખવામાં આવે છે. નીહીલીઝમ, એનાર્કીઝમ અને બોલ્શેવિઝમનાં ઘણાં પુસ્તકો તેણે વાંચ્યાં હોય તો નવાઈ નહીં.

" આ સૌ પુસ્તકોથી તેના મગજમાં એક પ્રકારનું ગાંડપણ આવ્યું હોય તે બનવા જોગ છે. સામાન્ય માણસો જે કામ ન કરે તે ચિત્તભ્રમવાળા કરે, ગાંડાઓ કરે. સામાન્ય માણસ બેસવાની ડાળ ના કાપે, પોતાના કદરદાન ગ્રાહકનું વિનાકારણ ખુન ના કરે.

" ધારો કે આ એકરાર સાચો છે, તો તેનો એક જ ખુલાસો થઈ શકે. આ કાર્ય ગાંડપણમાં થયું હોવું જોઇયે. ગૃહસ્થો! તમને

આ આખા બનાવમાં ચક્રમપણું નથી લાગતું ? ભલે તે ભયંકર ચક્રમપણું હોય, પણ ચક્રમપણું તે ચક્રમપણું જ. ઝેરીલા સાહિત્યથી તેનું ચક્રમપણું શરૂ થયું. એકાંતમાં તે આગળ વધ્યું. પરાણે પેટ ભરવાનો વખત આવ્યો હશે, ત્યારે તે ધનવાન વર્ગનો શત્રુ બન્યો હશે. પશ્ચિમના મુલકનાં વિચિત્ર વિચારોભર્યાં ચોપાનિયાં નિરંકુશપણે આ દેશમાં આવે છે, તેનો ભોગ આ બિચારો આરોપી થઈ પડયો છે. એક દુષ્ટ સિદ્ધાંતનો ભોગ આરોપી થઈ પડયો લાગે છે. એ સિદ્ધાંતે એને ચિત્તભ્રમ કર્યો લાગે છે. એના એ વિચારોએ એને ગાંડો કર્યો જણાય છે અને એ ઘેલછાનો ભોગ મરનાર દંપતી થઈ પડયાં.

" તેઓ એને ઘેર કોઇ કોઇ વાર આવતાં હતાં. તેઓ ધનવાન હોવાથી સમાજનાં શત્રુ છે, એમ એની ઘેલાઇયે એને મનાવ્યું, એટલે તેમને સમાજનાં વેરી જાણીને એણે એમનો જીવ લીધો. બીચારો ઘેલો ! વળી જુઓ ! પોલીસને એની સામે વહેમ સુદ્ધાં નહોતો. એને પકડાઇ જવાની લેશમાત્ર પણ ભીતિ નહોતી. છતાંએ આ પ્રમાણિક ઘેલો ખુદ પોતે આવીને શરણે થયો. આવા ઘેલાને–ગાંડાને–દિવાનાને સજા કરવી તેમાં ન્યાય સમાયો છે કે કેમ તે વિચાર હું આપ સર્વને સોંપું છું.

" હું તેને માટે દયા નથી માંગતો, ન્યાય માગું છું, અને તે પણ શુદ્ધ ન્યાય માગું છું. એને ગાંડો કરીને ઈશ્વરે સજા કરી છે. તમારે હવે સજા એને ગાંડો કરી મુકનાર સાહિત્યને કરવી છે કે એક દુષ્ટ સિદ્ધાંતનો ભોગ થઈ પડેલા આ ગરીબ ગાંડીઆને ?

" તમે તમારો નિર્ણય આપતાં પહેલાં પુરો વિચાર કરજો. જો તમારા મનમાં ગુન્હા માટે કાંઈપણ શક રહે તો તેનો લાભ આરોપીને મળવો જોઈયે. ન્યાયનું સૂત્ર છે કે શકમંદ બાબતોમાં સો ગુન્હેગાર ભલે છુટી જાય, પણ એક બિનગુન્હેગારને સજા ના થવી જોઇયે. માટે તમે પાકી ખાત્રી કરજો. મેં બે દૃષ્ટિબિંદુ તમારી સમક્ષ

રજુ કર્યો છે. એક પક્ષે તે ઝેરી સાહિત્યથી ઉશ્કેરાઈ ગયેલો, ચિત્ત-ભ્રમ કે ગાંડો લાગે છે. પણ બીજી રીતે વિચાર કરતાં તો તે જાણીતા ગુન્હામાં સંડોવાઈ, છાપાંમાં પોતાની છબી આવે તેમ ઝંખતો, બિનઅક્કલ મૂર્ખો લાગે છે. ખુન માટે હેતુનું આરોપણ થાય નહી, ત્યાં સુધી આરોપી માથે તહોમત ઢોળી પાડવું મુશ્કેલ છે. જો મૂર્ખતાથી એ ગાંડો એકરાર કરે, તોપણ તમારો ધર્મ તો શુદ્ધ ન્યાય શોધવાનો છે. ઈશ્વર તમને તે કાર્યમાં મદદ કરો. "

બચાવ પક્ષનો બારિસ્ટર આટલું બોલી બેસી ગયો. લોકોથી થોડીક તાળીઓ પડાઈ ગઈ. સર્વને લાગ્યું કે આ કૃત્ય ઘેલછામાં જ થયું હોવું જોઇયે. અને જજ તથા જ્યુરી આરોપીને કાં તો શકનો લાભ આપશે, અથવા તો તેને દિવાનાશાળામાં મોકલશે.

ત્યાર પછી રીત મુજબ ન્યાયાધિશે આરોપીને ઉદ્દેશીને કહ્યું, " તારી સામે ગંભીર આરોપ છે. વળી તેં એકરાર કર્યો છે. તને ફાંસીની સજા શા માટે ફરમાવવામાં ન આવે, તે બાબત તારે આ કોર્ટને કે જ્યુરીના સાહેબોને કાંઈ કહેવું છે ? "

આરોપીએ ખુંખારો ખાધો. ખુલ્લા રણકાબંધ અવાજે અને શુદ્ધ અંગ્રેજી ભાષામાં તેણે જવાબ આપ્યો. તેના બોલવામાં આવેશ હતો. અને તેનો અવાજ કોર્ટના આખા ખંડમાં ચોતરફ ગર્જી રહ્યો.

' માય લૉર્ડ ! અને જ્યુરીના ગૃહસ્થો ! મારો બચાવ કરવા રોકાયલા બારિસ્ટરના ભાષણ પછી મને દહેશત લાગવા માંડી છે કે કદાચ આપ સૌ મને ગાંડાની ઈસ્પીતાલમાં મોકલાવશો. ફાંસી કરતાં પણ વધારે બીક મને ગાંડાની ઈસ્પીતાલની લાગે છે. કારણકે ત્યાંની અવ્યવસ્થા અને નિર્દયતાજનિત દુઃખો મેં નજરે જોયાં છે. તે અનુભવવાનો લેશ માત્ર મારો વિચાર નહી હોવાથી મારા કૃત્યનો હું પુરતો ખુલાસો કરીશ.

" એડવોકેટ જનરલ સાહેબે મરનાર દંપતીની ધાર્મિકતાનાં તથા સમાજસેવાનાં બહુ વખાણ કર્યાં. તે દંપતીને મેં જ મારી નાંખ્યાં છે, કારણ કે તેઓ મારાં માતપિતા હતાં. ચમકશો નહી. આ મારી ઘેલછા માનશો નહીં. ધીરજથી મારી આખી વાત સાંભળો. પછી તમને ઠીક લાગે તેવો ન્યાય મને આપજો. હું નિર્ભય છું. સાંભળો મારી સાચી હકીકત.

" શહેરમાં એક મોટી વયની કુમારિકા હતી. સોળમે વર્ષે એક દુષ્ટ પાડોશીએ તેને ફસાવી. પરિણામે તેને ગર્ભ રહ્યો. એ કુમારિકા તે બાઇ ગુલાબ, અને પેલો ફસાવનાર પાડોશી તે તમારા પરોપકારી વખતચંદ શેઠ. વખતચંદ પરણેલો હતો. ગુલાબની સ્થિતિની ખબર તેનાં માતપિતાને થઇ. સમાજમાં આબરૂ જાળવવા તેઓ તાબડતોબ જાત્રાએ ગયાં. નાશીક, પંઢરપુર વગેરે સ્થળોએ ફર્યાં, અને તેમાંના એક સ્થળે ગુલાબની સુવાવડ કરી. અને તેનું પરિણામ—ગુલાબનો કંટક—તે આ તમારો આરોપી.

" મને તેઓ કોઇ ગરીબ ઘરમાં સોંપીને ચાલ્યાં ગયાં. મારૂં શું થયું તે જાણવાની કોઇને દરકાર નહોતી. મારાં પાળકો મજુરીયાત હતાં. તેમનો દેશ અહમદનગર હતો. મને લઇને તેઓ ત્યાં ગયા. ત્યાં દુકાળ આવ્યો અને હું ખ્રીસ્તીઓને આશરે પડયો. મારાં પાળકો મારાં સગાંઓનાં નામ જાણતાં હતાં. તેમણે મીશનના સાહેબને તે કહેલાં, જે તેણે નોંધી રાખેલાં.

" હું મીશનમાં મોટો થયો. ત્યાં મેટ્રીક સુધી ભણ્યો. ત્યાંના માયાળુ વ્યવસ્થાપકોએ હુન્નરની કેલવણીની ગોઠવણ પણ કરી હતી. હું ફરનીચર બનાવવાનું કામ શીખ્યો. મને તે બહુજ પસંદ હતું. મીશનમાંથી છુટી હું મુંબાઈ આવ્યો. માહીમમાં ઓરડી રાખી અને ફરનીચરનું કામ કરવા માંડયું. જુદાં જુદાં મીશનરી ખાતાઓમાંથી મને સારું કામ મળતું હતું. હું કોઇનો હરામનો બાળક છું, એમ તો

મને મીશનમાં જ ખબર પડી હતી. પાછળથી મેં તપાસ કરી અને ખોળી કાઢયું કે આ વખતચંદ મારો જનકપિતા હતો. તેણે જ્યારે પાપકર્મ કર્યું, ત્યારે તે પરણેલો હતો. ગુલાબ જાત્રાએ આવી. પણ ખરી હકીકતનો સંદેહ લોકોને પડયો, તેથી તેને પરણવા કોઈ તૈયાર નહોતું. ભાગ્યયોગે વખતચંદ રાંડયો, અને તેણે ગુલાબ સાથે લગ્ન કર્યાં."

"હું એક ચાલાક વિદ્યાર્થી હતો. મને તક મળી હોત તો હું શ્રેષ્ઠ પદ્વીએ પહોંચત એમ મને મારૂં મન કહે છે. જો મારા જન્મ-દાતાઓએ મને તજ્યો ના હોત તો મને પુરતી તક મળત. હું ભીખારી-ની માફક ઉછરત નહીં. વટલાઇને પેટ ભરત નહીં. ધર્માદાનો ટુકડો ખાનાર બનત નહીં. મારા આ સર્વ દુર્ભાગ્યને માટે મારાં માતપિતા જોખમદાર છે. ગુનેહગાર તેઓ હતાં, અને ગુનાહનો ભોગ હું છું. હું નિરાધાર હતો, તેઓ દયાહીન હતાં. મારા પ્રત્યે–તેમના પોતાના બાળક પ્રત્યે–પ્રેમ અને મમતા બતાવવાને બદલે, તેમણે મને તજી દીધો–ફેંકી દીધો.

"ખરે, તેઓ મારાં જન્મદાતા હતાં. તેમણે મને જીવનની બક્ષીસ કરી હતી. પણ કહો, જીવનની બક્ષીસ તે કાંઇ અમૂલ્ય બક્ષીસ છે? મારા જીવનની તો નહોતી જ. વળી મને જન્મ આપવાનો તેમનો વિચાર પણ કયાં હતો? એમનો વિચાર તો મારો જન્મ અટકાવવાનો હશે. અને તેમ ન બની શકે તો મને જન્મતાં જ મારી નાંખવાનો હશે. અને તેથી મને સદાયે એમ લાગતું હતું કે વેર લેવાનો મને હક્ક છે. કોઇ તમને ધપ્પો મારે તો તમે સામા બે લગાવો છો. કોઇનો માલ તમે ઉઠાવી લ્યો તો તે તમને ટીપી નાંખે છે. અરે, કોઈ તમને ગાળ દે તો તમે એને બેવડી ગાળ દઈ સામેથી મારો છો. જેમ ગુન્હો મોટો તેમ પ્રત્યાઘાત ભારે. ત્યારે આ લોકોએ તો મને આબરૂ-હીન, ધર્મહીન, દુઃખી, કંગાલ જીવન આપ્યું. એટલે મેં મારૂં વેર લીધું છે. મેં તેમનું સુખી જીવન ઝુંટાવી લીધું છે. મને તેઓએ

સુખી ન થવા દીધો, તો તેઓને સુખમાં મહાલતા હું કેમ જોઈ શકું ? આ વેર લેવાનો હું મારો પુરતો હક્ક ગણું છું.

"છતાં હું તેમને મારો પ્રેમ અર્પવા આતુર હતો. બરોબર બે વર્ષ ઉપર મારો પિતા મોહીમમાં મારે ઘેર આવ્યો હતો. તે વખતે એ કોણ હતો તેનો ખ્યાલ મને નહોતો. પરંતુ મને પાછળથી ખબર પડી કે મારે વિશે મીશનમાં બધી માહિતી મેળવી તેણે મારૂં ઘર ખોળી કહાડયું હતું. એણે ફરનીચર બનાવવાનો મને ઑર્ડર આપ્યો. બદલામાં સારી રકમ મને આપી. મને ઘણોજ આનંદ થયો. એના પ્રત્યે મારૂં દીલ ખેંચાયું. ત્યારપછી પણ ઘણીવાર તે આવતો હતો. મારી સાથે આડી અવળી વાતો પણ કરતો હતો. છએક મહીના ઉપર તે મારી માતાને લઇને આવ્યો. મારી માતાનો પગ મારા ઘરમાં આવતાં લથડતો હતો. તે મારી તરફ સીધી નજર નાંખી શકતી નહોતી. તેનો જીવ ગભરાતો હતો. મને લાગ્યું કે તેનું શરીર બગડેલું હશે. મેં તેમને પાણી આપ્યું. તેઓ બન્ને થોડીવારમાં પાછાં જતાં રહ્યાં."

"મહીના પછી વળી પાછી તે આવી. આ વખતે તે શાંત હતી. તેણે મારી સાથે થોડીઘણી વાતચીત કરી. ફરનીચર સબંધી પુછપરછ કરી, અને પછી મારાં માબાપ વિશે સવાલ પૂછયો. મેં કહ્યું: 'બાઈ! મારા માતપિતા કોઇ સ્વાર્થી, લંપટ અને પાશવ વૃત્તિનાં હતાં.' આ શબ્દો સાંભળી તેણે હૃદય ઉપર હાથ મુકયો, અને બેભાન થઈ ગઈ. મારા પિતાએ જેમ તેમ કરી તેને શુદ્ધિમાં આણી, અને પછી તેઓ ગયાં. આ બનાવથી મને બહુજ આશ્ચર્ય થયું. હું છુપાઇને તેમની પાછળ ગયો. થોડે દૂર જઈ મારો પિતા બોલ્યો : 'આ તે તારૂં કેવું ઘેલપણ! તું એને ભુલી જા. એ તારો છોકરો છે, એમ તું મનમાં શું કરવા રાખે છે? આપણાથી કંઈ લાવી એને ઘરમાં રખાવાનો છે?"

"મારાં ચક્ષુ ખુલ્યાં. મારૂં ચિત્ત ચગડોળે ચઢયું. બીજે જ દિવસે હું અહમદનગર ગયો. ત્યાંના કારકુન પાસેથી ખુશામત કરી થોડીઘણી હકીકત મેળવી. બાઈ ગુલાબનું નામ મળ્યું. તેના બાપનું નામ પણ મળ્યું. હું પાછો આવ્યો. તેમને વતન ગયો. ત્યાં પણ થોડી ભાળ મળી. ગામના એક બોલકણા ડોસાએ બહુ બહુ વાતો કરી. મારી ખાત્રી થઈ ગઈ કે આજ મારાં માતપિતા છે. હવે મારા મગજમાં વિચારો ઉભરાયા. પ્રેમ અને ક્રોધની મિશ્ર લાગણીઓ મને ઘેરવા લાગી. ક્ષણભર ગુલાબનું મધુરૂં મુખ મારી સન્મુખ દેખાયું. ભાષા સાહિત્યના પ્રેમે–બહુ ભાષાઓના સ્વેચ્છાએ કરેલા અભ્યાસે અજબ માતૃપ્રેમ મારા હૃદયમાં ઉભરાવ્યો. શું! ખરેખર મારે માતા છે ? તે સદેહે પ્રત્યક્ષ પણ છે? હે માતા !

'મા' શબ્દ ધન્ય ઉચરી નહિં મેં કદાપિ
માગ્યા પદાર્થ નજીવા પ્રબલ સ્પૃહાથિ.*

એ પંક્તિઓ મારા સ્મરણમાં ઉભરાઈ. અરેરે, દેશી ખ્રીસ્તિ બાળકનો તે કાંઇ ઉછેર છે! તેમની સોબત કેવી? તેમની ગણના કેવી? એકલસુરૂં અથડાતું બચપણ છતી માયે મારે ભોગવવું પડયું. ન તે પ્રેમ, ન તે લાલન પાલન, ન તે નિરાંત. યંત્રવત્ શિસી અને કડક નિયમપાલન. દેહ ટકાવવા જ ખોરાક અને હલકી સોબત! અને આ બધું આવી માતા છતાં!

પાસે સુધાસરિતાને મુજ કંઠ શુષ્ક !
પાસે પ્રલેપનિધિને મુજ ચક્ષુ ઉષ્ણ !
પાસે સુવાસભરિ શીતલ વાટિકા ત્યાં,
હું છિન્ન ભિન્ન ભટકયો તૃણ ઝાંખરામાં. *

' માતૃપ્રેમનો ઉભરો સમ્યો. અન્ય વિચાર ઉભરાયા. અહો! આવું સારૂં કુટુંબ! એ લોકોએ મને તક આપી હોત તો હું શું ના કરત! મેં અભ્યાસમાં મારો સમય કેવો નિર્ગમન કર્યો હોત! હું

* રાઈનો પર્વત.

કેટકેટલું ભર્યું હોત ! મેં શું કર્યું હોત! અરે, મેં શું ના કર્યું હોત !" અને પ્રેમમાં ક્રોધ મિશ્ર થયો.

"વળી પાછું મારૂં જીવન મેં જીવવા માંડયું. માહીમની એ ઓરડી અને એ મારૂં ફરનીચર. મહીના એક પછી પાછાં તે બે જણ આવ્યાં. મારા માનસિક પરિવર્તનની તેમને કાંઈ ખબર નહોતી. બાઈયે મારી સાથે આ વખતે બહુજ માયાથી વાત કરવા માંડી. મને કહ્યું: 'તું ફરનીચરની દુકાન સારા પાયા ઉપર કહાડ. અમારો પણ થોડી મુડી રોકવાનો વિચાર છે. તું બહુ સારો અને હોંશીયાર છોકરો છે. આ સબંધમાં તું કોઈ યોજના વિચારજે. લે ! હાલ તરત તારે માટે આ થોડી ભેટ આણી છે. તને તે ખપ લાગશે.' આટલું બોલી તે માયાથી મારી સામે જોઈ રહી. મારા હૃદયમાં ક્ષણભર પ્રેમ જન્મ્યો. પણ તેનો દંભ જોઈ તે ક્રોધમાં ફેરવાયો. હું ગરમ થઇ ગયો. તેની ભેટ મેં પાછી ધકેલી અને કહ્યું: 'માતૃપ્રેમનો બદલો આમ ન વળે. તમે મારી મા છો. મારા સામુ જુવો અને સાચું કહી દો !' એ તો એકદમ ચમકી. જાણે કે ઘા પડયો હોય તેમ ઉંચું જોયું. તે ઉભી થઇ ગઈ અને બોલી : 'તું તો દીવાનો થઇ ગયો લાગે છે.'"

"મેં કહ્યું: 'હું દીવાનો નથી. તમે મારાં માતપિતા છો, તેની મેં ખાત્રી કરી છે. હું તમારી તરફ કુભાવ નહી રાખું. તમે એકવાર સાચી વાત કબુલ કરો. હું તમને ફજેત નહી કરૂં, નહી હેરાન કરૂં, નહી પૈસા માંગવા આવું, પણ એકવાર મને તમે પુત્ર કહી સંબોધન કરો. મને પડખામાં લ્યો. મારૂં માથું પંપાળો. મને તેમાં સ્વર્ગ-સમું સુખ લાગશે. તમે મને કરેલા સર્વ અન્યાય હું ભૂલી જઈશ."

"પણ મારી કાકલુદી તેમણે સાંભળી નહીં. તેઓ બંને ગુપચુપ બહાર નીકળવા લાગ્યાં. મેં બારણાં વાસી દીધાં અને કહ્યું: 'જો હીંમત હોય તો મારી સામું જુવો અને કહો કે મારી વાત જુઠી છે.'

"મારી માતાએ ફીકીઆરી પાડી. પિતાએ ધમકી આપી અને મને કહ્યું : 'એકદમ દ્વાર ખોલ, નહીં તો હું તને પોલીસને સ્વાધીન કરીશ.

તું લુચ્ચો છું. અમારે ગળે પડી ફજેતીની દહેશત આપી, તું પૈસા રળવાનો માર્ગ ખોળે છે. ખોલ, હરામખોર !'

"મને તેણે ધક્કો માર્યો, બારણું ઉઘાડી નાંખ્યું અને બન્ને જણ ઉતાવળાં ચાલવા માંડયાં. હું ટુંકે રસ્તેથી તેમની આગળ નીકળ્યો. અગાઉથી જઈ ખાડી આગળ ઉભો. તેઓ ત્યાં આવ્યાં. હું ફરી તેમને પગે પડયો. મેં કહ્યું: 'એકવાર મને પુત્ર કહી સંબોધન કરો. હું તમને નહીં ફજેત કરૂં. મારે ધન નથી જોઇતું. પણ મારા પિતાએ મને બોચીમાંથી પકડયો, મને માર્યો અને કહ્યું: 'ફરીથી બોલીશ તો તારો જીવ લઇશ.'

"હવે હું કેવળ બેફામ બની ગયો. શું કરૂં છું તેનું મને ભાન રહ્યું નહીં. મારા હાથમાં મારો મોટો સુતારી અણીદાર લોખંડનો કંપાસ હતો. એકદમ ઉછળીને મારા પિતાના ગળામાં મેં તે ઘોંચી દીધો. તે તમ્મર ખાઇને ભોંય ઉપર પડયો. મારી માતાએ મદદ માટે ચીસો પાડી, એટલે તેને પણ મેં એજ પ્રમાણે પુરી કરી. પછી મને લાગે છે કે મેં તે બન્નેને પાણીમાં નાંખવા પ્રયત્ન કર્યો હશે.

"કોઈને મારા ઉપર વહેમ આવે તેમ હતું નહી. હું મારી પોતાની ઓરડીમાં સલામત હતો. અને ત્યાર પછી તો શું બન્યું તે તમે સૌ જાણો છો.

"આ મારી હકીકત છે. બને તેટલી સચ્ચાઇથી મેં કહી છે. દયા હું માંગતો નથી. આ સમાજથી હું કંટાળ્યો છું. તમારે જે ન્યાય કરવો હોય તે કરજો."

* * * *

આરોપી થાકીને બેસી ગયો. કૉર્ટમાં સૌ મંત્રમુગ્ધ થઈ ગયા હતા. સર્વત્ર શાંતિ હતી. ન્યાયાધિશે કેસ બીજા દિવસ ઉપર મુલતવી રાખ્યો.

બીજે દિવસે શો ન્યાય મળશે, તે કોઇ કહી શકો છો ?



૧૪

# સહચારિણી-સંસારમાં અને વેપારમાં

"અરે ભગવાન ! આ મારી નાની નર્મદાના સામું પણ નહિ જુવે ! !" આ કરૂણ શબ્દો એક ભાંગાતુટા ઘરના ખુણાની એક ગંદી પથારીમાંથી આવતા હતા. સંધ્યાકાળનો વખત હતો. ફક્ત બે ઓરડાનું ઘર હતું. અંદરના ઓરડામાં રસોડું અને ડાકડમાળ હતાં. બહારના ઓરડામાં બે પથારીઓ હતી. એક પથારીમાં એક બાઇ બેભાન પડી હતી, અને બીજી પથારીમાંથી એક પુરૂષ ઉપર લખેલા શબ્દો બોલતો હતો. એક નિર્દોષ બાળા ખોળામાંથી ચવાણું ફાકતી હતી.

એટલામાં એક બાઈ આવી. તે મુક્તિફોજની મડમ દાક્તર હતી. તેણે એક ભગવી સાડી તથા લાલ બદન પહેરેલાં હતાં. માથું ઉઘાડું જ હતું. હાથમાં ચામડાની બેગ હતી. સાથે એક દેશી ખ્રીસ્તી કમ્પાઉડર હતો. તેના હાથમાં પણ દવાની સામગ્રી હતી.

"માફ કરજો, ભાઈ! આજે મને આવતાં બહુજ મોડું થયું. પણ ઘેર ઘેર માણુસ પ્લેગથી પટકાયલા છે." પેલી બાઇએ શુદ્ધ ગુજરાતી-

માં કહ્યું. તેણે ખુણામાં બેભાન અવસ્થામાં પડેલી બાઈ દરદીને તપાસી અને માથું હલાવ્યું.

"તમે બધાં જો અમારી ઇસ્પિતાલમાં આવો તો સારૂં." તે બાઇએ પેલા પુરૂષને કહ્યું, "તમારી સ્ત્રીની તબીયત બહુજ બગડેલી છે, અને તમે જો અહિંથી ખસશો નહિ તો તમારી જાતને જોખમ છે. અને આ મધુરી ફુલસમી બાળકી તો ઇશ્વરની કૃપાથી જ આમ સાજી છે. એને તો અહિંથી ખસેડવી જ જોઇયે."

"મડમ સાહેબ! તમે તો બહુ જ પરોપકારી છો, પણ અમે પરદેશી માણસ છીયે. અમારૂં અહિં કોઇ સગું નથી. મારી વહુની દવા તમે બહુજ કાળજીથી કરી છે. હું જાતે બ્રાહ્મણ છું, પણ અમારા કોઈ હિંદુઓએ કે ધર્મના મહારાજોએ અમને આમ મદદ કરી નથી. ખરેખરા ભગવાનને તો તમે ઓળખ્યા છે. હું જાણું છું કે મારી વહુ આજના દિવસની મહેમાન છે, અને આ જીવલેણ રોગથી હું પણ ભાગ્યે જ બચું. પણ આ મારી છોકરીને તમે લઈ જાવ. હું જાતે રાજીખુશીથી તમને સોંપું છું. એ સંબંધી કાગળપર લખાણ પણ કરી લ્યો. કારણ કે અમારી નાતમાં કન્યાઓ મોંઘી છે, એથી બે ત્રણ હજાર રૂપિયા સહેજે ઉપજે. એટલે મારા મરી ગયા બાદ એના પિતરાઇ કાકાઓ એનો કબજો લેવા ઉતરી પડશે અને તમને હેરાન કરશે. માટે મને એક કાગળ આપો, એટલે હું મારા હાથ-દસ્કતથી જ બધી સોંપણ કરીશ."

આટલું બોલી તેણે કાગળ લીધો અને પોતાની છોકરીના વાલી તરીકે મીસીસ ઍડમ્સને ઠરાવ્યાં. પોતાની પૂંજી ત્રણ હજાર રૂપિયાની હતી, તેમાંથી એક હજાર રૂપિયા મીશન હૅાસ્પીટલને બક્ષીસ કર્યા, અને બે હજાર રૂપિયા છોકરીના નામના કરવા લખ્યું. વળી વિશેષમાં તેણે જણાવ્યું કે જે ધર્મના અનુયાયીઓ પરધર્મીઓની પણ સુંદર સેવાચાકરી કરે છે, તથા પોતાના જીવના જોખમે પણ તેમની

માવજત કરે છે, તે ધર્મ સુંદર જ હોવો જોઇએ.. તે માટે મારી પુત્રીને તે ધર્મ સ્વીકારાવો તો મારે કાંઈ જ વાંધો નથી. આ પ્રમાણે લખીને કાગળ તથા પેટીની ચાવી તેણે મીસીસ ઍડમ્સને આપ્યાં. કાગળ ઉપર તેણે તથા મીસીસ ઍડમ્સના આસીસ્ટંટે સહીઓ કરી.

તે માંદા માણસે પોતાની દિકરીને બોલાવી અને કહ્યું કે હવેથી તું મડમ સાહેબ જોડે જ રહેજે અને એમનું કહ્યું માનજે.

મીસીસ ઍડમ્સે તેને માથે હાથ ફેરવ્યો અને કહ્યું : "આજે જ તું મારી સાથે ચાલ. રાત્રે અહીં રહેવામાં ઘણું જોખમ છે." પછી તેમણે પેલા પુરૂષને કહ્યું : "ભાઇ ! જ્યારે અમે કોઇની દવા કરીયે છીએ, ત્યારે અમે કોઇને અમારો ધર્મ સ્વીકારવાનું કહેતા નથી. પણ મારી તરફ તમારો સદ્‌ભાવ જોઇને, તથા અમારા ધર્મ વિષે તમારા વિચાર જાણીને હું એક હિંમત કરૂં છું. તમારી સ્થિતિ બહુ ગંભિર છે, હજી તમને ભાન છે, તેટલા સમયમાં તમે અમારો ધર્મ અંગિકાર કરો. હું પાદરીને બોલાવીને તમને પવિત્ર પાણી અપાવીશ."

પેલા માણસે ફીકકું હાસ્ય કર્યું, અને ધીમેથી બોલ્યો : "માફ કરજો, મેમ સાહેબ ! હું તમને નિરાશ જ કરૂં છું. બધાંનો પ્રભુ એક છે. સચ્ચાઈ અને પરોપકાર એ બધા ધર્મનાં લક્ષણ છે. હું તમને બહુ જ માન આપું છું. પણ હવે મરતી વખતે તો ધર્મ નહિ બદલું. હે શ્રીનાથજીબાવા ! અમારા ધર્મગુરૂઓને સદ્‌બુદ્ધિ આપ. ધર્માલયોનાં ધન પરોપકાર માટે વાપરવા તેમને પ્રેર. જય સ્વામિનારાયણ ! !" આટલું બોલી તે બેભાન થઈ ગયો.

મીસીસ ઍડમ્સની આંખમાં પાણી દેખાયાં. તેઓ પોતાના આસિસ્ટંટને ત્યાં મુકી, નાની નર્મદાને પોતાની સાથે લઇને હૉસ્પિટલ ઉપર ગયાં. તે રાત્રે આ બંને ધણી ધણીયાણીએ પ્રાણ છોડયા.

* * *

મીસીસ ઍડમ્સને નર્મદા ઉપર અત્યંત વહાલ હતું. તેમણે તેને ખ્રિસ્તી ધર્મમાં લીધા પછી નોરા ઍડમ્સ એવું નામ આપ્યું અને પોતે તેને જાતિ દેખરેખ નીચેજ ઉછેરી. નર્મદા બાર વર્ષની થઈ ત્યારે તેને મુંબાઈ મોકલી અને ત્યાંની નિશાળમાં દાખલ કરી. બીજી છોકરીઓ સાથે તે હરતી ફરતી અને રમતી હતી. એનાં માત-પિતા હોત તો પણ આટલી કેલવણી તો એ નાજ પામત, એમ કોઈ પણ કહી શકે.

મીસીસ ઍડમ્સે એના પિતાની યાદ નર્મદાના મન ઉપર ઠસાવી હતી. તે ભલી બાઇયે તેને ગુજરાતી ભાષા પણ ભણાવી હતી. અને નર્મદા જ્યારે પૂરી સમજણી થઈ, ત્યારે તે બાઈના હૃદયની વિશાળતા સમજીને તેણી મનમાં ને મનમાં અત્યંત ઉપકાર માનતી હતી.

સત્તર વર્ષની ઉમરે નર્મદા મેટ્રીકની પરીક્ષામાં પસાર થઈ. તેજ સાલમાં મીસીસ ઍડમ્સ હિંદમાંથી ફારગ થઇને અમેરિકા જવાનાં હતાં. તેમની ઇચ્છા નર્મદાને દાકતર બનાવવાની હતી. પણ નર્મદા ઘણી બુદ્ધિશાળી નહોતી, પરીક્ષાની તૈયારી કરવાનું કામ તેને માટે બહુ જ કઠણ હતું. તે ઉપરાંત બીજાં છ વર્ષ ભણવા માટે જે સાધન જોઇએ તે પણ નહોતાં. નર્મદાના બાપે મૂકેલી નાની સરખી રકમ વ્યાજ સાથે અનામત હતી, પણ એટલામાં નર્મદા દાક્તરી અભ્યાસ પૂરો કરી શકે તેમ હતું નહિ. તેથી મીસીસ ઍડમ્સે તેને યંગ વીમેન્સ ક્રીશ્ચિયન એસોસીએશનના શોર્ટહેંડ ટાઇપિરાઈટીંગ અને બુકકીપીંગના વર્ગોમાં દાખલ કરી. એક વર્ષમાં તો નર્મદા આ સર્વમાં નિષ્ણાત થઈ ગઈ અને મીસીસ ઍડમ્સે એને એક સારી, સુસ્થાપિત અંગ્રેજી પેઢીમાં સારે પગારે નોકરી અપાવી. પછી પોતે હિંદ છોડી ગયાં.

નર્મદાને આ નવી નોકરી અનુકૂળ હતી. સાહેબ ભલો હતો. વળી નર્મદાનો પહેરવેશ પણ દેશી મડમ જેવો હતો, તથા અંગ્રેજો-

ની નિશાળમાંજ ભણેલી હતી. તેથી તે કેટલીએ પેઢીથી ખ્રિસ્તી હશે, એમ બધાના મનમાં હતું. તે Y. W. C. A. માંજ રહેતી અને જમતી, એટલે તેને એકાંત લાગતું નહોતું. તેમજ ઓછા ખર્ચમાં નિભાવ થતો હતો, અને દર મહિને સારી રકમ બચતી હતી. આમ ને આમ ચાર પાંચ વર્ષ ચાલ્યું. લડાઈનાં વર્ષો દરમિયાન તેને બોનસ પણ સારૂં મળ્યું. વળી એના બાપે મૂકેલી રકમ મીસીસ ઍડમ્સે એને આપી દીધી હતી. એટલે નર્મદા પાસે હવે સારી રકમ થઈ હતી, અને તેનું બળ પણ તેને સંતોષ આપતું હતું.

*　　　*　　　*

નર્મદાના હિંદુ સંસ્કાર જતા નહોતા રહ્યા. મીસીસ ઍડમ્સ જેવી ઉદાર બાઇને હાથે તે ઉછર્યાથી ધર્માંધપણું તેને કોઈ ઠેકાણે નડયું નહોતું. વળી Y. W. C. A. ના આદર્શો પણ વિશાળ હતા. ધર્મના સંકુચિત અર્થ તેઓ કરતા નહિ. ઘણુંખરૂં તેમનું ખ્રિસ્તિપણું સેવા–ભાવમાંજ સમાઈ જતું હતું. નર્મદાએ પોતે આર્યતત્ત્વજ્ઞાનનો થોડો અભ્યાસ કર્યો હતો. ગીતાનું ભાષાંતર, તેના ઉપર લોકમાન્ય તીલક અને અભેદમાર્ગી મણિલાલ નભુભાઈનું વિવરણ તેણે વાંચ્યાં હતાં, અને હિંદુધર્મ પ્રત્યે તેને અનુરાગ હતો. વળી તે ખ્રિસ્તીઓમાં વસતી હતી, છતાં દેશોદયની હિલચાલોથી વાકેફ રહેતી હતી. તે પોતાને એક ગુજરાતી ગણતી અને ગુજરાતી સાહિત્યમાં રસ લેતી હતી. પરંતુ તેની ઓફીસવાળાઓ તો તેને એક ગોટલી તરીકે ગણતા હતા, અને દેશીઓ તેનાથી દૂર રહેતા હતા.

સાહેબનો અંગત મદદનીશ એક ગુજરાતી યુવક હતો. વેપારી કૉલેજના શરૂઆતના ગ્રેજ્યુએટમાંનો તે એક હતો. તે ફક્ત નોકરીને વૈતરૂં નહોતો ગણતો, પણ પોતાના કામમાં બહુ જ રસ લેતો હતો, અને ખંતથી પોતાની ફરજ બજાવતો હતો. આ કારણથી તે સાહેબનો માનીતો હતો. તે પક્કો નેશનાલિસ્ટ હતો, અને દેશી ખ્રિસ્તીઓની

તેને ખાસ સુગ હતી. નહિ તો મીસ ઍડમ્સ (નર્મદા)ની સાથે તેને ઘણીયે વાર કામ પડતું હતું. પણ તેણે બિલકુલ પરિચય વધાર્યો નહોતો. વિલાયતની ટપાલને દિવસે તો આ બે જણાં તથા સાહેબ ઘણીવાર રાત્રે આઠ આઠ વાગે ઓફિસમાંથી છુટતાં હતાં અને સાહેબ ઘણીવાર મીસ ઍડમ્સને એસોસીએશન ઉપર મૂકવા પણ જતા હતા. છતાં કોઈવાર મી. મહેતાએ મોડેથી પણ મૂકવા જવાનું પૂછ્યું નહોતું. સાહેબને ઉતાવળ હોય તો મીસ ઍડમ્સ એકલી જતી હતી. અલબત્ત, તેનું મકાન કાંઇ આઘું નહોતું, અને કોટના રસ્તા ઉપર કાંઈ દહેશત પણ નહોતી. પરંતુ ચાર વર્ષના પરિચયથી નર્મદાના મનના જુદાજ ભાવ હતા. મી. મહેતાની હોંશીયારી માટે પ્રથમ તેને માન ઉપજ્યું હતું, અને ધીમે ધીમે તેમાંથી પ્રેમ ઉદ્‌ભવ્યો હતો. પોતાના હૃદયમાં તે મી. મહેતાને ચહાતી હતી. મી. મહેતા પોતાના હાથ નીચેના માણસો પ્રત્યે બહુજ મીઠી વર્તણુક રાખતા હતા, સાહેબ સાથે વિનયથી અને સ્વમાનથી વર્તતા હતા. આ સર્વથી નર્મદા અંજાઈ ગઈ હતી અને તેની સાથે પરિચય વધારવા ઇચ્છતી હતી.

મી. મહેતા તેની તરફ ઠંડા હતા. તેનું કારણ પણ તે સમજી હતી. મી. મહેતાનું ધર્માભિમાન તે વખાણતી હતી, અને પોતાની સામાજિક સ્થિતિને બહુ દોષ દેતી હતી. છતાંય તે બધું મનમાંજ સમાવતી હતી, અને કોઈક દિવસ પણ પોતાના પ્રેમની સાબીતી મી. મહેતાને તે આપી શકશે એવી શ્રદ્ધા અંતઃકરણમાં રાખતી હતી.

* * *

આજે વિલાયતની ટપાલ લખવાનો દિવસ છે. ઑફીસનો વખત પૂરો થઈ ગયો છે. કામ પણ આજે પુષ્કળ છે. આજની મેઈલમાં વિલાયતના કેટલાએક વેપારીઓ આવ્યા છે. સાહેબ તેમની સાથે કામમાં રોકાયલા છે. ટપાલનું બધું કામ મી. મહેતા અને મીસ

ઍડમ્સને માથે છે. નીચી ડોકીએ બંને જણ કામ કરે છે. અંતે તે પૂરૂં થાય છે, ત્યારે ટાવરમાં સાડાસાતનો ટકોરો અને સુંદર સરોદો વાગે છે. આજે જ મી. મહેતાને મીસ ઍડમ્સની કાર્યદક્ષતાનો ખ્યાલ આવ્યો. તે કેવળ ટાઇપીસ્ટ નહોતી, પણ વેપારની ઘણી બાબતોની સમજણ તેને હતી. કેટલાએ કાગળોના જવાબ તો તેણે પોતાની મેળે જ લખી રાખ્યા હતા અને તેમાં મી. મહેતાને કાંઈજ ફેરફાર નહોતા કરવા પડયા. મી. મહેતાએ સહેજ રમૂજ–આટલા વર્ષમાં પહેલીજ વાર કરી કે હવે તો મીસ ઍડમ્સ તમે મારી જગ્યા લઈ શકો. આ બોલથી મીસ ઍડમ્સનું શેર લોહી ચઢયું.

બંને જણાંયે કાગળો સમેટયા. મી. મહેતા પોતાના ખાનગી ઓરડામાં ગયા. નર્મદા જાણે કે તે હમણાંજ બહાર આવશે અને સાથે જઈશું એમ ધારી તે તૈયાર થઈ તેના બારણા સામું જોતી ઉભી રહી. એટલામાં મી. મહેતા કાંઇ બોલતા હોય તેમ લાગ્યું. જીજ્ઞાસા દબાવી ન શકયાથી નર્મદા પાસે ગઇ અને કાન માંડયા.

“ અરેરે, હું તો દાસત્વ કરવા જ સરજાયો છું. ગરીબ છોકરો ધર્માદા બોર્ડીંગમાં રહી ભણ્યો. મારી પાસે તે કયાંથી ધન હોય? મારે સગાં પણ કયાં છે કે કોઈની પાસે મદદ માગું ! ? નહિ તો આવી સુંદર પળ ફરી ના આવે. જો મારી પાસે બીજા આઠેક હજાર હોય તો આ ઓફીસના જેટલો વેપાર હું ખેડી શકું ! ! આજે જ મને એજન્સી આપવા જણાવ્યું છે. પરંતુ પંદર હજાર રૂપિયા બેંકમાં મૂકવા જોઇએ, અને મારી પાસે તો માંડ સાતેક હજાર હશે. ”

આ શબ્દો સાંભળી નર્મદાના હૃદયમાં કાંઈ કાંઇ થઈ ગયું. તેણે મનમાંજ કાંઈક નિશ્ચય કર્યો, અને પછી મી. મહેતાના ઓરડાનું બારણું ધકકેલી તે અંદર ગઈ. બારણું ઉઘાડવાથી ચમકેલા મી. મહેતાની દરકાર કર્યા વિના તે બોલી, “ માફ કરજો, મી. મહેતા. તમારા બોલ

મારે કાને પડયા છે, તમારા અંતરની વાત મેં જાણી છે. તમારે જરૂર છે તેટલાં નાણાં મારી પાસે છે, અને હું તમને મદદ કરવા તૈયાર છું."

"કોણ તમે ? તમારી પાસે એટલી રકમ કયાંથી ? અને તમે શા માટે મને મદદ કરો ?"

"હું તમને બધી વાત કહીશ. રકમ મારી પાસે છે, અને મારી પોતાની છે. પણ મદદ તો એક સાટીથી કરવાની છે."

"શી સાટી છે ? મને કહો. જો આવી મદદ આમ મળતી હોય તો હું ગમે તે સરત પાળવા ખુશી છું. બોલો."

"શરત એટલી કે તમારે મારી સાથે લગ્ન કરવાં. હું તમને હૃદયથી ચાહું છું. આજ કેટલાએ સમયથી ચાહું છું. અને તેટલા માટેજ આ રકમ તમારા હાથમાં મૂકવા તૈયાર થઈ છું."

"શું ? લગ્ન ? ? તમે ખ્રિસ્તિ; હું બ્રાહ્મણ. એ કેમ સંભવે ? વળી હું કાંઇ તમને ચાહતો નથી. પ્રેમ વિનાના લગ્નને તમે શું કરશો ?"

"મી. મહેતા ! તમે મને તરછોડી ના કાઢો. તમે બ્રાહ્મણ છો તો, હું પણ બ્રાહ્મણ છું. આ પહેરવેશની અંદર આર્યહૃદય ધડકે છે. હું શુદ્ધ ગુજરાતી છું."

"આટલું કહી નર્મદાએ પોતાનો ઇતિહાસ ટુંકામાં જણાવ્યો. આ વખતે નર્મદાનું મોં સુંદરતાથી ચળકતું હતું. તે આકર્ષક લાગતી હતી. મી. મહેતાના મોં ઉપરની સખ્તાઈ ઓછી થઈ ગઈ. તે બોલ્યા "ના, ના, હું દિલગીર છું કે હું તમારી મદદ નહિ સ્વીકારી શકું મને માફ કરો.",

આટલું બોલી, સામાન્ય સભ્યતા પણ વિસારીને ચાલી ગયા. નર્મદા બિચારી એકલી પોતાને સ્થાને ગઇ. આજે તેની ભૂખ ઉડી ગઇ હતી તેણે પોતાનો પાસો નાંખ્યો હતો, પણ તેમાં નિષ્ફળ નિવડી.

હતી. પ્રેમ સંબંધી કબુલાત કર્યા પછી તે ઓફીસમાં રહેવું તેને માટે મુશ્કેલ હતું. પણ મી. મહેતાને—પોતાના સ્નેહપાત્રને—આ પ્રમાણે વગર પૈસે રાખવા તે પણ તેને ગમતું નહોતું. આખી રાત તેણે તરફડીયાં માર્યાં. તેને જરાયે ઉંઘ આવી નહિ. અંધારામાં પણ તે એક જ સૂત્ર જોયા કરતી હતીઃ—

" પ્રેમ અર્પણ કરી જાણે છે. પ્રેમને કાંઈ જ આશા નથી. " આપીસ. આ નિશ્ચય થયો એટલામાં સીપાઇયે ખબર કરી કે કોઈ ગૃહસ્થ તમને મળવા માંગે છે. મી. મહેતા જાતે જ ત્યાં આવ્યા હતા.

" મીસ ઍડમ્સ ! " તેઓ બોલ્યા, " મેં આખી રાત વિચાર કર્યો છે. તમારી શરત મારે કબૂલ છે. ઘણા હિંદુઓ પૈસાથી કન્યા ખરીદે છેઃ તો ભલે તમે મને—વરને—ખરીદો. "

" ના, મી. મહેતા ! મેં પણ વિચાર કર્યો છે. મારી શરત હું પાછી ખેંચી લઉં છું. રૂપિયા વગર શરતે તમને મળશે. "

" મને તમે એવો સ્વાર્થી ધાર્યો, નર્મદા ! આ રાત્રે મારામાં જબરૂં પરિવર્તન કર્યું છે. જો હું પ્રિસ્તિ નામનેજ ધિક્કારતો નહોત તો હું કયારનોએ તમારાં સદ્‌ગુણો, તમારી બુદ્ધિ, અને તમારી મોહકતા જોઇ શકયો હોત. મેં હમણાં કહેલું વાકય અંતરનું નથી, તે કેવળ મજાક છે. હવે તો હું પૈસા વિના પણ તમારા હાથની માગણી કરવા આવ્યો. "

" પણ હું પ્રસ્તિ છું તેનો વિચાર કર્યો ? "

" હા. આખી રાત જાગીને બધાયે વિચાર કર્યા છે. હવે તો જાણે મને એમ લાગે છે કે ચાર વર્ષથીજ આપણે ગાઢ સબંધમાં છીયે. તમારી નાની નાની ઘણીયે વાતો મને યાદ આવે છે. અને કાલે અડધા કલાકમાં તમારૂં હૃદય હું જોઈ શકયો છું, તેથી તો હું તમારો ગુલામ થઇ શકયો છું. તેમાં વળી બિનશરતે રકમ આપવાની વાતે તો અવધીજ કરી છે. આપણા લગ્ન સંબંધી બધીજ વિગતો હું

તમારા હાથમાં છોડીશ. મારે કોઇ સગું નથી. કોઇ દૂરનું સગું હશે તો તેણે મારા સામું જોયું નથી. ફક્ત એક જ શરત કે હું બીજો કોઈ ધર્મ અંગિકાર નહિ કરૂં."

"હું પણ હિંદુ ધર્મની હિમાયતી છું ખરી. પણ જે ધર્મે મને જીવતદાન આપ્યું, જે ધર્મ મારાં મુરબ્બી મીસીસ ઍડમ્સે મને અંગિકાર કરાવ્યો, જે ધર્મની હુંફમાં હું અત્યાર સુધી પોષાઇ, તે ધર્મ હું પણ તજી દેવા તૈયાર નથી."

"તેની મને કાંઈ હરકત નથી. મને તો ખાત્રી છે કે આપણે સૌ બુદ્ધિ—સંપ્રદાયના અનુયાયી થઇશું. વળી ગુજરાતમાં વૈષ્ણવ વર અને જૈન કન્યાનાં લગ્ન સામાન્ય છે. એ ધર્મભેદ આપણને નડશે નહિ અને આપણાં લગ્ન તો રજીસ્ટર કરાવી શકાશે."

"હું તે બાબતમાં અનુકૂળ છું."

"એક બીજી વાત. હું તમારા પૈસા માટે લગ્ન નથી કરતો. પણ જો તમારી ઇચ્છા હશે, તો આપણે વેપારમાં પણ ભાગીદારી કરીશું. તમારી વેપારી કુનેહ અને હોંશીયારીનો ખ્યાલ મને કાલે જ આવ્યો. આપણે એ સાથે જ યુરોપના વેપારીને મળીશું અને જે નફો થાય તેમાં પણ આપણો સરખો હીસ્સો રાખીશું. આ પ્રમાણે આપણે સંસાર જીવનમાં તેમ જ વેપારમાં ખરો સહચાર સાધીશું."

નર્મદા આ સબંધમાં વાંધો લેવા જતી હતી, પણ મી. મહેતાએ તે સાંભળવાની ના પાડી. પછી બંને જણાં તે જ દિવસે પેલા પરદેશી વેપારીને મળ્યાં. તે તેમનાથી ખરેખરો અંજાયો. તેમાંયે વળી એક સ્ત્રી ભાગીદાર થવાની છે, તે જોઇને તો તેને ઘણી જ નવાઈ લાગી. અંતે બહુ જ ફાયદાકારક શરતોથી તેઓને એજન્સી આપવાનું નક્કી થયું. અને પંદર હજાર રૂપીયા આ લોકોએ અનામત બેંકમાં મૂકવાનું કબૂલ કર્યું.

બીજે દિવસે તેમણે આ સર્વ હકીકત પોતાના સાહેબને કહી.

આ પાવરધા માણસો જશે તેથી તેને દિલગીરી થઇ. પણ એક સદ્-ગૃહસ્થની માફક તેણે તે દબાવીને બંનેને ખાસ અભિનંદન આપ્યાં. અને મી. મહેતાને કહ્યું કે એજન્સી કરતાંયે મીસ ઍડમ્સને મેળવવા માટે હું તમને અભિનંદન આપું છું.

એક મહિનામાં તો બહુ ફેરફાર થયો. મી. મહેતા અને મીસ ઍડમ્સનાં લગ્ન રજીસ્ટર થઈ ગયાં. તેમાં એક સાક્ષી તેમના સાહેબ હતા. તેમણે આ લગ્નના માનમાં મોટો મેળાવડો કર્યો અને તેમની ઓફીસની બાજુમાં જ " મી. અને મીસીસ. મહેતા લીમીટેડ. " એ નામે બીજી ઓફીસ ઉઘાડી. આ બન્ને ઓફીસો અત્યારે સરખી આબરૂદાર લેખાય છે.



૧૫

# સાચાં સ્વપ્ન અથવા સંસ્કારી સ્ત્રીઓની સમાજસેવા

"વિખરણુ" ગામની ભાગોળે ભર બપોરે એક ગાડું આવ્યું. તેમાં બે સુકુમાર સ્ત્રીઓ થોડાક સામાન સાથે બેઠેલી હતી. તેમનો પહેરવેશ તો ગામડાંનો લાગતો હતો. પરંતુ ઝીણી નજરે જોતાં દેખાઈ આવતું હતું કે તેઓ ગામડાનાં નહોતાં. તેમની ચામડી રેશમ જેવી સુંવાળી અને ગોરી હતી. હાથે ચુડા નહોતા પણ દાંતની બંગડીઓ હતી. અને તાપથી બચવા તેમણે છત્રીઓ ઉઘાડી હતી. પગે જોડીઓ નહોતી, પણ ચંપલો હતી. માથે વાળને અંબોડો તંગ નહોતો બાંધ્યો, પણ ઢીલો હતો. ગળે ટુંપીયો કે મંગળ-સુત્ર નહોતાં. પણ ઝીણો કાળો દોરો હતો. અને તેને છેડે ઘડીયાળ

હશે એમ કલ્પના થતી હતી. અને તેમની ચોળીના એક ખીસામાંથી નાનો હાથરૂમાલ ડોકીયાં કરતો હતો. આ બાઇઓએ ગામડીયા દેખાવ માટે પ્રયત્નો પુષ્કળ કર્યા દેખાતા હતા; છતાંએ તેઓ શહેરી હતાં એ સ્પષ્ટ જણાતું હતું.

ગાડું ગામના ચોરા આગળ આવીને ઉભું રહ્યું. ત્યાં બે ત્રણ પુરૂષો બેઠા હતા. બાઇઓમાંથી એકે પૂછ્યું: " ભાઈ! મોતીલાલ પારેખનું ઘર કયાં આવ્યું ? "

" કયો મોતીલાલ ? પેલો હોમરૂલવાળો ? " એક વૃદ્ધ પુરૂષ બોલ્યો.

" હા, એજ હશે. મહાસભા સમિતિના તે મંત્રી છે. "

" જા, જા, અલ્યા ઓતરાની ભાગોળે પેલા મોતીયા ધાંધળાને ઘેર ગાડું લઈ જા. " પેલા વૃધ્ધે ગાડાવાળાને કહ્યું અને ગાડું ચાલ્યું.

ગાડાનો અવાજ સાંભળી ઘરમાંથી હાંફ્લો ફાંફ્લો એક યુવક બહાર દોડી આવ્યો.

" આવો બેન, આવો બેન, હું જાણું કે નમતે પહોરે આ ભરબપોરે તાપમાં તમે નીકળશો એમ કોણ ધારે ? મને કાગળ મળી ગયો છે. "

બંને સ્ત્રીઓ ઉતરી. સ્ત્રીઓએ પોતાનો સામાન લઇને ઓટલે મૂકયો અને ગાડાવાળાને વિદાય કર્યો. મોતીલાલ ત્યાં પોતાની વિધવા માતા સાથે રહેતો હતો. બાઈ વૃદ્ધ પણ જાજરમાન હતાં.

" મોતીલાલભાઈ ! અમારો વિચાર તો પ્રથમ ઘરનો બંદોબસ્ત કરાવવાનો હતો. પણ અમદાવાદમાં એમ સલાહ મળી કે મોતીલાલને ત્યાં એકાદ દિવસ રોકાઇને પછી જાતે જ અનુકૂળ ઘર ખોળી લેવું.

" બેનો, આ ઘર તમારૂં જ છે. હું અને મોતીઓ બે જણાંજ ઘરમાં છિયે. અને ફક્ત એક ભેંશ સિવાય બીજાં ઢોર પણ નથી એટલે તમને ફાવશે. તમે આહિં જ રહેવાનું રાખજો. " ડોશીમાએ કહ્યું.

" અમદાવાદથી મારા ઉપર બધી વિગતનો કાગળ આવ્યો છે.

અમારા ગામમાં તમારાં જેવાં બે કેળવાયલાં બેનો રહીને સુધારા સૂચવશો તો જરૂર અમને ફાયદો થશે. તમ જેવાની મદદથી અમારૂં ગામડું આદર્શ ગામડું બનશે. અત્યારે તો ગામમાં પક્ષ છે, ગંદકી છે, કન્યાનાં વેચાણ છે, અને સ્વાર્થ છે. તેમ સરકારનું દુઃખ પણ ઓછું નથી." મોતીલાલે કહ્યું.

"એ તો ગામેગામમાં છે. છતાંયે અમદાવાદમાં મને એમ સલાહ મળી કે એકંદરે વિખરણ ગામનું વાતાવરણ અમારા કામને અનુકૂળ છે. ગામમાં થોડા ડાહ્યા વૃદ્ધો છે. થોડા ઉત્સાહી યુવકો છે. અને વાણીયા, પાટીદાર અને ભીલડાં વચ્ચે બહુ કુસંપ નથી. વસવાયાને પણ દુઃખ નથી. અમે તો નિશ્ચય કરીને આવ્યા છિયે કે ગમે તેટલાં વર્ષ રહીને પણ આ ગામને આદર્શ બનાવવું."

"જીવતાં રહો બેન! અને સફળ નિવડો. આ ગામમાં હું તમારો પ્રથમ સેવક છું.

૨

"સાતે સસ્સાનો આજે વિજય છે. સરલાબેન! પેંડા લાવો." આમ બુમો પાડતો એક રમતીયાળ યુવક સાઇકલ ઉપરથી ઉતર્યો.

સાત સસ્સા એટલે સાત સાહેલીઓ. દરેકના નામ 'સ' ઉપર અને સાતે જણ એકજ કૅાલેજમાં અભ્યાસ કરતાં હતાં. ચંદારામજી હાઈસ્કુલમાં ચોથા ધોરણથી એમની ટોળી બંધાઈ હતી. અને ત્યારથી તેમનું નામ સાત સસ્સા પડયું હતું. તેઓ પોતે પણ પોતાને "સાત સસ્સા" સમાજ એમ કહી ઓળખાવતાં હતાં. આ સાતે સહીપણીઓ સ્વભાવે તો ભિન્ન જ હતી, પણ અંતરમાં એક હતી. નાનપણમાં તેમણે કાંઇ કાંઈ તોફાનો કરેલાં, પણ કોઇ દિવસ કોઈની ચાડી નહિ ખાધેલી. કોઈ દિવસ નિશાળનું નામ બગડવા નહિ દીધેલું. અણીને વખતે નાક જાળવેલી. અને પરિક્ષામાં તો કોઈ નાપાસ થયું જ નહોતું.

એમની મેતીઓને એ ચીઢવતી પુષ્કળ. મેતીઓ ક્ષણભર ચીઢાતી, પણ એકંદરે તેમને ચહાતી હતી.

કૉલેજમાં પણ સાત સસ્સા સાથે જ ગયા હતા. બધાંયે વિલ્સન કૉલેજમાં જોડાયા હતા. પ્રો. જોષીને એ બહુજ બનાવતા હતા અને છતાંયે તેને વખાણતા. તેમણે બધાંએ ઇતિહાસ—અર્થશાસ્ત્રનો વિષય લીધો હતો. અને આજે તેઓ બધાંયે એક જ વર્ષે—સૌ સાથે જ બી. એ. માં પસાર પણ થયાં.

કૉલેજ જીવનમાં તેમનામાં ગંભીરાઈ વધારે આવી હતી. તેમનાં આદર્શો પણ ઘડાતાં જતાં હતા. ક્રમનાં પુસ્તકોનાં વાંચન ઉપરાંત તેમનું વાંચન વિશાળ હતું. અને તેઓ ટેનીસમાં પાવરધાં થયાં હતાં. શરીર તેમણે ખડતળ બનાવ્યાં હતાં. ટેવો બધી સાદી જ હતી. અને આ સૌ ઇરાદાપૂર્વક હતું. દેશસેવાના તેમને આદર્શ હતા. તેમણે નક્કી કર્યું હતું કે સબળ શરીર સિવાય સેવા શકય નહોતી. જ્ઞાન વધારવું. શરીર મજબૂત કરવું, ટેવો સાદી રાખવી, એમ થાય તો જ ગરીબ દેશની સેવા કરાય.

સરલા,
સાવિત્રી,
સિદ્ધારિકા,
સીતા.
સુલોચના,
સૂર્યકાંતા,
સેવના.

આ સાત સાહેલીઓ આજે પાસ થઈ. સાતે જણીએ જીવનમાં હવે શું કરવું તે સંબંધી વિચાર કરવા માંડયાં. સાતમાં સિદ્ધારિકા અને સીતાનો ઉત્સાહ શાંત થઈ ગયો હતો. સામાજીક બંધનોની બેડીએ તેમને જકડવા માંડી હતી. એમની જ્ઞાતિઓના ત્રાસને લીધે

એમના માતપિતા તેમને પુરતી છૂટ આપે તેમ નહતું. અને સ્વભાવે તેઓ એવી નહતી કે આ છૂટ જાતે મેળવી લે. તેઓ આ પરિસ્થિતિથી જાણીતી હતી અને સાત સસ્સા સર્વદા સચ્ચાઈ સાચવતી હતી એટલે તેમણે પ્રથમ પોતાની હકીકત આ સભામાં કહી દીધી અને ઉમેર્યું.

" અમારી સમાજસેવાની ભાવનાઓ અમલમાં ઉતારવાનું કામ અત્યારે તો અમારે મુલતવી રાખવું પડે છે. પરંતુ અમે સાત સસ્સાના મંડળની સભાસદો તો મરણ પર્યંત રહીશું જ. અમારી સેવાભાવના તો નષ્ટ નહિ જ થાય અને તેથીએ વિશેષ સ્ત્રીઓને હીણપદ લાગે, સ્ત્રી હક્કને નુકશાન થાય, સ્ત્રીઓનું માન જાય, તેવું કાર્ય મરણાંતે પણ અમે નહિ કરીયે. કદાચ આટલું કરતાં પણ અમને અતિશય દુઃખ પડશે, કદાચ ઘરકુટુંબમાં શાંત અવરોધ કરવો પડશે, તો પણ તે માટે અમે તૈયાર છીયે. અમારામાં ખુલ્લું બંડ કરવાની હિંમત નથી. બંડની જરૂર તો અમને લાગે જ છે. પરંતુ હીંમત વિના કામ ઉપાડી નિષ્ફળતા નોતરવી, તેનાં કરતાં અમારી યોગ્યતાનો વિચાર કરીને જ પગલું ભરવું અમને શ્રેષ્ઠ લાગે છે. "

આ બનેની હકિકત સાંભળી પાંચ જણે તિરસ્કાર ના કર્યો, મશ્કરી ના કરી, પોતાની સરસાઈ બતાવવા પ્રયત્ન ના કર્યો, પણ તેમની વાત કબૂલ કરી. પછી સરલા બોલી.

" સેવાના વ્રત તો આપણે ક્યારનાયે સ્વીકાર્યાં છે. અને હું તો આ જન્મ મારા મન, વચન અને કાયા સેવાને જ અર્પણ કરીશ. લગ્ન મારે કરવું નથી. અત્યારે તો લગ્ન એ બેડી છે. અને મને તો લાગે છે કે પરણવું એટલે પતન ! એક મનુષ્યને દેવ કરી પૂજવો, તેના જીવનમાં આપણું જીવન સમાપ્ત કરવું, તેને રાજે પદે સ્થાપી તેના ગુલામ થવું કે બહુ બહુ તો તેનું પ્રધાનપદ લેવું મારાથી આ કદી નહિ બને. મારા સેવાયજ્ઞમાં તેથી ઉણપ રહે. સેવાયજ્ઞની

સાધના માટે મારી જાતને લુપ્ત કરી કઠણમાં કઠણ કાર્ય કરવા કબૂલ છું. આજ્ઞાપાલક થવા પણ કબુલ છું પણ તે કેવળ સેવાયજ્ઞને સારૂ. ગમે તેટલું દુઃખ ખમવા હું તૈયાર છું. એકલે હાથે બંડ કરવા પણ તૈયાર છું. કોઈપણ સામાજીક બંધનોના અંતરાય હું સહન નહિ કરી શકું. ”

**સા**વિત્રી : “ એ વાત બરોબર છે. હું પણ તમારૂં કહ્યું કબુલ કરૂં છું. સેવાયજ્ઞને ખાતર તેમજ સરલા પ્રત્યેના મારા અથાગ પ્રેમને ખાતર જ્યાં **સ**રલા ત્યાં હું. પણ આ સેવાયજ્ઞ કરવો શી રીતે, તે મારાથી સમજાતું નથી. ”

સુલોચના: “ તમે જાણે પરણવા નથી માગતાં, પણ માબાપનો વિચાર કર્યો ? તેઓને દુભવવા તમે તૈયાર છો ? વળી આપણે સ્ત્રીજાત. આ કળીકાળમાં એકલાં રહેવાશે ? દુષ્ટ માણસો જરૂર આપણને વિતાડશે. હું તો કહું છું કે લગ્ન તો કરવું, પણ પતિ યોગ્ય પસંદ કરવો. જીવનભર આપણી સ્વતંત્રતા ના સચવાય. આપણું વ્યક્તિત્વ જળવાય, તે માટે લગ્ન સમયે જ પતિ પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી. સપ્તપદીની પ્રતિજ્ઞા પત્નિ જ શેની લે. બંને લે, ” ‘

સૂર્યકાંતા: “સેવાવ્રત તો મારે પણ કબુલ છે. પરંતુ પૈસા વિના સેવા થઇ શકે જ નહિ. હું તો મુંબાઈ રહીશ, એડવોકેટ થઇશ, હાઇકોર્ટમાં પ્રેકટીસ કરીશ અને મેળવેલા પૈસાનો ઉપયોગ સેવાયજ્ઞમાં કરીશ. સ્ત્રીહક્ક માટે લોકમત જાગૃત કરવો પડશે. જાહેર સભાઓ દ્વારા તે ઉત્તમ રીતે થઈ શકશે. અનુકૂળતાએ હું જરૂર ધારાસભામાં જઇશ અને ત્યાં સ્ત્રીઓના લાભ માટે કાયદાઓ પસાર કરાવીશ. હું તો **સ**રલાને પણ કહું છું કે પ્રથમ તું મોટો હોદ્દો લે. એટલે સેવાકાર્યમાં પણ ઉત્તમ પ્રતિષ્ઠા પાડી શકાશ. ”

**સે**વના: “ મને પણ સૂર્યકાંતની વાત વ્યાજબી લાગે છે. હું

પણ જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લઇશ. કોન્ફરન્સો અને ખુદ કૅાંગ્રેસમાં પણ જઇશ. સભાઓ ધ્રુજાવીશ. પુરૂષો માને છે કે સ્ત્રીઓ ભાષણ કરી શકે જ નહિં, પરંતુ હું સૌની ખાત્રી કરી આપીશ કે જો સ્ત્રીઓ પણ બહાર પડે તો પુરૂષો કરતાં સરસ કામ કરી શકે."

સરલાઃ એમ કે ? તમારી સૌની વાતો મેં સાંભળી. મને તો લાગે છે કે આપણે સૌએ સૌની પ્રકૃતિ પ્રમાણે કાર્ય કરવું. મુદ્દો એ છે કે આપણા ધ્યેયમાં ના ચૂકવું. સ્ત્રીજાતિની અવદશા દૂર કરવી. તેમને વિશેષ જ્ઞાન મળે તેમ કરવું. દુષ્ટ રિવાજો વિદારવા. લોકમતથી કે કાયદાથી આ સૌ સાધવું. સ્ત્રીઓનો હલકો પડી ગએલો દરજ્જો માનભર્યો કરવો. તેમના આર્થિક હક્ક વધારવા. તેમની આર્થિક સ્વતંત્રતા માટે યુદ્ધ કરવું. આ સૌ કાર્યોમાટે આપણું ક્ષેત્ર ગુજરાત રાખવું. દેશી રાજ્યોમાં કે બ્રિટિશ હદમાં આપણી સેવા શરૂ કરવી. સીતા અને સિધ્ધારિકા પણ આપણું કાર્ય ગમે તે સ્થળે કરી શકશે. આપણે કેવળ સાત જણ નથી, આપણે તો સાત સંસ્થાઓ છીયે.

આપણે જ્યાં જ્યાં જઈશું, ગમે ત્યાં હોઇશું, ત્યાં ત્યાં આપણી સંસ્થા પસારીશું. ગૃહજીવનમાં ગ્રામ્યજીવનમાં, કૅાંગ્રેસમાં કે ધારાસભામાં સર્વત્ર આપણે આપણું કાર્ય ચાલુ રાખી શકીશું. આપણે સાતે જણ સમાજને બતાવી આપીશું કે કૅાલેજ જીવનમાં, ઉગતી જુવાનીમાં અમે કેવળ સ્વપ્ન નહોતાં જોતાં. આપણે જે જાતની તાલિમ લીધી છે, વિચારો કર્યા છે, ભાવનાઓ સેવી છે, તે આચારમાં ઉતારવા માટે જ. અને આપણે આપણી પ્રકૃતિ પ્રમાણે આ ભાવનાઓ અવશ્ય તાદૃશ કરીશું જ. મુશ્કેલીઓ તો છે જ, પણ તે વિદારવામાં જ આપણું સ્ત્રીત્વ સમાયલું છે. ચાલો આજે આપણા ગુર્જર સાક્ષર રમણભાઇના જ શબ્દોમાં સૌ પ્રતિજ્ઞા લઇયે કેઃ

સ્ત્રી જાતિની આવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રકટાવીશું કે;
તેની પ્રચંડ ઉંચી જ્વાલની માંહિ થાશે
અજ્ઞાન, સ્વાર્થ વળી દુર્મતિ સર્વ ભસ્મ

સાતે જણે ગંભીરાઈથી આ પંક્તિઓ ગાઇ અને પછી સરલાએ કહ્યું. હે પ્રભુ ! હે દરિદ્રનારાયણો ! હે માતૃભૂમિ !

સન્મતિ પ્રેરિ છે જેવી, આપજો બલ તેહવું,
કે હું સર્વસ્વ છોડીને, તમને વળગી રહું.

પછી તેમણે નક્કી કર્યું કે સાત સેવિકાની સમાજનો એક નિયમ રાખવો કે દરેક જણે દરેક નવા વર્ષને દિવસે ગત વર્ષનો હેવાલ સર્વ સભાસદોને જણાવવો. આ પ્રમાણે સાતે જણ ગંભીર નિશ્ચય કરી જુદા પડયાં.

બીજે દિવસે સરલાના પિતાએ તેના સૌ અભિલાષ જાણ્યાં. તેમણે તેને સમજાવી અને કહ્યું " બેન ? મેં તને દીકરા પેઠે કેળવી તે આટલા માટે નહિ. અહિં તારે માટે સઘળું છે. તારે જે જોઇએ તે અહિં રહીને કર. તને યૌમારના અભિલાષ હશે તો હું આડે નહિ આવું, પરંતુ મારી આંખથી અળગી ના થા. "

" મોટાભાઇ ! તમારા ઉપકાર હું કદી નહિ ભૂલું. તમે તો એટલા માયાળુ છો કે તમારાથી દૂર જતા મારૂં અંતર દાઝે છે. પણ હૃદયમાં સેવાનો અગ્નિ સળગ્યો છે, તે મને સદા સર્વદા સળગાવ્યા જ કરે છે. તમારા પ્રેમથી પણ તે શીતળ નથી થતો. મને શાંતિ પમાડવી હોય તો મારૂ ધાર્યું કરવા દો. અરે, તમે મને મદદ કરો. મારી સાથે ચાલો. તમારૂં ધન મને આપો. મારી બેનો, હિંદની દેવીઓ અત્યારે હીણ દશામાં છે. તેમના ઉદ્ધાર વિના દેશનો ઉદ્ધાર નથી. "

સરલાના પિતા સનમુખભાઇ પાકા મુત્સદ્દી હતા. તેમણે જાણ્યું કે છોકરી ભાષણીઆઓથી અને છાપાવાળાઓથી ભરમાયલી છે. હમણાં એને છેડવામાં સાર નથી. એટલે તેમણે બાજી બદલી., "બેન! મારે તારા વિના બીજું કોણ છે? પણ મારૂં એક કહ્યું કર. થોડા દિવસ મારી સાથે નિરાંતે રહે. અત્યાર સુધી તો તું ભણવામાં હતી, એટલે બધાં સાથે બેસી નિરાંતે જમ્યાં પણ નથી. માટે થોડા મહિના અહિં આરામ લે. પછી આપણે માથેરાન જઇશું. મારી તબિયત પણ ઠીક નથી. અને પછી તારે કરવું હોય તે કરજે."

સરલાથી ના કહેવાઈ નહિ. તેણે જાણ્યું થોડા દિવસ પછી જ મારૂં કામ આરંભીશ. વળી તે દરમ્યાન મારો કાર્યક્રમ પણ વિચારીને ગોઠવીશ. સાવિત્રીને તેણે આ હકીકત કહી. સાવિત્રીએ પણ તે કબૂલ કર્યું. સાવિત્રી તો સરલાને દેવી-સમ પૂજતી હતી. તેનો પડયો બોલ ઉપાડી લેતી હતી. ગરીબની પુત્રી હતી, અત્યારે એકલવાઈ હતી અને સરલાના પિતાની મદદથી જ ભણી શકી હતી. છતાંયે સેવાવૃત્તિ તેની અડગ હતી. સરલા સાથે સુખે કે દુઃખે સેવાયજ્ઞમાં સંપૂર્ણ ભાગ લેવાનો તેનો નિશ્ચય પાકો હતો.

૩

સુમંતરાય બેરીસ્ટર તાજા જ વિલાયતથી આવેલા હતા. મોટા જમીનદાર કુટુંબના તે એકલા પુરૂષ વારસ હતા, એટલે દેસાઇગીરીની આવક બહુ જ સારી હતી. મુંબઇમાં બહુ જ ફેશનમાં રહેતા હતા, અને હજી કુંવારા જ હતા. તેઓ પોતાની નાતના જ હોવાથી સરલા માટે યોગ્ય થઈ પડશે, એમ સનમુખરાયનું ધારવું હતું. આ હેતુથી સનમુખરાયે સુમંતરાયને એક વેળા ચ્હા પીવા બોલાવ્યા. સુમંતરાયે સરલાને કૉલેજના મેલાવડામાં જોઈ હતી. તે પોતાની નાતની છે એટલું તેઓ જાણતાં હતાં, પણ તેથી વિશેષ માહિતી સરલા સંબંધી તેમને

નહોતી. તેમના વિચારો બહુ જ આગળ વધેલા હતા અથવા તો સામાજીક બાબતોમાં તેમને વિચારો જ નહોતો એમ કહો તો ચાલે. સગવડ અને સુખ મળે તેમ કરવું. કાયદાના બંધનમાં ના આવવું, તે નીતિ. હિંદુઓ જંગલી છે. હિંદીઓ એક પ્રજા નથી. તેમને સુધારવાનો પ્રયત્ન કરવો તે સાગર ઉલેચવા જેવું છે. દારૂ ના પીએ તે તો જંગલી જ હોય. અને જો દુનિયા વનસ્પતી આહાર કે નિરામિષ આહાર કરે તો પૃથ્વી ભોડી બની જાય, અને લોક ભૂખે મરે, એ તેમની માન્યતાઓ હતી.

સુમંતરાય આવ્યા. સનમુખભાઇએ પણ આજે જબરી વ્યવહારકુશળતા દાખવી હતી ઘરમાં નાસ્તો બનાવ્યો હતો અને સાથે કોર્નેલીયાની પેસ્ટ્રી અને સેંડવીચ તથા કેક પણ હતાં. ત્યાંથી એક પીરસનારો પણ બોલાવ્યો હતો. જુના મતવાળા પિતાની આ કારીગીરી જોઇને સરલા તો છક થઈ ગઈ. ચ્હા પીવાનો પ્રસંગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. દીવાનખાનામાં સૌ વાતો કરતાં અડધોએક કલાક બેઠાં. સુમંતરાયના વિચિત્ર વિચારોની કાંઇક ઝાંખી સરલાને થઈ. પણ તે દિવસે કાંઈ ચર્ચા ના થઈ.

બીજે દિવસે સુમંતરાય તરફથી સરલા અને સનમુખભાઇને વળતું નોતરૂં આવ્યું. સનમુખભાઈ–વ્યવહારકુશળ. સનમુખભાઇ–ગયા નહિ, પણ સરલાને મોકલી. સુમંતરાયને અતિ આનંદ થયો. ચ્હા સાથે ઘણો જ ભારે નાસ્તો હતો. તેમાં માંસાહાર પણ હતો. સરલાએ વિનયથી તે લેવા ના પાડી, ત્યારે સુમંતરાયે કહ્યું

" હિંદુસ્તાન પછાત રહેવાનું કારણ જ આ છે. શું ખવાય અને શું નહિ, તે પણ શાસ્ત્રનો વિષય. કોને અડકાય અને કોને નહિ તે પણ શાસ્ત્રનો વિષય. કયાં પરણાય અને કયાં નહિ તે પણ શાસ્ત્રનો વિષય. આ દેશ માટે કાંઇ જ આશા નથી. હું આ દેશને ધિક્કારૂં છું. દરેક સમજુ માણસે આ દેશને ધિક્કારવો જ જોઇએ."

"જરાયે નહિ. ટુકડા ટુકડા જેટલા ગામડામાં વસેલા લોકોને કોણ સમજાવે? નથી તેમનાં ગામડામાં રસ્તા કે નથી તેમાં આરોગ્ય. ત્યાં તે કોણ જઈને પોતાની જાત જોખમમાં નાંખે? અમેરિકા અને સ્કોટલેંડના પાદરીઓને આપણા રાજ્ય તરફથી પૈસા આપીને ગામડે ગામડે મોકલી ખ્રિસ્તી ધર્મનો પ્રસાર કરાવવો જોઈયે. એ પાદરીઓ મૂર્ખ છે, વટલાવવાની વાત આવશે એટલે તેઓ ગમે તેવાં જોખમ ખેડીને ગામડામાં જશે. હું તો કોઈ પણ ધર્મમાં માનતો નથી. બુદ્ધિવાળા લોકો ઈશ્વરમાં શી રીતે માની શકે?"

આ વિચારો સાંભળી સરલા ચમકી. આ મનુષ્ય નથી પણ રાક્ષસ છે એમ એને લાગ્યું, અને દ્રઢતાથી બોલી:

"માફ કરજો, સુમંતરાય! પરંતુ આપે હિંદુ ધર્મ કે હિંદુ તત્વજ્ઞાનનો જરાયે અભ્યાસ કર્યો નથી એમ લાગે છે. નહીં તો પશ્ચિમ દેશોમાં ફરેલા અને ઉંચ કેળવણી પામેલા કોઈ ગૃહસ્થ આવા વિચારો ધરાવી ના શકે. પશ્ચિમના પ્રજાતત્ત્વનો પાયો શેના ઉપર રચાયો છે, તેનો આપે અભ્યાસ કર્યો છે? રૂશીયાનું અર્વાચીન રાજતંત્ર પણ મોટા તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત ઉપર રચાયું છે તે તમે જાણતાં જ હશો. રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય ગમે તે સિદ્ધાંત સ્વીકારીએ, હિંદમાં રાજસત્તા ગમે તેના હાથમાં હોય તે સામે વાંધો ના લઈયે, તોપણ તમે એટલું તો સ્વીકારશો ને કે આ પ્રદેશની જનતા-ને જીંદગીની જરૂરીયાતો મળવી જોઈયે, તેમજ તેમનાં શરીર અને બુદ્ધિવિકાસ માટે યોગ્ય ગોઠવણ રાજસત્તાએ કરવી જોઈયે. આપણી ઉપર ગમે તે સત્તા હોય, તેણે દેશની જનતા માટે આટલું કરવું જ જોઈએ એમ તમે નથી માનતા?"

"નહિં, નહિં. એ બધી ખટપટ આપણે શા સારૂ કરવી? જીવવું, સુખ સેવવું, એમાં જ છે પૂરી મઝા." સુમંતરાયમાં કવિત્વ સ્ફુર્યું. તેમણે બાજુના ટેબલ ઉપરથી એક ડીકેંટર લીધું, સોડા અને વીસ્કી

ભેળ્યાં અને ગ્લાસ સરલા સામે ધરતાં કહ્યુંઃ "તમે થોડું લેશો? અહિંની હવામાં આ તાજગી આપશે."

"માફ કરજો, હું તે નથી લેતી, એટલુંજ નહિં પણ તે લેવાની જરૂર નથી એમ હું માનું છું."

"જવાદો ને આ બધી પાદરીશાહી ચર્ચાઓ! આપણે હવે જરા મોટરમાં ફરવા જઈયે અને પછી હું તમને તમારે ત્યાં પહોંચાડું. તમારા વિચારોને કાંઈક આઘાત થયો હોય તો ક્ષમા કરજો, પણ મારા યે વિચારો ધ્યાનમાં લેજો." એમ કહી સુમંતરાય ગ્લાસ ગટગટાવી ગયા.

બંને જણાં ફરવા ગયાં. સુમંતરાય મોટર હાંકતા હતા. બાજુએ સરલા બેઠી હતી. એમની મોટર બે સીટની જ હતી. મોટરવાળો આજે માંદો હોવાથી આવ્યો નહોતો. સુમંતરાયે જુહુ તરફ ગાડી લીધી. જુહુને કીનારે જઈ ન્હાવા પડેલાં નર નારીઓ જોયાં. સરલાથી સહજ બોલાઈ ગયું :

"આ લોકો કેવી મઝા કરે છે? અને મારી હિંદુ બેનો! હજારો હિંદુઓને સાં સાધન છે, છતાંયે પુરી, પાંચ હિંદવાણીઓ અત્રે નથી?"

"હું ખોટું કહું છું કે આ દેશ માટે આશા જ નથી." સુમંતરાય બોલ્યા.

જુહુના કીનારાના વિશ્રાંતિગૃહમાં વળી સુમંતરાયે તરસ છીપાવી. આ વખતે સરલાને તેમણે આગ્રહ ના કર્યો. પાછા ફરતાં અંધારૂં થવા આવ્યું હતું. સુમંતરાય લ્હેરમાં હોય એમ લાગતું હતું. મોટર હાંકતા હાંકતા સીસોટી વગાડતા હતા. તેમણે માહીમ આગળથી ગાડી ફરી દરીયા તરફ વાળી અને ત્યાં રેતાળ કીનારે ઉભી કરી. સર્વત્ર સંધ્યાનો આછો અંધકાર છવાયો હતો, આછી ચાંદની હતી અને કોઈ મનુષ્ય નજરે નહોતું પડતું.

" અહિં આ ઉછળતો દરિયો કેવો સુંદર લાગે છે ? " સરલા બોલી.

" હા, સૌંદર્ય અહિં એવડું છે અને વળી મધુરૂં એકાંત છે." આટલું બોલતાં જ સુમંતરાયે સરલાની કમરે હાથ વીંટાળ્યો અને પાસે ખેંચી.

સરલાએ સ્વપ્નામાં પણ નહિં કલ્પેલી પરિસ્થિતિ ઉભી થઈ. વિચાર કરવાનો સમય નહોતો. સરલાએ પ્રથમ જોરથી તેને તરછોડયો, મુઠીઓ વાળી બેઠકમાં ઉંચી થઈ અને સુમંતરાયના મુખ ઉપર મુકકાનો વરસાદ વરસાવ્યો. સુમંતરાય એક પળ ભાન ભૂલ્યા, અશ્લીલ વચનો સાથે ઉભા થયા અને સરલાએ પણ આવેશમાં જ તેમને ઉથલાવી પાડયા.

પડતાની સાથે સુમંતરાય સમજ્યા અને બોલ્યા "મિસ સરલા ! આ બધું શા માટે ? શું તમને કાંઈ અપમાન લાગ્યું ? માફ કરજો. કંઇક ગેરસમજુત થઈ છે. " આમ બોલીને તે ત્યાં આવ્યા.

" ખબરદાર, જો આ મોટરમાં બેઠા છો તો. મને મોટર હાંકતાં આવડે છે. જો તમારી આબરૂ સાચવવી હોય તો માટુંગાના સ્ટેશને ચાલ્યા જાવ, હું મોટરમાં જાઉં છું અને મોટર તમને ત્યાં મળશે. હું ટ્રેનમાં ચાલી જઈશ. " સરલા બોલી.

સુમંતરાયે આજીજી કરવા માંડી પણ સરલા ના જ સમજી. એણે ધાર્યું કર્યું.

સુમંતરાય માટુંગાથી મોટરમાં ગ્રાંટરોડ ગયા. હવે તેમને પશ્ચાતાપ થવા માંડયો હતો. સરલાને તેમણે સુંવાળી, ભણેલી, નિર્બળ બાળા માની હતી. તેના પિતા વિવાહની ઇચ્છા રાખે છે એટલે પોતે જેમ કરશે તેમ ચાલશે તેમ પોતાની ધારણા હતી તે ખોટી લાગી. સરલાની ટ્રેન આવતા પહેલાં તો તે ગ્રાંટરોડ સ્ટેશને પહોંચ્યા અને સરલાને મોટરમાં બેસી ઘેર જવા વિનવી, અને ફરી માફી

માંગી. સરલાએ ઉદારતાથી માફી આપી અને પોતે તેમની મોટરમાં જ પોતાને ઘેર ગઇ. આ વાતનો અણસારો પણ તેણે કોઈને ના કર્યો.

સુમંતરાયે ત્યાર પછી મુલાકાત ચાલુ રાખી. સનમુખરાય સમજ્યા કે મારી યુક્તિ સફળ નિવડશે. સુમંતરાય જેવો ધનવાન જમાઈ મળશે અને દીકરીના મગજમાં ભરાયલા ગાંડા વિચારો નિર્મૂળ થશે. પરંતુ સરલાએ પોતાના સર્વ વિચારો સુમંતરાયને સ્પષ્ટ સમજાવ્યા. પોતે તો જીવનપર્યંત કૌમારવ્રત ધારણ કર્યું છે તે કહ્યું અને જણાવ્યું કે મારી દુઃખી ભગિનીઓ માટે મારા હૃદયમાં એટલો પ્રેમ છે કે અન્ય પ્રેમને તેમાં સ્થાન જ નથી. જેમ જેમ સુમંતરાયે સરલાને ઓળખી, તેમ તેમ તેમનાં પડળ ઉઘડયાં. આ યુવતિ સામાન્ય નથી. તેનામાં રૂપ છે, હૃદય છે, બુદ્ધિ છે અને ચકોરતા છે. નીતિમય જીવન અને વિચારો તેનો સ્વભાવ થઇ પડયા છે અને સિદ્ધાંતો ઉપર તેણે ભવિષ્યનો જીવનક્રમ રચી મૂકયો છે. સુમંતરાયના હૃદયમાં સાચો પ્રેમ ઉભરાયો. સરલાને તે ચ્હાવા લાગ્યા, પરંતુ તે પ્રેમ વ્યક્ત કરવાની તેમનામાં હીંમત નહોતી. સરલાની સાત સખીઓને પણ તેમણે ધીમે ધીમે ઓળખી અને એડવોકેટ થવા ઇચ્છતી સૂર્યકાંતા સાથે તેમનો પરિચય વધ્યો. સૂર્યકાંતાને સલાહ મેળવવાની સારી સગવડ થઈ.

સરલાની વરસગાંઠ આવી. આગલે દિવસે સુમંતરાયને સનમુખલાલ મળ્યા અને પુછ્યું કે "મારી સરલાનો હાથ તમે સ્વીકારશો ?"

" હું સ્વીકારીશ, એ તે પ્રશ્ન ? હું તેને દેવીની માફક પૂજીશ, તેને પગલે ચાલીશ, તેનું કહ્યું કરીશ; પણ એ વાત તમે બોલશો જ નહિં. તે પરણનાર નથી. એણે સ્પષ્ટ રીતે મને તે વાત કહી છે અને મારે એના હાથની માંગણી જ ના કરવી એમ વચન લીધું છે."

સનમુખરાયને આઘાત થયો. સરલાને તેમણે એકાંતમાં બોલાવી અને વળી વિનવણી કરી: "બેન! ડોસી કુંવારી મૂઇ નથી જાણી. માયા કાયા સૌનો વિચાર કરો. સુમંતરાય લાખ રૂપિયાનો માણસ છે, માટે કાલે જ નક્કી કરી નાંખો."

"મોટાભાઇ! માફ કરો. મારી હજારો બેનો દુઃખમાં ટળવળે છે તે વખતે મારાથી કેમ બેસી રહેવાય! અને લગ્ન માટે તો હું સરજાઈ જ નથી. મારો નિશ્ચય થઈ ગયો છે માટે એ વાત જવા દો. આવતી કાલ સુધી જ હું મુંબઈમાં છું. પછીનો મારો કાર્યક્રમ નક્કી છે." સનમુખરાયે તે વાત પડતી મૂકવામાં જ સાર જોયો.

વરસગાંઠને દિવસે સાતે સહીપણીઓ ભેગી મળી. ફરી ફરી સેવાયજ્ઞની વાતો કરી. ફરી ફરી નિશ્ચયો કર્યા અને સરલાએ જાહેર કર્યું કે "હું મુંબઈ છોડીને ગમે તે પ્રદેશમાં જઈશ. અનુકૂળ સ્થાને રહી ત્યાંની સ્ત્રીહિતની સર્વ પ્રવૃત્તિઓ હાથ ધરીશ. તમે સૌ પણ તમારી પ્રકૃતિ અને વૃત્તિને અનુસાર નિશ્ચિત કામો માથે લેજો."

સાવિત્રીએ કહ્યું: "જ્યાં તમે ત્યાં હું. તમારો કાર્યક્રમ તે જ મારો."

તે દિવસે સુમંતરાય પણ અભિનંદન આપવા આવ્યા હતા. તેઓ પણ સાતે સસ્સાને મળ્યા અને કહ્યું: "તમારા સપ્તકમાં પુરૂષ સહાયક વર્ગની યોજના હોય તો આઠમો મને ગણજો." સૌએ તેમનો ઉપકાર માન્યો અને કહ્યું, "અમારે તો સૌનીએ સહાય જોઇયે છીએ."

રાત્રે બધા વિખરાયા. તે દિવસથી સાવિત્રી સરલાને ત્યાં જ રહેવા આવી, અને સરલાએ તે રાત્રે સનમુખરાયને કહ્યું:

"હવે મને હસીખુશીને રજા આપો. તમે ના કહેશો તોપણ હું જવાની જ છું. તમે મને હેતથી ઉછેરી, પુત્રસમ શિક્ષણ આપ્યું તે માટે હું સદાયે તમારી ઓશીંગણ છું. ગુર્જર સમાજમાં સૌ પિતાઓ તમારા જેવા હોત તો અત્યારે સમાજની સ્થિતિ કાંઈ જુદી જ

હોત. જે હેતથી અને કર્તવ્યબુદ્ધિથી તમે મને શિક્ષણ આપ્યું, તે જ પ્રમાણે આજે મને જવાની રજા આપો. મેં લગ્ન કર્યું હોત તો તમે મને આનંદથી વિદાય કરત ને ? તે જ પ્રમાણે મને આનંદથી વિદાય કરો. ”

**સનમુખરાયે સરલાને** સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. અંતે તેમણે જોયું કે કલેશ કરવામાં સાર નથી, એટલે તેને જેમ ઠીક લાગે તેમ કરવાની રજા આપી. પણ વચન લીધું કે પોતે બોલાવે ત્યારે આવી જવું.

નિકળવાને દિવસે **સરલાએ** ગામઠી પહેરવેશ આણ્યો. પિતાને તેણે ખુલાસો કર્યો કે ગામડાની બાઇઓનો વિશ્વાસ સંપાદન કરવો હોય તો મારે તેમની માફક જ રહેવું જોઈયે. સાદાં સાધનો સાથે **સરલા** અને **સાવિત્રી** ચાલી નિકળ્યાં.

૪

**સરલા** અને **સાવિત્રી** હવે તો ગામમાં જુનાં થઈ ગયાં છે. **મોતીલાલના** ઘરની નજદીકમાં જ તેમણે એક નાનું ઘર રાખી લીધું છે. ઘરની આસપાસ છુટી જમીન હતી, તેમાં તેમણે બાગ બનાવ્યો છે. દૂર ગાય માટે એક છાપરી બાંધી છે, ત્યાં એક સુંદર ગાય બંધાય છે. ઘરમાં આખો વખત એક ડોસી કામ કરે છે અને ઘરમાંજ રહે છે. તે જાતની કોલણ છે અને નિરાધાર હોવાથી એને ત્યાં ફાવી ગયું છે. **સરલા** અને **સાવિત્રીએ મુંબઈથી** કુકર આણ્યો છે. તે ઉપર તેઓ હાથે જ રસોઈ કરે છે.

પ્રથમ તેણે ગામનું માપ કાઢવા માંડયું. **મોતીલાલની** સલાહ લઇને ગામનાં કેટલાંએક કુટુંબોની મુલાકાત લીધી. ગામમાં ભણેલી બાઇઓ છે કે નહિં તેની તપાસ કરી, અને એમને એમ ત્રણેક મહીના કાઢયા. એટલા સમયમાં ગામની એકેએક વાતથી તેઓ માહિતગાર થઈ ગયાં. ગામમાં ત્રણ ચાર કન્યાઓ મોટાં ગામોની હતી.

એ બધીઓ ભણેલી હતી. તેમની સાથે તેમણે બેનપણાં કર્યાં. ગામમાં એક કન્યાશાળા હતી તેમાં બે મહેતીઓ હતી. એક મહેતીનો વર પાણી પાવા ઉપર હતો. બીજી મહેતી રાંડેલી હતી. તે બંનેની સાથે એમણે ઓળખાણ કરી. ગામના ત્રણ ચાર છોકરાઓ વીરમગામમાં હાઇસ્કુલમાં ભણતા હતા. તેઓ રજાઓમાં ઘેર આવ્યા ત્યારે તેમને મોતીલાલ મારફતે પોતાને ઘેર બોલાવ્યા. તેમની સાથે વાત કરી ત્યારે જ બિચારા મોતીલાલને ખબર પડી કે આ બે જણને સરસ અંગ્રેજી આવડે છે.

આ રીતે ધીમે ધીમે તેમણે પોતાની લાગવગ ગામમાં વધારવા માંડી. બરોબર ૭ મહિના થઈ ગયા ત્યારે ગામનાં પંદરેક માણસોની એક નાની સભા તેમણે પોતાને ત્યાં બોલાવી. તેમાં ગામના મૂખી હતા, નિશાળના મહેતાજી હતા, બંને મહેતીઓ હતી, મોતીલાલ તો હોય જ. ગામના જુના અને મોભ્ભાદાર ભણેલા નહિં પણ ઘણા જ વ્યવહારૂ એવા બે આગેવાન દેસાઇઓ હતા. પેલા હાઇસ્કુલના છોકરાઓ હતા તથા પેલી ભણેલી બાઇઓ પણ હતી.

સરલાએ બધાંને બેસવા માટે સુઘડતાપૂર્વક વ્યવસ્થા કરી હતી. તેનો ઓરડો ઘણો જ મોટો હતો. પોતાને ખર્ચે તેણે બારીબારણાં મૂકાવ્યાં હતાં અને ચુનો લગડાવ્યો હતો. બધાંને કેસર નાખેલું સરસ ઉકાળેલું દૂધ પીતળનાં વાસણોમાં આપ્યું અને આગ્રહ કરીને પાયું. પછી સરલાએ કહ્યું :—

"તમે બધાં આ ગામનાં રહેવાસી છો, અમદાવાદમાં તમારા ગામની આબરૂ બહુ છે, અને અમારે ગામડામાં વાસ કરવો હતો, એટલે અમે પણ અહીં ખેંચાઈ આવ્યાં છીયે. હવે તો અમને અહિં બહુ જ ગમી ગયું છે. બીજાં ગામો કરતાં અહીં કુસંપ અને ટંટા ઓછા છે. વળી ગામલોક ડાહ્યા પણ છે અને તમારૂં ગામ કાંઇક સુખી છે. મારા મનમાં હવે એમ આવ્યું છે કે આપણે સૌ આ ગામને

હજીએ રૂપાળું કરીયે. જો તમે સૌ મન ઉપર લ્યો તો મુંબાઇ કરતાં પણ તમારૂં ગામ રૂપાળું થાય."

"અરે બેન! અમારી મશ્કરી ના કરો." એક જુવાનીઓ બોલ્યો.

"ના ભાઈ, હું ખરૂં જ કહું છું. તમારી 'વીખડી' નદીમાં બારે માસ પાણી રહે છે. ગામ ટેકરા ઉપર બાંધેલું છે. જગા કસવાળી છે. કુવા ઉંડા નથી અને મીઠા છે. ઝાડોની ઘટા સારી છે. આંબા, બોરડી અને રાયણુંનાં ઝાડ ઘટાદાર છે. કુદરતની તમારા ગામ ઉપર મ્હેર છે. હવે તો આપણે જ મહેનત કરવાની છે. બોલો, તમે સૌ કાંઇક કામ માથે ઉપાડશો?"

"હા, હા, તમે અમારે માટે જ કરો છો ને? પણ અમને તો અત્યાર સુધી કોઇએ આ વાત કહી નથી. જો અમારૂં ગામ દીપી નીકળતું હોય તો શા માટે અમે મહેનત ના કરીયે?" વૃદ્ધ આગેવાન બોલ્યા.

"ખરી વાત છે, ભા! તમે આગેવાની લ્યો તો ગમે તે કરાય, પણ સરકારનું લફરૂં ના આવે એટલું જોજો." મુખી બોલ્યા.

"એમાં સરકારને શું છે. તમારા ગામમાં તમે ફાવે તે કરો." મહેતાજી બોલ્યા.

"ના, ભાઇ એમ તો નહિં." સરલા બોલી: "સરકારના કાયદાથી કાંઈ જ આપણે ઉલટું નહી કરીએ. મેં કેટલાએક અમલદારોને મારા વિચારો કહ્યા છે અને તેમણે મને મદદ કરવાનું વચન આપ્યું છે. હવે તો આપણી જ ખોટી છે."

"લ્યો ત્યારે આપણે સૌ તૈયાર છીયે. પણ કરવાનું શું છે?" એક ભાઈ બોલ્યા.

"જુવો! ત્યારે હું કહું." સરલા બોલી: "ગામમાંથી રોગ કાઢવા હોય અને સૌને નિરોગી બનાવવા હોય તો ઘરોની બાંધણી તરફ પહેલું

ધ્યાન આપવું જોઇયે. દરેક ઘરમાં ઢોરનો વાડો ઘરથી આઘો જોઇયે. આ ગામમાં સૌ લોક ઓટલે જ ઢોર બાંધે છે, તેથી ગંદકી વધારે થાય છે, એટલે દરેક ઘરના વંડાને છેવાડે ઢોરનું થાનક જોઇયે. બોલો આ વાત કબૂલ છે?"

"તમારી વાત તો સાચી છે, પણ ગામલોક કેમ માનશે?" એક ભાઇએ શંકા કરી.

"જો ભા, આપણે ધીમે ધીમે સૌને સમજણ પાડીયે તો સૌએ થાય." વૃદ્ધ વડીલ બોલ્યા: "અને તેમાંએ આ બુન કહેશે તે સૌ માનશે. મારી છોડીના નાના છૈયાને કોગળીયું આવ્યું તું તે આ બુને મટાડયું તું, અને આજે જીવતો છે એ ઇના પરતાપે. એવા તો એણે ઘેરઘેર ઉપકાર કર્યા છે."

"હા, જો આપણે ઘેરઘેર ફરીને બધાને સમજાવીયે તો આ કામ જલદી થાય." મહેતીજી બોલ્યાં: "આપણા ગામમાં ત્રણસો-થીએ ઓછાં ઘર છે. રોજ દશ ઘેર જવું અને ઢોરના વાડાની જગા તેમને બતલાવવી. એટલે એક મહિનામાં તો દરેક ઘર આપણે જોઈ શકીશું."

"હા, એ વાત પણ બરાબર છે." એક જુવાન બોલ્યો.

"ઠીક, ત્યારે આ વાત તો તમે બધાએ કબુલી." સરલા બોલી: "પણ ભેગાભેગી બીજી પણ બે ત્રણ વાતો દરેક ઘેર કરવાની છે. ઘરનું પાણી વહેવડાવવા દરેક ઘેર એક નીક કરવી અને તે પાણી ઘરથી જરા આઘે વહેવડાવવું અને ત્યાં કેળ કે એવું કાંઈ વાવી દેવું."

"હા, હા, એ તો બહુ સારૂં." મહેતીજી બોલ્યાં.

"વળી દરેક ઘરને આંગણે તુળશીકયારા કરવા અને ખૂબ તુળશી વાવવાં, એટલે તેની પૂજા થશે. ત્યાં એઠવાડ નહી નંખાય અને છોકરાં આંગણે અઘવા પણ નહીં બેસે; કોઇક કહે છે કે એથી મચ્છર ઓછાં થશે."

"હા, એ કામ તો સહેલું છે." કોઇક બોલ્યું.

"વળી જ્યાં ત્યાં ઘરને વધારે બારીઓ અને જાળીયો પણ મુકવા માટે લોકને સમજાવવા પડશે."

"જ્યાં સૂર્ય પ્રવેશ નહી કરે ત્યાં વૈદ્ય પ્રવેશ કરશે." માસ્તર બોલ્યા.

"પણ એ કામ કપરૂં છે." એક ભાઇએ કહ્યું: "લોકોને ચોરનો બહુ ભો છે."

"તે માટે આપણે વ્યવસ્થા કરીશું, પણ શરીરનો—આરોગ્યનો ચોર દૂર કરવો જ જોઇયે. હવા વિના લોક દુઃખી થાય છે. જે ઘરમાં વસ્તિ ઘણી હોય ત્યાં કાંઇ ચોરનો ભો નથી."

"હા, હા, એ વાત પણ સાચી છે."

"જુવો ત્યારે" સરલાએ કહ્યું: "આપણે આજે શું શું ઠરાવ્યું? સાવિત્રી, આપણે એક કાગળ ઉપર બધું લખી લ્યો."

ઢોરના વાડા રહેઠાણથી આઘા રાખવા.
વપરાયલું પાણી આઘે વાળી દેવું.
તે પાણી સોસાઈ જાય માટે કેળો વાવવી.
આંગણું સ્વચ્છ કરી તુળશીકયારા કરવા.
દરેક ઘરમાં વધારે બારીઓ થાય તેમ કરવું.

"જુવો ભાઇઓ! આ બધું તમારે કબુલ છે? આમાં લોકોને કહેવા જવાનો એક માસ ઠરાવ્યો છે. દેસાઈ કાકા, મુખી પટેલ અને મહેતાજી, એ ત્રણની આગેવાની નીચે ત્રણ ટુકડીઓ પાડવી. દરેકની સાથે બે ત્રણ સ્ત્રીઓ અને બે ત્રણ પુરૂષો જાય."

## ૫

સૌએ આ વાત કબુલ કરી. કાર્યક્રમ ચોક્કસ થયો અને વિખરણ "ગામ—સભા" નાં પગરણ મંડાયાં.

સરલા અને સાવિત્રીએ ગામના દરેકેદરેક કુટુંબ સાથે હવે તો અંગત ઓળખાણ કરી દીધી. પુરૂષ અને સ્ત્રી બંને સાથે ભેળાતાં

તેમને વાંધો નહોતો આવતો. આરોગ્ય સંબંધી સમજુત આપવા જ્યારે ડેપ્યુટેશન ઘેરઘેર જવા લાગ્યું, ત્યારે આ બે જણે ગામની આર્થિક અને સામાજીક તપાસ માટે પ્રશ્નાવલિ તૈયાર કરી અને ગામની પેદાશ શેમાંથી છે, કુટુંબમાં કેટલાં માણસો છે, ઢોર કેટલાં છે, જાતે ખેતી કરનાર કેટલાં છે, મજુર કેટલાં છે, તેમ જ દરેકની નાત, લગ્નના રિવાજ, પસંદગી માટે ક્ષેત્ર, ભણતર કેટલું છે અને પાસે માયા કેટલી છે, આ બધી હકીકત ત્રણસેં ઘરની તેમણે મેળવી. તેમાંથી તારવણી કરી અને પછી ગામલોકની સ્થિતિ સુધારવા શાં પગલાં લેવાં તેનો વિચાર કર્યો.

પબ્લીકવર્કર્સ ખાતાના ઇજનેર, ખેતીવાડી ખાતાના અમલદાર, કેળવણી ખાતાના ડેપ્યુટી, અને સરકારી દાકતર એ સૌની મુલાકાત તેમના મુખ્ય સ્થળમાં જઇને આ બે જણે લીધી હતી. તેમણે પોતાની તપાસનાં કાગળ તેઓને બતાવ્યા હતા અને તારવણી પણ બતાવી હતી. અને પરિણામે ગામના ભલા માટે જે પગલાં લેવાનાં હતાં, તે પણ આ સૌની સલાહથી નક્કી કર્યાં હતાં. આરોગ્યતા માટેની હીલ-ચાલ જોઇને લોકલ બોર્ડ ગામના મુખ્ય રસ્તા ઉપર સડક કરાવી આપી તથા ઇજનેરે ગામનો એક નકશો કાઢયો અને તેમાં થોડાં ઘરો વચ્ચે પડતાં હતાં તે ઉપર નિશાન મૂકયાં. પાંચેક આવાં ઘર હતાં. સૌએ નક્કી કર્યું કે આ ઘર બાંધવા તેના માલીકને બીજી જગા આપવી અને ઘર બાંધી આપવાં. બધાની અનુમતિથી આ કામ થયું. લોકલ બોર્ડ અને ગામલોકની ભેગી મદદથી અને ઇજનેર ખાતાની સહાયથી પાંચ ઘર બાંધી આપવાનું નક્કી થયું. ગામલોકે મજૂરી મફત આપી. પ્રથમ દિવસે સરલા અને સાવિત્રી તગારાં લઇને ઉભાં રહ્યાં, ત્યારે આખું ગામ ત્યાં જોવા મળ્યું. બે તગારાં ઉપાડયા પછી દેસાઇ કાકાના આગ્રહથી તેમણે તગારાં મૂકયાં. એક પ્રદર્શનમાં સરલાએ ગામડા માટેનું આદર્શ ઘર જોયું હતું, તેના ઉપરથી જ આ પાંચે ઘરની રચના થઈ હતી. ફરતી દસકોશીમાં આ ઘરોની વાતો થવા માંડી.

લોકલ બોર્ડની મદદથી ગામનો રાજમાર્ગ પાકો, પહોળો અને સીધો થયો. પણ નદીએથી ગામમાં આવવાનો રસ્તો ઘણો જ ગંધાતો હતો. લોકલબૉર્ડને લખ્યું, પણ એક ઝાડુવાળો આવ્યો તેથી કાંઇ સાફસુફી થઈ નહિં. સરલાએ આ વખતે ગામની સ્ત્રીઓનું લશ્કર ભેગું કર્યું. દરેકને કહ્યું: " જુવો! ઘરમાં તો વાશીદું આપણે જ વાળીયે છીયે અને હવે તો આપણું આખું ગામ એક ઘર કુટુંબ જેવું છે. આપણા પાણીઘાટથી ચૌટા સુધીનો રસ્તો બહુ જ ગંદો છે. મારો વિચાર એવો છે આપણે પંદરેક જણે તે સાફ કરી નાંખવો; પણ કોઈ પુરૂષોને એ વાત ના કરવી. એક દિવસ પરોડમાં વલોણું કરીને પાણી ભરવા જતી વખતે ત્યાં જઇયે ત્યારે બધું સાફસુફ કરવું."

સૌએ તે વાત કબુલ કરી અને ત્રીસ બાઇઓએ નામ લખાવ્યાં. સરલાએ ત્રીસ સાવરણા ભેગા કર્યા અને એક દિવસ સવારે ત્રીસ ઝાડુવાળીઓ કામે વળગી. એક કલાકમાં તો રસ્તો સાફ થઈ ગયો. પાંચ સાત ગાડાં ભરીને કચરો નિકળ્યો. પ્રથમ તો ગામ લોકોને ખબર નહોતી. પણ પછી ખબર પડતાં જ સૌ લોક આવી પહોંચ્યા. તેમાં એક છોકરા પાસે કેમેરા હતો, તેણે તો આ સૌની છબી પણ લઈ લીધી. ગામલોક ગાડાં લાવીને આ કચરો ઉપાડી ગયા. ગામની બીજી સ્ત્રીઓ પાણી ભરવા આવી, ત્યારે સરલાની વિનવણીથી સૌએ ભેગાં મળીને તે રસ્તા ઉપર છંટકાવ કરી દીધો અને ગામમાં બધે દીવાળી જેવો ઉત્સાહ વ્યાપ્યો.

સરલાએ ધીમે ધીમે સ્ત્રીઓ સાથે સામાન્ય રોગની તથા માંદગી વખતે રખાતી બાધા આખડીની વાતો પણ કરવા માંડી હતી. દર અઠવાડીએ એક દિવસ પાસેના ગામમાંથી દાક્તર ત્યાં આવી જાય તેવી તેણે ગોઠવણ કરી, તેમજ લોકલબોર્ડ તરફથી દવાઓ મેળવીને તે દાક્તર માટે રાખી. ગામમાં એક વૈદ્ય પણ હતા, તેમને તેણે આયુર્વેદની વધારે ચોપડીઓ તથા દવાઓ મંગાવી આપી, અને ધીમે ધીમે

બળીયા વગેરેમાં પણ દવા લઈ શકાય તેવી લોકોની વૃત્તિ તેણે કેળવી.

બીજે વર્ષે તેણે કેળવણી અને આર્થિક પ્રશ્નો લીધા. પ્રથમ તો એક સહકારી મંડળી ઉભી કરી તેમાંથી ધીરધાર ચાલે તેવી ગોઠવણ કરી. શરૂઆતમાં આ કામ કઠણુ દેખાયું. ગામના બે ત્રણ ધીરધાર કરનારા જરા વિરૂદ્ધ પડયા. તેમજ લોકોએ કહ્યું કે અમારી એબ આખું ગામ જાણે તે ઠીક નહિં. પરંતુ ધીમે ધીમે સરલા સાવિત્રીએ તેમને સમજાવ્યા અને મંડળી ચાલુ થઈ.

પછી સરલાએ ખેતીવાડી ખાતાના એક અમલદારને બોલાવ્યા અને આ ગામમાં કઈ ખેતી કરવી તથા કયું ખાતર વાપરવું કે જેથી પાક સારો થાય. તે માટે વિચારો કર્યા. ત્રણ દિવસ તે ભાઇ ગામમાં રોકાયા. ખેડુતો સાથે વાતો કરી અને સૂચનાઓ આપી. થોડુંક વૈજ્ઞાનિક ખાતર પણ સહકારી મંડળીએ મંગાવીને ખેડુતોને ધીરવાનો નિશ્ચય કર્યો. આ ભાઈની સૂચનાથી તથા આ નવા ખાતરથી એક વચલો પાક ઉતારી શકાશે એમ ગામ લોકને ચોકકસ થયું. ગામમાં કપાસનું વાવેતર પુષ્કળ હતું, પણ ખેડુતો ઉભો પાક વેચતા હતા. તેને બદલે સરલાએ સહકારી મંડળી સાથે ગોઠવણ કરી કે એ માલ વખારોમાં રાખવો અને તૈયાર માલ જ વેચવો. અનાજનું પણ તેમજ કરવાનું ઠર્યું. સહકારી મંડળીના ફાયદા હવે લોકોએ જોયા. આ બધું એક વર્ષમાં થયું. ધીમે ધીમે મંડળી સરસ બી અને ખાતર આણતી થઈ અને તે વેપારી ભાવે જ ખેડુતને આપવા લાગી. પાક પણ વધારે ભાવે વેચવાની ગોઠવણ થઈ અને તે રીતે ખેડુતોને બેવડો લાભ થયો. એ ગામમાંથી વચલો આડતીઓ ચાલી ગયો અને ગામ-લોકને તે ફાયદો મળ્યો. કાળે કરીને તેમની મંડળી ખેતીવાડીની બેંકમાં ફેરવાઈ ગઈ. ગામ લોકો ત્યાંથી હુંડીઓ મોકલતા અને મેળવતા અને સરલા સાવિત્રીને આશિર્વાદ આપવા લાગ્યા.

૬

કેળવણીના સંબંધમાં સાવિત્રીએ વધારે કામ કર્યું હતું. નાની

છોકરીઓ તેની પાછળ ગાંડી બની હતી. તેનો કંઠ પણ મધુર હતો અને વળી એ કૉલેજમાં હતી, ત્યારે ગર્લગાઇડની ઉપરી હતી. છોકરીઓ અને તેમની માતાઓ સાથે તેણે સહીપણાં બાંધ્યાં હતાં, અને મહેતી તો તેની મદદ માટે તેનો અથાગ ઉપકાર માનતી હતી. નિશાળના સઘળા વર્ગો તેણે ભરી દીધા અને વળી પાંચમા ધોરણ પછી જે કન્યાઓ નિશાળ છોડી જતી હતી, તેમની તેણે યાદી રાખવા માંડી હતી. અને ગામમાં હોય ત્યાં સુધી તેમણે પણ જુની નિશાળમાં એક આંટો મારવો જોઈયે એવી રીત પાડી. નિશાળના પુસ્તકાલય ખાતે સો પુસ્તકો તેણે મંગાવી આપ્યાં અને પેલી છોકરીઓને આ પુસ્તકોની તેણે લત લગાડી. આ સોએ પુસ્તકો સરળ હતાં. છોકરીઓ પોતાની મેળે તે વાંચી શકે તેવાં હતાં, અને તેમાંયે વળી વારંવાર સાવિત્રી કોઈ સુંદર પુસ્તકમાંથી વાંચન અને વિવેચન કરતી હતી, તે સમયે જુની વિદ્યાર્થીનીઓ સાથે મોટી બાઈઓ પણ આવતી હતી. ધીમે ધીમે નિશાળમાં મોટી બાઇઓ માટે સામાન્ય જ્ઞાનનો એક વર્ગ ચાલુ થયો અને દીકરીઓ સાથે તેમની માતાઓ પણ નિશાળમાં કલાકેક આવવા લાગી.

આ મોટી ઉમરની સ્ત્રીઓના વર્ગનો લાભ સાવિત્રીએ સમાજ-સુધારા માટે લીધો. જ્ઞાતિ વ્યવસ્થાના પ્રશ્નને તો હમણાં છેડાય તેમ નહોતું, પણ અગીયાર વર્ષ પહેલાં તો વિવાહ ના કરવા અને બાર વર્ષ પહેલાં દીકરીને ના પરણાવવી એમ તો ધીમે ધીમે સૌએ માન્યું. વળી કુળની વાતનો વિચાર પાછો પડવા માંડયો. આજુબાજુ-ના ભણેલા છોકરાઓ હવે વિખરણની કન્યાઓની આશા રાખવા લાગ્યા અને સોળ સત્તર વર્ષની ઉમરના છોકરાઓ—ભણેલા છોકરાઓ—ત્યાં ગોઠવાયા પણ ખરા. લગ્નનાં ખર્ચ તો આ ગામના લોકોએ ઘટાડયા. સરલા સાવિત્રીએ આજુબાજુનાં પાંચ સાત ગામોમાં મુલાકાત લઇને ત્યાં પણ થોડુંઘણું કામ કરીને પોતાની કાંઇક લાગવગ

ઝમાવી હતી અને પરિણામે વિખરણના દીકરા દીકરી આ પાંચ સાત ગામ વચ્ચે ગોઠવાવા લાગ્યા. સાવિત્રી કહેતી કે જ્યાં વિખરણની કન્યા જશે ત્યાં બૃહદ્‌-વિખરણ થશે.

સામાજીક કામોમાં આ લોકોને અડચણ સૌથી વધારે પડી, પરંતુ સરલાએ એક શાસ્ત્રીજી બોલાવ્યા હતા. તેઓ દસકોશીમાં ફરીને કથાવાર્તા કરતા હતા. તેમની મારફતે સામાજીક બાબતોમાં લોકમત સારો કેળવાયો હતો. કાણુ તો બંધ જ પડી ગઈ. જાનો નાની થઇ ગઈ અને ખર્ચ ઓછાં થયાં. દસકોશી વચ્ચે બે પાસ થયેલી દાયણો પણ સરલાએ વસાવી અને સાવિત્રીએ સાતે ગામની નિશાળોમાં જવા માંડયું. સાતે ગામમાં ગરબા સંવાદો ગોઠવ્યા અને ધીમે ધીમે બૃહદ્‌-વિખરણની સ્થાપના કરી.

પાંચ વર્ષ થયાં ત્યારે બધું રાગે પડવા માંડયું હતું. ત્યાર પછી દસકોશી વચ્ચે સૌના પ્રયત્નથી એક અંગ્રેજી નિશાળ થઈ. વિખરણની કન્યાશાળામાં સાતે ધોરણના વર્ગો નિકળ્યા અને વર્નાક્યુલર ફાઈનલ માટે પણ છોકરીઓ તૈયાર થઈ કેળવાયલી દાઇઓએ ગામની જુની દાઇયિણોને મુદ્દાનું જ્ઞાન આપ્યું. સરલાએ તે જ્ઞાન તપાસ્યું તથા તેમની આવડતો જોઇને ઈનામો આપ્યાં.

દસકોશી વચ્ચે એક જીન ઉભું થયું છે. ખેતીવાડી બેંક બધો માલ ત્યાં લોઢાવે છે અને પાકી ગાંસડીઓ બાંધી તે પરગામ ચઢાવે છે. તે પ્રદેશમાં થોડી હાથની સાળ પણ હતી, તે માટે સારૂં સુતર મંગાવી આપવાની ગોઠવણ પણ થઈ. ત્યાંના વણકરો ધીમે ધીમે તાજા બની ગયા. દસકોશીમાં બહારથી બહુ કપડાં મંગાવવાની હવે જરૂર ના રહી. વિખરણની સાફસુફી વગેરે બધાનો ચેપ આખી દસકોશીને લાગ્યો હતો. તેમાંનાં સાતે ગામડાં આદર્શ બન્યાં હતાં અને હવે તો સરલા સાવિત્રીએ બધે ફરીને જ પોતાનો સમય ગાળવા માંડયો હતો. કેટલીએક બાબતોમાં સરકાર સાથે કાંઈક અથડામણ થતી હતી, પણ

આ બે જણની મીઠાશથી તથા લોકોનો તેમના ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી બધી વાતોનો ઉકેલ સમાધાનપૂર્વક આવી જતો હતો. આજે દસકોશીમાં ફરજીયાત કેળવણી નથી, તોપણ પાંચ અને અગીયારની ઉમર વચ્ચેના નેવું ટકા બાળકો ભણે છે. સૌને માટે પુરતી નિશાળો નથી, તોપણ છુટક વર્ગો મારફતે તેઓ શિક્ષણ લે છે.

સરલા સાવિત્રી વચમાં ત્રણ ચાર વાર મુંબાઈ, અમદાવાદ જઇ આવ્યાં હતાં. એએક કોંગ્રેસમાં તેમણે હાજરી આપી હતી. કાઠીયાવાડ રાજકીય પરિષદમાં પણ તેઓ ગયાં હતાં. પોતાનું અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનું જ્ઞાન તેમણે પુસ્તકો વાંચી વધાર્યું હતું. દેશના સામાન્ય પ્રશ્નાનો બુદ્ધિપૂર્વક અભ્યાસ તેઓ કરતાં હતાં.

૭

સરલાને વિખરણ ગયે હવે એક દસકો વીતી ગયો છે. સરલાને તેના પિતાજીના સખ્ત મંદવાડથી એકાએક મુંબાઈ આવવું પડયું છે. દુર્ભાગ્યે તેના પિતાજી પરલોકવાસી થયા એટલે તે હમણા મુંબાઇમાંજ છે. સાવિત્રી તેની સાથે જ છે. બંને જણાં કાળા કે છીંકણીયા વગર ભાતના, વગર કોરના સાલ્લા પહેરે છે. દેખાવમાં ગામડીયાં લાગે છે, પરંતુ બંનેના મોં ઉપર તંદુરસ્તીની લાલી છે અને આત્મવિકાસનું તેજ છે. તેમના સપ્તક મંડળની ખાનગી સભા આજે સરલાને ત્યાં મળી છે. એને સૌ પોતપોતાનો હેવાલ આપે છે.

પ્રથમ સરલા અને સાવિત્રીએ કહ્યું: “ અમે તો આગળથી જ અમારી નબળાઈ જણાવી દીધી હતી. અમારા લગ્ન થયાં છે. સુભાગ્યે અમારાં બંનેનાં રહેઠાણ નજદીક છે. અમારા લત્તાની ત્રણ ચાર ચાલોમાં અમોએ સારી ઓળખાણ કરી છે. ચાર ચાલ વચ્ચે શીવવા વેતરવાનું કામ શીખવવાની ગોઠવણ થઈ ગઈ છે. દશ વર્ષમાં બસે ઉપરાંત બાઇઓ પાકું કામ શીખી ગઈ છે. અમે મોટી ઉમરની સ્ત્રીઓ માટે શિક્ષણવર્ગો પણ ચલાવીયે છીએ. પરંતુ તેના ખાસ

લાભ દેખાતાં નથી, નિશાળની નિયમિતતા તેમાં નથી, ભણવાની ધગશ પણ નથી અને ઘરનું ઉત્તેજન પણ નથી. અમે તો અમારા કુટુંબ કામમાંથી પરવારી આટલું કરીયે છીયે."

સમ્રકની બીજી ત્રણ સખીઓનો હેવાલ નીચે પ્રમાણે છે.

સુલોચનાએ પતિ પસંદ કર્યો છે, તેની પાસે સ્ત્રીઓના ઉદ્ધારની પ્રતિજ્ઞાઓ લેવડાવી છે. વિલાયતમાં તેણે શિક્ષણ મેળવ્યું છે અને હાલમાં તે પ્રૉફેસર છે. સુલોચનાનું ગૃહજીવન સુખી છે. તે સમાજ-સુધારા માટે લેખો લખીને સેવા કરે છે. એક માસિક તે પોતે ચલાવે છે અને તે દ્વારા સારૂં કામ કરે છે. પતિની તેમાં સંપૂર્ણ સહાનુભૂતિ છે. સમાજસુધારાના પ્રશ્નોમાં સુલોચનાના મતનું વજન સારૂં છે.

સેવનાએ જાહેરજીવનમાં ઝંપલાવ્યું છે. તેણે લગ્ન તો કર્યાં, પણ તે સુખી ના નિવડયાં. તેના પતિમાં કાંઇક કુલક્ષણ હતાં. તે ક્રૂર પણ હતો, બહારથી સુંદર પણ અંદરથી સડેલો હતો. સેવનાએ તેને ના સાંખ્યો. તકરાર કરી પ્રથમથી જ ઘરમાં જુદી રહી. પણ પછી તો તેણે પતિનું ઘર પણ તજયું. તે કહેતી હતી કે છૂટાછેડાનો કાયદો હોત તો હું છૂટાછેડા જરૂર લેત. પરંતુ તેના અભાવે હાલના કાયદા-નુસાર ભરણપોષણ માટે દમ દઇને સારી રકમ તેણે મેળવી છે. સ્ત્રી-હક્કની તે મોટી હિમાયતી છે. સમાજસુધારા પરિષદો મેળવે છે અને મુંબાઇના જાહેરજીવનમાં એક સત્તાસમાન છે.

સૂર્યકાંતા ઍડવોકેટ થઈ છે, તેને પ્રેકટીસ પણ ઠીક મળે છે. મુંબાઇ યુનિવર્સિટિ તરફથી તે મુંબાઈની ધારાસભામાં ચુંટાઇ છે. ત્યાં સુંદર કામ કરે છે. સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણના પ્રચાર માટે સેવનાની સાથે મળીને તેણે સુંદર યોજના કરી છે. એકપત્નીવ્રતનું બીલ તેણે ધારાસભામાં રજુ કર્યું છે, તેથી હમણા ઘણી ચર્ચા ઉભી થઈ છે.

સરલા અને સાવિત્રીએ પણ પોતાની હકીકત કહી. તેમની વિગતવાર હકીકત જાણીને તો સૌ દીંગ થઇ ગયાં અને બધાંયે કહ્યું કે ગામડામાંનું કામ ખરેખરૂં લાભદાયી થયું છે.

સરલાએ કહ્યું, "કામ માત્ર લાભદાયી છે. હવે મારે હમણ કેટલોએક વખત મુંબાઈમાં જ રહેવાનું છે. તે દરમ્યાન સૂર્યકાંત મારફતે હું ગામડાંના લાભની ઘણીયે બાબતો ધારાસભામાં રજૂ કરાવીશ, તેમ સેવનાને તો હું વિખરણી જવાની ખાસ ભલામણ કરીશ. આખા પ્રાંતનું જાહેરજીવન એકતાન કરવાની જરૂર છે. ગામડાંનં લોકોના પ્રશ્નો જ નિરાળા છે. જાહેર હિલચાલોમાં આ પ્રશ્નો આવતા જ નથી. સુલોચનાનું માસિક આપણે અડવાડીકમાં ફેરવી નાખીશું અને તે દ્વારા આપણા પ્રશ્નો જાહેરમાં ચર્ચીશું, અને સુંદર પ્રચારકામ કરીશું. સિદ્ધારિકા અને સીતાનાં કામ પણ ખોટાં નથી. હવે તેમના જે વર્ગો છે તેમાંથી એક વ્યવસ્થિત શાળા મોટી ઉમરની સ્ત્રીએ માટે નિપજાવવી જોઇયે. જેમણે પ્રાથમિક શિક્ષણ મેળવ્યા પછી ભણતર મૂકી દીધું હોય, તેવી સ્ત્રીઓને માટે ત્રણ વર્ષનો કાર્યક્રમ રાખીને માધ્યમિક શિક્ષણ તેમાં આપી શકાશે. આ મારૂં બૃહદ–વિખરણ પોતાની અસર આખા ગુજરાતમાં પ્રસરાવે તેવી મહેનત અમે પણ કરીશું. આપણા સમકે સુંદર સેવાકાર્ય કર્યું છે, જેથી આજે મને બહુ જ સંતોષ થયો છે."

મુંબાઇમાં હવે સાતને બદલે અગીયાર જણ થયાં. સીતા, સિદ્ધારિકા તેમજ સુલોચનાના પતિ પણ વારંવાર સમક મંડળમાં આવવા લાગ્યા અને સુમંતરાય તો આવે તેમાં નવાઇ જ શી?

સુમંતરાયે આ સૌના કાર્યમાં ધનની પુષ્કળ મદદ અત્યાર સુધી કરી હતી. સૂર્યકાંતા અને તેમને સાથે કામ કરવાના અનેક પ્રસંગો આવ્યા હતા અને સૂર્યકાંતા કાંઇક તેમના પ્રત્યે આકર્ષાઇ પણ હતી. સુમંતરાયે તે જોયું અને તેમણે સ્પષ્ટ કહ્યું કે મારો પ્રેમ અર્પણ થઇ ચૂકયો છે. પછી જે અગાધ પ્રેમથી પોતે સરલાને પૂજતા હતા તે તેમણે દર્શાવ્યો અને સાથે સાથે માહીમના પ્રસંગની વાત પણ સૂર્યકાંતાને કહી.

તે દિવસથી સૂર્યકાંતા સુમંતરાય તરફ બહુ જ માનવૃત્તિ ધરાવવા લાગી. તેમની મૈત્રી તો ઉલટી વધી. પણ હવે પોતાના મનથી તે સુમંતરાયને સરલાના પતિ ગણવા લાગી.

સુમંતરાયની અનન્ય ભક્તિ સરલાથી અજાણ નહોતી. તેમની સહાય વિના તેનું ઘણું કામ અટકી ગયું હોત. તેમને તે એક અંતરના મિત્ર ગણતી હતી.

સરલા, સાવિત્રી અને સૂર્યકાંતાએ હાલ તરત આરામ લેવા માટે સાગરતટની એક સુંદર જગાએ જવાનું ઠરાવ્યું. ત્યાં તેઓ બે મહિના સાથે રહેવા માંગતાં હતાં. સુમંતરાયને તે વાતની ખબર પડતાં તેમણે પણ સાથે જવાની માંગણી કરી.

સમુદ્રતટે વળી કાંઈક વિચિત્ર પ્રસંગો બન્યા. સરલાની રસિકતા કાંઈ ગ્રામ્યજીવને ઓછી નહોતી કરી. સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી કાવ્યનાં પુસ્તકો તેણે સાથે લીધાં હતાં. સાગરસ્નાન થતાં હતાં. પ્રકૃતિની અવર્ણનીય શોભા તેઓ જોતાં હતાં. અત્રે સરલાએ સુમંતરાયને વધારે ઓળખ્યા. તેમના પ્રત્યે તેનું હૃદય આકર્ષાયું. તેણે તે વાત જરાએ છુપાવી નહિ. સૂર્યકાંતાએ આ બાબતમાં દૂતિકર્મ કર્યું. અને પ્રસંગ ફેરવાયેલો જોતાં એકવાર સુમંતરાયે સરલા પાસે પોતાની જૂની માંગણી ફરી રજુ કરવાની રજા મેળવી.

સરલાએ કહ્યું : " મારૂં સર્વસ્વ મેં સેવા માટે અર્પણ કર્યું છે. તમારો સહચાર મને પ્રિય લાગે છે, અને તે માટે હું તલસું પણ છું, પરંતુ હૃદયમાં નિશ્ચય થઇ શકતો નથી. આ કે તે. મારી સેવા તો હું નહિં જ તજું. તમારી તો તેમાં અનુકૂળતા મળશે જ. પણ લગ્ન એટલે હું સૌ સમજું છું. લગ્ન એટલે કેવળ આત્માના સહચાર નહિં, એકલાં બુદ્ધિનાંયે નહિં, પણ શરીરનાંયે ખરાં. લગ્ન એટલે ઘર અને ઘરની ખટપટ. લગ્ન એટલે બાળકો. લગ્ન એટલે સંસારવ્યહવાર. આ સૌ મારે ના જોઇયે. મારા સેવાવ્રતમાં તેથી ખામી આવે અને તેથી જ હું અનિશ્ચિત છું."

"ઓહો"! સુમંતરાય બોલ્યાઃ "એમાં અનિશ્ચિતતાનું કાંઈ કારણ જ નથી. છેલ્લાં દસ વર્ષથી મને સુંદર તાલીમ મળી છે. દસ વર્ષથી હું તો તમને મારૂં સર્વસ્વ અર્પણ કરી જ ચૂકયો છું. દસ વર્ષથી તમારી પ્રતિમા હું પૂજું છું અને દસ વર્ષના અખંડ તપથી ઈંદ્રિયનિગ્રહ મેં પ્રાપ્ત કર્યો છે. મારા મનમાં તો ચોક્કસ છે કે લગ્ન એટલે કાંઈ દેહસંબંધ આવશ્યક નથી જ, અને તમારી અને મારી બાબતમાં તો તે ઈષ્ટ પણ નથી. તમારા સેવાવ્રતમાં ખામી આવે તો હું હતભાગ્ય થાઉં, માટે મારી સેવા સ્વીકારો. જોઇયે તો લગ્ન કરો, જોઇયે તો ના કરો, હું તમારો જ છું."

સરલાના મુખ ઉપર સ્મિત પ્રકટયું. સુમંતરાયનો હસ્ત લઈ તેણે પોતાના બેઉ હસ્તમાં દાબ્યો અને બોલી :

"પરમાત્મા–પૃથ્વી–પાણી–પવન અને પર્વત સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે આપણું આત્મલગ્ન આ પળથી થયું છે; પરંતુ અન્ય કોઇ રીતે આપણા વ્યવહારમાં ફેર નહિ પડે. પ્રભુ આપણને સહાય કરો." એમ કહી તેણે સુમંતરાયનો હાથ પોતાની આંખે દાબ્યો.



૧૭

# સાચાં સ્વપ્નાં.

લગ્નની ૠતુ હતી, ગુજરાતમાં તો જુદા જુદા ફળની માફક લગ્નની પણ ૠતુ આવે છે. કેરીની ૠતુ, જાંબુની ૠતુ, જામફળની ૠતુ, તેમ લગ્નની પણ ૠતુ. કારણ કે જેમ કેરી કે અન્ય ફળની ૠતુ આણવી તે ખાનારના હાથમાં નથી તેમ પરણવાની ૠતુ આણવી તે પણ પરણનારના હાથમાં નથી ! આ લગ્નૠતુના કરતા કારવતા તો જોષી મહારાજો છે. તેઓ મહૂરત કાઢી આપે તો જ લગ્ન થઈ શકે. વળી બીજા વર્ષમાં મહૂરત નથી એમ જાહેર થાય, તો નાનાં વરકન્યા-ને પણ આ ૠતુમાં પરણાવી દેવાં પડે. હમણાંની લગ્નૠતુ કાંઈક આવી જ હતી. લગ્ન ખૂબ હતાં. તેમાં વળી કડવાની દેવી બોલ્યાં હતાં એટલે તો ધાવણાં બાળકોનાં પણ લગ્ન કરી નાખવાનાં હતાં. આ કાર્ય પૂર ઝડપથી ચાલતું હતું, એટલે હું તો લગ્નમય હતો.

આવી સ્થિતિમાં એક વાર રાત્રે બાર વાગે લગ્નની નાતનું જમણ જમીને હું સૂતો હતો. કાનમાં ભણકારા પણ લગ્નના વરઘોડાના વાગતા

હતા. ઉંઘમાં પણ શહેરના વરઘોડાના નગારાંના અવાજ આવતા હતા અને હું પથારીમાં પાસું બદલ્યા કરતો હતો. તેવામાં આ બધા ભણકારા ભૂલાઈ ગયા. એકાએક સર્વત્ર શાંતિ વ્યાપી ગઈ. મન અને આત્માની શાંતિનો મને સાક્ષાત્કાર થયો. મારા શયનખંડમાં દિવ્ય જ્યોત ઝળકી રહી અને એક અતિ સ્વરૂપવંતી દેવી ત્યાં પધાર્યા. તે બોલ્યાં, "વત્સ ! કેમ આળસમાં પડી રહ્યો છું ? પરિસ્થિતિનું તને કાંઈ જ્ઞાન છે ? જો તે જ્ઞાન હોય તો તું આમ પડી રહે કે ?"

હું તો સફાળો ઉઠયો. દેવીને પ્રણામ કર્યા અને કહ્યું, "માતાજી ! હું તે કોણ માત્ર. કર્તાહર્તા તો આપ છો, પછી મારે તો જ્ઞાન મેળ-વવાની જરૂર શી હોય ? પડી રહેવા સિવાય બીજું હું કરૂં પણ શું ?"

"આળસુ અને એદીના આ બોલ છે. પરંતુ ચાલ, તને પરિ-સ્થિતિ બતાવું. પછી આપણે બીજી વાતો કરીશું."

આમ બોલીને તે દિવ્ય વ્યકિતએ મારો હાથ ઝાલ્યો અને હું તો વાયુસ્વરૂપ બની ગયો. મારો હાથ પણ હું જોઈ શકતો ન હતો. અમે બંને અદૃશ્ય થઈ ગયાં અને અંતરીક્ષે ચાલવા લાગ્યાં. દેવીએ મારો હાથ પકડયો હતો અને તે મારી સાથે વાતો કરતાં હતાં.

તેમણે કહ્યું : "જો, આ લગ્નરૂતુ ચાલે છે. લગ્ન એટલે દાંપત્ય-જીવનનું પ્રવેશદ્વાર. આ દ્વારનાં તું દર્શન કર એટલે તને ભવિષ્યની ખબર પડી જશે."

અમે બહુએ ફર્યા, ઘાંચી ગોલાથી માંડી બ્રાહ્મણ વર્ગ સુધીનાં લગ્ન જોયાં. મને તો તેમાં કાંઇ જ નવાઈ ના લાગી. આ તો બધું હું રોજ જોતો હતો. ઉંઘતાં વરકન્યાને લઇને તેમની માયોને ચોરીમાં ફેરા ફરતી મેં ઘણીય વાર જોઈ હતી ! લગ્નક્રિયા કે સપ્તપદિની પ્રતિજ્ઞાઓ તો હમેશાં ગોર મહારાજ અર્ધાપર્ધા બોલતા હતા. બાળકકન્યા તેમાં શું સમજે ? વળી બાર વર્ષની કન્યા અને બાવન વર્ષના વર જોવાની પણ મારે કયાં નવાઈ હતી ? અને એમ. એ. જેટલું ભણેલો વર

એક અભણ બાળા સાથે આનંદથી પરણતો હતો. તેથી પણ મને તો કાંઈ નવાઈ ના લાગી. એમાં શું ? એને અભણ સ્ત્રી નહિ ગમે તો ભણાવશે. નહિ તો વળી અભણ સ્ત્રીઓ ઘર માંડી શકે છે, રસોઈ કરી શકે છે, સંતાનોની માતા બની શકે છે, તેમ આ સ્ત્રી પણ કરશે.

ચાલુ લગ્નોથી મારા ઉપર કાંઇ અસર થઇ નહિ, એટલે દેવીશ્રી મને કહે કે ચાલ, હું તને કાંઇ બીજું બતાવું. એમ કહી તેઓ મને લોકોના ઘરમાં–શયનખંડોમાં લઇ ગયાં. અમો વાયુસ્વરૂપે હતાં, પણ મને કાંઈક સંકોચ થયો. છતાંયે અમે ગયાં.

મેં જે દૃશ્ય જોયાં, જે વાતો સાંભળી અને દાંપત્યજીવનની જે ઝાંખી કરી, તેનું વર્ણન કરવાની મ્હારામાં શક્તિ નથી. આમાંનું કશું યે નવું નહોતું. રોજ જોઇએ છીએ તેવું જ હતું. પરંતુ દેવીશ્રીએ મને કહ્યું કે દાંપત્યજીવનના દર્શન આપણે કરીએ છીએ. વચમાં વચમાં દાંપત્યજીવનના કાંઈક મહિમાનાં સૂચનો તેઓ કરતાં હતાં. કોઈક કોઈક વ્યક્તિઓનો આગળપાછળનો ઇતિહાસ પણ તેઓ જણાવતાં હતાં, તે કારણથી મને કાંઈક નવી જ દ્રષ્ટિએ આ સૌ દેખાયું. દંપતિ એટલે તો સમાજનો પાયો. આ તો બીજ. તેમાંથી સમાજવૃક્ષ ઉગવાનું છે. આ દંપતિ પ્રજા ઘડનારાં છે. તેઓ જે કરશે તે આવતી પચ્ચીશીમાં જગત જોશે. દેવીશ્રીના સૂચનથી મને કોંગ્રેસ–મહાસભાના અધિવેશન અને લગ્નમંડપ વચ્ચેનો સંબંધ સમજાયો. લગ્ન એટલે બે વ્યક્તિઓનો સંબંધ અને એ તો એક કૌટુંબિક બાબત, આ મારો ખ્યાલ જવા લાગ્યો. જ્ઞાતિમાં જ પરણાય, અથવા અમુક ઘોળમાંથી જ કન્યા લાવે તેમાં શું ? ઘરસંસાર નભાવી લે તેવી એટલે ધણીને રાંધી આપે, વંધ્યા ન રહે અને નાતજાતનો વ્યવહાર રાખે, તેવી સ્ત્રી હોય એટલે બસ એમ હું તો ધારતો હતો; પરંતુ હવે કાંઈક જુદું જ લાગ્યું. લગ્ન અને રાજકીય પરતંત્રતા વચ્ચે આટલો બધો સંબંધ ! અને તોપણ કોંગ્રેસ–મહાસભા–

અથવા વડી ધારાસભા તે તરફ બેદરકાર ? ! આ વિચારો મને હવે આવવા લાગ્યા.

હવે જ મને કેટલાએક મારા મિત્રોની દીનદશાનું ભાન થયું. અમારી જ્ઞાતિમાં કન્યાની અછત હતી તથા મારૂં કુળ તદ્દન હલકું હતું. મારા બાપદાદામાંથી કોઇને નાતબહાર કરેલા હતા, એટલે મારે તો પાંચ હજાર રૂપીઆ ખર્ચતાં યે કન્યા મેળવવાની મુશ્કેલી હતી. પરિણામે હું વગર પરણેલો–કુંવારો હતો, એટલે દંપતિજીવનનો લ્હાવો તો મને નહિ મળેલો. પણ કૉલેજનો એક મારો મિત્ર હતો તેણે ચાન્સેલરનો ચંદ્રક મેળવ્યો હતો. તે ઘણાંયે ઇનામો જીત્યો હતો. કૉલેજજીવન વખતે મને લાગતું હતું કે આ મિત્ર જરૂર ભવિષ્ય-માં નામ કાઢશે, દેશસેવા કાંઇક અનેરી કરશે; પણ કાંઈ જ નહિ. તેનો આનંદી સ્વભાવ કોણ જાણે કયાં ગયો. તેનો ઉત્સાહ તો ભુલાઇ જ ગયો. હવે આનું કારણ જડયું. તેની સ્ત્રી કેવળ અભણ હતી. ચૂસ્ત જૂના વિચારના કુટુંબની હતી અને કાંઈક પિતાને ત્યાંની લાડકવાઈ હતી. એના ઘરમાં હું ઘણીવાર જતો અને આ એનો તમાશો જોતો. બન્ને ચડભડતાં. પેલીને અક્ષર સાથે વેર હતું. મંદિરનો ચડસ હતો. પેલાના સૌ યત્નો તેણે નિષ્ફળ કર્યા હતાં. હું સ્ત્રી વગરનો હતો, એટલે મને તો એમ જ લાગતું કે કૉલેજમાં જે બહુ હોશીયાર હોય તેને પત્ની સાથે ચલાવી લેતાં ના આવડે. પરંતુ મને તેનું દુઃખ સમજાયું અને આવા એક જણનું ભવિષ્ય બગડયું તેથી દેશની હાની પણ સમજાઈ.

અને પેલી......ભાઈની કન્યા ! અંગ્રેજી સુધી તેને ભણાવી. તે સાહિત્યસભાની સોસાઇટીની પરીક્ષામાં પાસ થઈ. નિબંધોનાં ઘણાંયે ઇનામો તે જીતી ગઇ હતી. તેનો સંસાર મને દેવીએ બતાવ્યો. મારે એ કન્યા સાથે પાડોશદાવે કાંઇક મૈત્રી હતી. તેની ચતૂરાઇનો મને ખ્યાલ હતો. પણ પછી તો તે પરણી ગઈ હતી, એટલે સ્ત્રી અને પુરૂષની

મૈત્રી કાંઈ ટકે ? મને તેના સંસારની કાંઈ જ ખબર ન હતી. તે ભણેલી હતી એટલે પૈસાવાળાના એક કુટુંબમાંથી તેનું માગું થયું હતું. ભાઈ લાડ લડાવેલા હતા અને એમને કયાં રળવું હતું ? એટલે તે પણ માંડમાંડ હાઇસ્કુલ સુધી જઈ આવ્યા હતા. બાપદાદાનો પૈસો હતો, એટલે સ્વાર્થી લબાડ મિત્રો પણ હોય જ. અને પૈસો શા કામનો ? ગાનતાન સાથે કંઈક પાન તો હોય જ ને ? આ મારી બાળસખીના પતિ હતા. તે બિચારી ત્રણ બાળકની માતા થઈ હતી. અમે જ્યારે તેના શયનગૃહમાં ગયા, ત્યારે તેના પતિ દુર્ગંધવાળા મોં સાથે અસંબંધ વાણી બોલતા પધાર્યા. એક બાળક માંદું હતું. માતા તેની સારવારમાં હતી. બાળકને મુકીને તે દોડી. પતિશ્રીને પલંગે પોઢાડયા, પગ દાબ્યા. દવા આપી અને વાયુ ઢોળી ઉંઘાડયા. મારી બાળસખીની આ દશા જોઈ હું તો ત્રાસ્યો.

આવું તો બહુ જોયું. અંતે મેં દેવીને કહ્યું કે મારે હવે વધારે નથી જોવું.

દેવી મને એક રમણીય સ્થળે લઈ ગયાં. એક સુંદર દેવમંદિરનો તે ખુલ્લો ચોક હતો. ચાંદની ત્યાં સર્વાંગે ખીલી રહી હતી. આ મંદિર અને આ ચોક આટલો રમણીય હશે તેનો તો મને ખ્યાલ સરખો પણ નહોતો. કયાંથી હોય ? દિવસે ત્યાં ગંદકી અને ધમાધમ જ હોય. એના સૌંદર્યનું લોકોને શું કામ ! તેઓ તો શ્રદ્ધાળુ રહ્યા એટલે દેવનાં દર્શન કરીને સ્વર્ગ મેળવવા આવે.

આ શાંતિમય સ્થળમાં દેવીને હું પગે પડયો. મેં કહ્યું :

" દેવી ! તમે મારી આંખ ખોલી છે. હું તમારો હેતુ સમજ્યો. અમે ભણેલા અને સમજુ વર્ગ આ નિત્યના કરૂણ પ્રસંગોને સ્વાભાવિક ગણીએ છીએ. અમે તેનો ખરો અર્થ, તેનાં પરિણામ, તેની સત્ય કરૂણતાનો વિચાર નથી કરતા. નિત્યના સહવાસે આ પ્રસંગો અમારે મન સ્વાભાવિક થઈ ગયા છે; પરંતુ તેનાં આર્થિક, સામાજીક

અને રાજકીય પરિણામો અમે વિસરી ગયા છીયે. જનસમાજ તો દંપતીસંબંધને વિધિનો નિર્મેલો ગણે છે અને ભાવિ–જ્યોતીષ તથા ઈશ્વરની મરજી–એવા એવા બોલો નીચે પોતાની જવાબદારી ભૂલી જાય છે. આ સર્વ કુદરતકૃતિ નથી, મનુષ્યકૃતિ છે એમ હવે હું સમજ્યો છું. ”

દેવી બોલ્યાં. “ વત્સ ! તું સંસ્કારી છે એટલે આ બધું સહેજમાં સમજી ગયો. મનુષ્ય પોતે જ પોતાનો વિધાતા છે. વિધિના લેખ પોતે જ લખે છે. કુદરતે તો બુદ્ધિશક્તિની બક્ષિસ કરી. એ બુદ્ધિનો ઉપયોગ મનુષ્યને સોંપ્યો અને તે જેવો ઉપયોગ કરે તેવાં ફળ મળે. અત્યારે હિંદુસમાજની આ સ્થિતિ છે. તે માટે જવાબદાર હિંદુઓ પોતે જ છે. અસંતુષ્ટ દંપતિઓના હૃદયના શ્રાપ તથા વિધવાઓના શ્રાપ–દુઃખી આર્તના શ્રાપ–આ સમાજને અત્યારે બાળી રહ્યા છે. તેનું નિવારણ પણ તારા જેવા સમજુના હાથમાં જ છે. ઈશ્વરકૃત મનુષ્યોમાં ઉંચ નીચના ભેદ શા ? જ્ઞાતિઓના ભેદ શા ! લગ્નપ્રતિજ્ઞા સમજી ના શકે તેવાં બાળકોનાં લગ્ન શાં ! સ્વયંભૂ પ્રેમનું સ્વરૂપ તો કોઈ સમજતું જ નથી. વ્યક્તિમાત્ર જ્યારે માન પામશે, પ્રેમલગ્નો જ્યારે થશે, પોતાની જવાબદારીથી જ્યારે દંપતીઓ પ્રજા ઉત્પન્ન કરશે, આ પ્રજાનાં લાલનપાલન અને વિકાસ જ્યારે યોગ્ય રીતે થશે, ત્યારે તમારી મહાસભાના માગ્યા વગર જ દેશ સ્વતંત્ર થશે. ”

મારા નામની મેં બૂમ સાંભળી. પાડોશમાં એક પરિણીત વર–કન્યા વિદાય થવાનાં હતાં, તેથી મને બૂમ પડતી હતી. હજી તો રાતના બે જ વાગ્યા હતા. હું ઉઠયો અને તે સરઘસમાં સામેલ થઈ ગયો. દારૂખાનું અને વાજાં એ બધાંની વચમાં મારાં મગજમાં કોણ જાણે શું યે થતું હતું ! !



૧૮

# સાચું સેવામંડળ.

"ઓહો, કાન્તાબેન ! આજે તમે ક્યાંથી ભૂલાં પડયાં ? આવો બેસો."

"જરા આ તરફ ગઈ, એટલે મનમાં થયું કે લાવને શાંતાને ઘણા દિવસથી મળી નથી તો મળતી જાઉં."

"આ તરફ તમે ક્યાં ગયાં હતાં ? ભલી તમને આજે નવરાશ મળી ? કાંઈ લેખ લખવાના ન હતા ?"

"બહેન ! આપણે જો નિયમિત કામ કરીયે છીયે તો વખતનો તો ટોટો જ નથી. હું દરેક કામના વિભાગ પાડું છું અને તેમાંથી નકામી બાબતો હોય તે પડતી મૂકું છું. રોજ બપોરે મને ૭ કલાક મળે છે, તેમાં વાંચવું લખવું અને સમાજ વ્યવહાર અથવા સમાજ-સેવા, એમ વિભાગ કરેલા છે."

" હવે વળી તમારે વાંચવાનું શું રહ્યું છે ? તમે બી. એ. તો થયાં. મ્હારા જેવી મેટ્રીકથી રખડી ગઈ હોય તેને વળી વાંચવાનું હોય અથવા તો જે સહેજસાજ ભણ્યું હોય તેને આગળ જ્ઞાન વધારવાનું હોય. "

" શાંતા ! તું કેમ આવું બોલે છે ? જ્ઞાન તો અગાધ છે. એ તો જેટલું મેળવીયે એટલું ઓછું. પરંતુ બધું જ્ઞાન મેળવવાનો વખત તો કોઇને પણ ના મળે. હું પણ મુદ્દાસર જ વાંચું છું. "

" હમણાં તમે શું શું વાંચો છો ? મ્હને તો કોણ જાણે વખત જ નથી મળતો. પણ તમે કહો છો તેમ જો ટાઇમટેબલ પ્રમાણે કામ કરીયે તો તો વખત મળે ખરો. મ્હને કાંઇક વાંચવાનું આપો."

" હા, આપીશ. તારી પાસે તો મ્હારે બહુ કામ લેવાનાં છે. તારો વખત શેમાં જાય છે તે મ્હારાથી તો સમજાતું જ નથી. તારો વસ્તાર ઓછો છે, તે પ્રમાણમાં તને સ્વતંત્રતા વિશેષ છે. તારાં સાસુ બહુજ અનુકૂળ સ્વભાવનાં છે. મેટ્રીક સુધીનું તને જ્ઞાન છે. જો તું ઉમંગભેર મ્હને મદદ કરે તો આપણે ઘણાં કામ કરી શકીએ. "

" હું શું ધૂળ કરી શકું ! આપણે ભણવાનું છોડયું ત્યાર પછી ખાસ કાંઈ વાંચ્યું જ નથી. મ્હને મંડળ કે મેલાવડાઓમાં ભાષણ કરતાં આવડતું નથી. મ્હારાથી ઘરનું આંગણું છોડીને ગામડે ગામડે સ્વરાજ્ય લેવા જવાય તેમ નથી. "

" ના. આપણે સ્વરાજ્ય ઘરમાં બેઠા લઇશું. તું એકવાર મ્હને કહે કે તું મ્હને મદદ કરીશ. જો બેન ! આસપાસ નજર કર. આપણી જ નાત તરફ જો. આપણે આપણામાંથી જ કેટલાંએક દુઃખ દૂર કરી શકીયે તો બહુ લાભ થાય. આપણું મંડળ તે આપણે બે જણાં. મ્હારે તારા જેવી શાંત અને સરળ સ્વભાવની બહેનપણીની મદદ જોઇયે છીએ. વળી આપણે નાતની અંદર કામ કરવાનું છે, તેમાં

જાહેરાત ન જોઈયે કે કોઈની ટીકા ના કરવી જોઇયે. નહિ તો આપણે જેને મદદ કરવા જઈયે તે આપણી સેવા સ્વીકારે નહિ. આ શરતો તને તો બહુ જ અનુકૂળ પડશે. ”

“ પણ આપણે બે એકલાં શું કરી શકીયે. ?”

“ આપણે એકલાં કેમ છીયે ? જ્યાં સારા વિચાર અને ઉત્તમ કાર્ય છે, ત્યાં પ્રભુની મદદ છે. વળી તારા બનેવીની પ્રેરણાથી જ આ કાર્ય મ્હેં ઉપાડયું છે, અને જરૂર પડતાં આપણે બીજી બ્હેનપણીઓને બોલાવી લાવીશું. અને જો કામ ઠીક થશે તો મદદ તો મળી આવશે. ”

“ ઠીક, હવે સમજી. એમ કહોને કે મોતીભાઇ પણ આમાં સામેલ છે. જાઓ ! હું તમે કહેશો તે કરીશ. ”

“ ઠીક, પણ મનુભાઇને તો વાત કરવી પડશે. જુઓ, આપણે અત્યારે આપણું “ સેવા–મંડળ ” સ્થાપ્યું. તેમાં બે સભાસદ તમે અને હું, અને બે પુરૂષ સહાયક. આપણી ચારેની સભા રવીવારે સાંજે ચાર વાગે મ્હારે ત્યાં મળે તે વખતે આપણે ચ્હા પીશું અને બધો કાર્યક્રમ બે પુરૂષોની મદદથી ઘડીશું.

“ હા, હાં, એ ઠીક ફાવશે. ”

* * * *

“ કેમ કાંતા ભાભી ! તમે શાંતાના મગજમાં શું ભૂત ભરાવ્યું છે ? એ તો મોટી સમાજ–સેવિકા થવા તૈયાર થઈ લાગે છે. એ શું ઉકાળવાની છે ? એક એનું રોજનું ક્રોનિકલ તો વાંચતી નથી. હમણાં હમણાં “ ગુજરાત સ્ત્રીબોધ ” માંની વાતો વાંચે છે અને પેલી બાર મહાન્ સન્નારીઓની હરિફાઈ હતીને, તેમાંનાં નામ જોઇને એને શૂર ચઢયું લાગે છે. એના મનમાં એમ હશે કે આવતા વર્ષની હરિફાઈમાં એ પોતે પણ બારની અંદર આવી જાય. ભલે તે ગમે તે હોય, પણ આજે આપણને તો આ ચ્હા પાણીનો લાભ મળ્યો. મોતીભાઇને તમે એવા વશ કરી લીધા છે કે કોઇ દિવસ અમને તે બોલાવતા જ નહોતા. ”

" ના, મનુભાઈ! આજે કાંઇ ગપાટા મારી નાશી જવાશે નહિ. મગજને બરોબર કસવાનું છે. તમારી મદદની પણ અમને જરૂર છે. તમારા જેવા જાણીતા વકીલ સાહેબને અમારી મ્હાની શી પડી હતી ? "

" ઠીક, ભાઈ ઠીક. તમારી જોડે શી ચર્ચા કરવી ? જે હુકમ હોય તે ફરમાવી દો. મોતીભાઇ પણ અંદર સામેલ છે એટલે મ્હારે માથે કાંઇ પડવાનું નથી. "

" જુવો, મનુભાઇ! હું ઘણા સમયથી આપણી નાતની સ્થિતિ બારીકાઈથી તપાસું છું. બહાર જે દેખાય છે તેના કરતાં અંદરની હકીકત જુદી જ છે. કેટલાંએક કુટુંબોની આર્થિક સ્થિતિ બહુ જ ખરાબ છે. જુના વખતમાં તો આવાં કુટુંબોને પૈસાદાર સગાંનો બહુ જ આશ્રય હતો; પરંતુ આ જમાનામાં તેવો આશ્રય કોઇ લેતું નથી અને આપતુંયે નથી. આવાં કેટલાંએક કુટુંબો બિચારાં રહેંસાઈ જ જાય છે, અને તેમાં સ્ત્રીઓની સ્થિતિ તો બહુજ દયાજનક છે. "

" પણ તેમાં આપણાથી શું થઇ શકે ? "

" ઘણુંયે થઈ શકે. આવાં પાંચ કુટુંબો સાથે મ્હેં પરિચય વધાર્યો છે. દૂરનું કે પાસેનું સગપણ ખોળીને મ્હેં એમને ત્યાં જવા માંડયું. પહેલાં તો હું ભણેલી એટલે એમને મ્હારા તરફ કાંઇક તિરસ્કાર હતો. પણ એકાદ છોકરાને ચોપડીઓ લઈ આપી, એકને ઘેર સસ્તાં લુગડાં આપ્યાં, એટલે અમારે સ્વાર્થનાં સહીપણાં બંધાયાં. સ્ત્રીઓ સ્ત્રીને પેટની વાત કહે. એટલે આ પાંચ કુટુંબની હું બધી વાત જાણું છું. એકનો જ દાખલો લ્યો. પુરૂષને પગાર પાંત્રીસનો છે. ઘર ભાડાનું છે, અને મેલેરીયાવાળું છે. ચાર બાળકો છે. બાઇને પીયરનું કાંઇ નથી. છ જીવ પોષવાનાં અને ઢાંકવાનાં. પુરૂષ નોકરી ઉપરાંત બીજું કામ કરવા ખુશી છે, પણ તેને તે મળતું નથી. મોટી છોકરી નવ વર્ષની છે, તેને નિશાળેથી ઉઠાડી લીધી. કારણ તેને નિશાળે જવા લુગડાં સારાં જોઇયે. વળી ચોપડીઓનું ખર્ચ પણ થાય. "

"અરેરે ! ગરિબાઈમાં કેલવણી કેમ વધે ?" મનુભાઈ વચ્ચે બોલ્યા : "આપણી નાતમાં આવાં કુટુંબો હશે તેનો મ્હને કાંઈ જ ખ્યાલ નહોતો. આપણે એક ફંડ ખોલીને આ લોકોને મદદ આપીયે તો ?"

"વાહ, મનુ ! તું એમ ધારે છે કે આ લોકો દેખીતી ભીખ માગશે ?" મોતીલાલ બોલ્યા.

"પણ ત્યારે આપણે તેનો પગાર શી રીતે વધારીયે ?"

"જુવો, અમે બંને જણાંયે આ બાબતમાં વિચાર કર્યો છે. આપણે થોડાં અનુકૂળ ગૃહ–ઉદ્યોગો શોધી કાઢવાના છે. બધાં દુઃખનું મૂળ દરિદ્રતા છે. બીજી થોડી કમાઇ તેઓ કરી શકે તો એમનું બધું જ દુઃખ જાય. મેલેરીયાવાળું ઘર પણ બદલી શકે અને છોકરીને પણ ભણાવી શકે. લગ્નની વાત વળી લગ્ન સમયે જોવાશે."

"આવા ગૃહ–ઉદ્યોગો આપણા દેશમાં કયાં છે ?

"આપણા દેશમાં ના હોય તો ઉભા કરવાં એ હવે આપણાં મંડળનું કામ છે. જુવો, બહુ મોટાં શહેર ના હોય ત્યાં તો ગાય કે ભેંશ રાખી શકાય, તેનું દૂધ કે ઘી વેચાય અને છાશમાંથી છોકરાંને પોષણ પણ મળે. અમે એક બ્રાહ્મણને ઘેર ત્રણ ગાયો જોઈ છે. પાંચ વર્ષમાં બધો હીસાબ કાઢતાં તે એક હજાર રૂપિયા કમાયો. પ્રથમ એક ગાય લીધી હતી. ઘરનાં બૈરાં બધું કામ કરતાં હતાં અને આંગણે ઢોર બંધાય છે. આ એક ગૃહ–ઉદ્યોગ."

"હા, આ તો બહુ જ ઉપયોગી ગૃહ–ઉદ્યોગ. મારૂં દૂધ પાડોશીઓ ખુશામત કરીને વેચાતું લે અને ઘરગતુ ઘી પણ ઉપડી જાય. વળી ઘરનાં માણસને પુષ્ટીકારક તાજી છાશ મળે. પણ આપણી નાતનાં બૈરાં એ કામ કરશે ?"

"કરવું તો પડે જ કની ? ભૂખે મરવા કરતાં અને બચ્ચાંઓને અભણ રાખવા કરતાં આવું કામ કરવું શું ખોટું ? કાંતાનું કામ એ કે તેમણે આ લોકોને આવું કામ કરવા સમજાવવાં; અથવા તો

પહેલાં આપણે જ એક ગાય રાખીને દાખલા રૂપ ગાય લેવાના પૈસા આપણે આ લોકોને ધીરવા જોઈયે. ”

“ અમારાં ગ્રેજ્યુએટ કાંતાબેન ગાય દહોવા બેસશે ત્યારે દેખાવ જોવા જેવો થશે ” શાંતા બોલી.

‘ ચોખ્ખું તાજું દૂધ ખાવા મળે, મઝાની છાશ મળે, તો ગાય દહોવામાં ખોટું શું છે ? એવા દૂધથી તો આપણાં ફીકકાં શરીર રાતાં ચોળ થઈ જાય. જસોદા માતાનું ગૌદોહનનું ચિત્ર કેવું સારૂં લાગે છે ? ” કાંતાએ કહ્યું.

“ બીજી એક બાબત છે. તેમાં વ્યવસ્થાની વિશેષ જરૂર છે. આપણા દરેક શહેરમાંનાં કેટલાંક કુટુંબો મુંબાઈ વસે છે. તેમને અથાણું, પાપડ અને મુરબ્બા મુંબાઈમાં કરવાની સવડ કે આવડત હોતાં નથી. તેમને જો આ માલ પૂરો પાડવાનું આ ગરીબ કુટુંબો માથે લે, તો બન્ને પક્ષને લાભ થાય. ”

“ હા, એ વાત આપણી નાતનાં કુટુંબોને સરળ પડી જાય ખરી. અસલના વખતમાં પૈસાદાર ઘરોમાં તેમનાં ગરીબ સગાં આ બધાં કામમાં મદદ કરતાં હતાં, અને તેના બદલામાં તેમને અથાણાં મફત મળતાં. અને વળી ફસલ વખતે પોતાના ખેતરમાંથી આવેલા દાણા પણ તે સગાંઓને ઘેર જતાં હતાં. પણ હવે તો અનાજ મોંઘું થયું એટલે સૌના જીવ ટુંકાં થયાં. ”

“ લ્યો જુવો, મનુભાઇ ! મને અથાણું કરતાં આવડે છે કે નહિ તે ચાખી તો જુવો ! ” એમ બોલી કાંતાએ ચાર પાંચ જાતનાં અથાણાંની તાસક મ્હોં આગળ ધરી.

“ અરે કાંતાભાભી, આ બધું ક્યાંથી શીખ્યાં ? તમારા બી. એ.ના ક્રમમાં તે આવે છે કે ? બહાર તો લોકો વાતો કરે છે કે તમને રોટલી વણતાં પણ નથી આવડતી, તેથી પાંઉ લાવીને ખાવ છો, અને તમે તો વળી અહીં અથાણાં, પાપડ, વડી, સેવ વગેરે તૈયાર કર્યું છે અને રસોઇયો તો છે નહિ. આ પુરીયો તમારી કરેલી છે ? ”

"લોકો તો ભલે વાતો કરે. એ બીચારાં શું જાણે? પણ એમનું અથાણું બગડવાનાં કારણો હું તેમને બતાવી દઉં. ગૃહવિજ્ઞાનનાં પુસ્તકો મ્હેં વાંચ્યાં છે. પાંઉ તો હું ઘણીવાર બજારમાંથી મંગાવું છું, એટલે કદાચ લોકોને લાગ્યું હશે કે મ્હને રોટલી નથી આવડતી. પણ જુવો! સમાજસેવાની વાતોમાં પેટસેવા અધુરી ના રહી જાય માટે ખાવામાં ધ્યાન રાખજો."

"એ તો ઠીક, પણ તમે ગાય–ભેંસ રાખવાનું અને અથાણાં પાપડ બનાવવાનું એમ બે વાનાં ગૃહ–ઉદ્યોગ માટે સૂચવો છો, ત્યારે કોરો ભરવાનું કે એવું કાંઈ ના કરી શકાય?"

"હા, કરી શકાય. પણ પહેલાં ભરતાં આવડવું જોઇયે અને પછી તે માટે ઑર્ડર મેળવવા જોઈએ. મુંબાઈમાં ઘણી પારસી બાઇયો આવું દુકાનદારોનું કામ કરી આપે છે એટલે તેમને બધી ચીજો તે દુકાનદાર પૂરી પાડે છે. વળી પારસણોને ભરવા ગુંથવાની આવડત પણ સારી હોય છે. પરંતુ બહારગામમાં એ બધું કામ અનુકૂળ ના થઈ પડે, અને વળી હમણાં ફેશનો પણ બદલાતી જાય છે."

"હા, હા. ત્યારે કાંતાબેન! આ રેંટીયો ચલાવે તો ઠીક ના પડે? અને વળી મહાત્માજીનો હુકમ પાળ્યો ગણાય!" શાંતા બોલી.

"હા, રેંટીયો પણ સારો છે. પરંતુ તે માટે પ્રથમ સારી પૂણીઓ જોઇયે અને પછી સુતર વણાઈ શકે તેવું નિકળવું જોઇયે. તેમ થયા પછી પણ તેમાં આવક વધારે થવાનો સંભવ નથી. તે કરતાં તો જો એક શાળ ઘરમાં હોય અને તે ચલાવતાં આવડે તો પછી આવક સારી થાય ખરી. આપણે એ પ્રયોગ પણ કરવા જેવો છે. મીલમાંથી સારૂં સુતર આણવું અને ઘરમાં મુક્તિફોજવાળાઓ પાસેથી શાળ લાવીને મૂકવી. બપોરે સ્ત્રીઓ ચલાવે અને રાત્રે મરદ ચલાવે. અને આ બદલાયલી ફેશનમાં આવી શાળમાં વણાયલાં લૂગડાં ધોતીયાં ચાલ્યાં જાય. ટુવાલ માટે પણ શાળ આવે છે. પરંતુ આ શાળો લેવા માટે

બસેં રૂપિયા પહેલાં જોઇયે, પછી સુતર આણવું જોઇયે અને ત્યાર પછી તૈયાર થયેલો માલ વેચી શકવો જોઇયે. આ કામ આપણું આ મંડળ કરે."

"ત્યારે આપણે હમણાં એક કુટુંબમાં ગાય અપાવીયે, એક કુટુંબમાં શાળ અપાવીયે અને બાકીના એક બે કુટુંબ માટે ખાનગી રીતે અથાણાં પાપડના ઑર્ડર મોકલીયે તો કેમ?"

"બહુ જ સારૂં. આટલી શરૂઆત થાય તો કાંઈ ખોટું નથી. જુવો, મનુભાઈ મુક્તિફોજવાળા સાથે પત્રવ્યવહાર કરી શાળની ગોઠવણ કરે, તેમ જ તેમની પાસેથી સુતર ક્યાંથી અને કેવું લાવવું તે પણ જાણી લે. ગાયો તો મ્હેં બે મંગાવી છે એટલે તેમાં કાંઈ કરવાનું નથી. પાપડ અથાણાં માટે મુંબાઈમાં મ્હારી બેનપણીઓને લખું અને શાંતા તેની બેનપણીઓને લખે."

"ત્યારે મોતીભાઈ શું કરશે?"

"મોટી વાત તો રહી. આ બધાં માટે હાલ થોડાં નાણાં જોઇશે. જો બધું ઠીકઠીક ચાલશે તો તો આપણે એ નાણાં પાછાં વસુલ કરી શકીશું. પણ હાલ તરત રૂ. ૫૦૦ આ કામ માટે મ્હેં જુદા કાઢ્યા છે. આ ઉપરાંત મ્હારા મનમાં એક બીજો પણ ખ્યાલ છે. કેટલાંએક રમકડાં જો ઘેર બેઠાં સ્ત્રીઓ બનાવે તો તે દુકાનોમાં વેચવા મૂકી શકાય. કપડાંની ઢીંગલીઓ બનાવવામાં બહુ આવડત નથી જોઈતી. જો તે લોકપ્રિય થાય તો તેમાંથી સારી આવક મળે. ઢીંગલીઓ ઉપરાંત કપડાનાં જાનવરો પણ બનાવી શકાય. આ ઉદ્યોગ જો ચાલે તો સ્વદેશી હીલચાલને પણ લાભ મળે. હમણાં હજારો રૂપિયાનાં પરદેશી રમકડાં ખપે છે. આમાં સંચાનો કાંઈ ખપ પડે નહિં."

"હા, એ ખરૂં, પણ મોતીભાઈ, શીવણમાંથી કાંઇ આવક ના થઇ શકે?" શાંતાએ પૂછયું.

"તેમાંથીયે થઈ શકે; પરંતુ વ્યવસ્થા વધારે સારી જોઇયે. ઑર્ડર મેળવવા જોઇયે, આવડત જોઇયે અને શીવવાનો સંચો પણ જોઇયે.

તમે ધીમે ધીમે એક વેતરવાનો કલાસ કાઢજો અને તેમાંથી પાર ઉતરેલાંને શીવવાનું કામ લાવી આપજો. હાલ તરત તે કાંઈ થાય નહિ. ”

“ ત્યારે શું આ ઉપરાંત ઘરમાં બેઠાં કમાણીના કાંઈ બીજા માર્ગ નહિં હોય ? ”

“ છે. અમારી પાડોશમાં આ વૈદ્ય છે તે કેટલીએક દવાઓ બનાવીને વેચે છે. તે પેક કરવાનું કામ ઘરમાં બેઠાં સ્ત્રીઓ કરી શકે. કાર્ડબોર્ડની પેટીઓ પણ નાનો સંચો હોય તો બનાવી શકાય. કેટલાંએક બૈરાં દાળ વીણવા પણ લાવે છે, પરંતુ તેમાં મળતર કાંઇ બહુ નથી. તેમજ સ્ત્રીઓ હલકા દુકાનદારોના સહવાસમાં આવે તે પણ બહુ ઇચ્છવા લાયક નથી.”

“ ત્યારે હાલ તરત તો આપણું આ ન્હાનું મંડળ ન્હાનો સરખો કાર્યક્રમ અમલમાં મૂકે તે જ ઠીક છે. પછી ધીમે ધીમે બીજા વિચાર કરીશું. ”

“ અરે પછી તો આપણે મંડળ મોટું કરીશું અને નાતની વાડીમાંજ સ્ત્રીઓને ભેગી કરીને કાંઇક કાંઇક શીખવવાની ગોઠવણ કરીશું.”

“ ખરી વાત. પણ આપણું મંડળ તે સમાજસેવામંડળ છે એ ભૂલવાનું નથી. ઘરગતુ ઉદ્યોગો ઉપરાંત બીજા વિચારો પણ આપણે કરવાના છે. બાળઉછેર, સગર્ભા સ્ત્રીઓની સંભાળ, સુવાવડ વખતે સંભાળ, મુખ્ય રોગોમાં માવજત કરવાની રીત વગેરે બાબતો ઉપર આપણે લખાણો લખાવી તે વહેંચવા જોઇયે અને ચોપાનીયામાં મોકલવા જોઇયે. ગરીબ વિદ્યાર્થીઓને ફી અને પુસ્તકની મદદ મળે તે માટે પણ તજવીજ કરવી જોઇએ.”

“હા, એ બધું ધીમે ધીમે થશે. અત્યારે તો હવે ચ્હા પુરી થઈ હોય તો પાનસોપારી લ્યો અને ફરી પંદર દિવસે પાછા અત્રે પધારજો.” કાંતા બોલી અને સૌ હસીને વિખરાયાં.



૧૮

# સ્વદેશ–સેવા

આ દુનિયામાં વિચિત્રતાઓની કાંઈ ખોટ છે? કુદરતની વિચિત્રતાઓ, વિધિની વિચિત્રતાઓ અને તેમાં વળી મનુષ્યે ઉભી કરેલી વિચિત્રતાઓ. મૈત્રિના સંબંધમાં પણ તમે વિચિત્રતા નથી જોઈ? મહાકવિ ભવભૂતિને પણ કાંઇક વિચિત્રતા તો લાગેલી પણ તેમણે તો એનો ખુલાસો આપવાનો પ્રયત્ન કર્યો હતો. તે લખે છે કે બહારની ઉપાધી ઉપર પ્રીતિનો આધાર નથી, પણ અંતરના કારણથી પ્રીતિ તો બંધાય છે. વાત ખરી. પણ અંતરનું કારણ શું? મનનાં વલણ? વિચારનાં વહેણ? શ્રદ્ધા? માન્યતા? જો આ અંતરનાં કારણો હોય તો આપણે ખાત્રીથી કહી શકીશું કે મૈત્રિનો આધાર એના ઉપર પણ નથી. શું આપણે એવા મિત્રો નથી જોયા કે જેમની માન્યતાઓ વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલો ભેદ હોય? સામાજિક વિષયોમાં, રાજકીય વિષયોમાં અને ધાર્મિક વિષયોમાં પણ

આસમાન જમીન જેટલો વિચારભેદ ધરાવતા માણસો પણ મિત્રો રહી શકે છે. એટલે આપણે તો એટલું જ કહેવું પડશે કે પ્રીતિનું કારણ અદ્દશ્ય છે.

**મનહર** અને **નટવર** બે ઘણા જ ગાઢ મિત્રો હતા. તેમની મૈત્રિનું કારણ પણ કાંઇક અદ્દશ્ય જ હતું. તેઓ બંને એક નાતના હતા. પાડોશમાં રહેતા હતા. એક નિશાળે ભણતા હતા. બસ, આ સિવાયની દરેક બાબતમાં તેમનામાં જુદાઇ હતી છતાંયે તેઓ ઉત્તમ મિત્રો હતા. **નટવર** હતો નિયમિત વાંચનાર, માસ્તરનો પ્રીતિપાત્ર અને રમતગમતમાં વખત નહિ ગુમાવનાર, સ્વભાવે શાંત હતો. ત્યારે **મનહર** બહુ જ ધાંધલીયો, જે નવું જુવે તે તરફ દોડનાર, પરીક્ષા વખતે જ સખ્ત વાંચી પાસ થનાર, ક્રીકેટનો શોખીન, દરેક જાહેર સભામાં તૈયાર, જે મત ભાષણકર્તાએ પ્રતિપાદન કર્યો હોય તેના ટેકામાં થોડા દિવસ ઘણી જ દલીલો કરનાર હતો. નટવર તો ભાષણોમાં પણ મુદ્દાસર જ જતો હતો. કોઇકિ મતનો અગ્રનેતા આવે ત્યારે જ તે ભાષણમાં જાય, તેના વિચારો પર મનન કરે, તેની વિરૂદ્ધમાં કાંઇકિ પુસ્તક હોય તે મેળવીને વાંચે. આ બધું કરવાનો તેને સમય મળતો હતો. કારણ કે પોતાના અભ્યાસમાં તે બહુ જ નિયમિત હતો અને રોજને રોજ ગમે તેવા ભાષણકર્તાઓને સાંભળવા દોડતો નહિ.

**મનહર** અને **નટવર** એકે દિવસ મળ્યા વિના રહેતા નહિ. **મનહર** તો એમ સમજતો હતો કે **નટવર** ફક્ત લેસન વાંચી જાણે છે, એટલે છાપાંઓની, ભાષણોની વગેરે બધી વાતો એને કહેતો. સંસારસુધારાની હીમાયત કરતો હતો. રાજકીય વિચારોમાં સૌથી આગળ પડતા વિચારો તે ધરાવતો હતો. કોઇકવાર **નટવર** કાંઇક શંકા કે વિરૂદ્ધ દલીલ કરે તો તે તરત જ ગરમ થઇ જતો હતો. **નટવર** ઉપર આક્ષેપો કરતો હતો અને કહેતો હતો કે તને જાહેરજીવનનું ભાન જ કયાં છે?

છતાંયે બે જણા વચ્ચે બહુ જ પ્રીતિ હતી. નિશાળની, માસ્તરોની, નાતના સુધારાની, દેશના સુધારાની અનેક વાતો તેઓ રોજને રોજ કરતા, કાંઈ કાંઈ નિશ્ચયો બાંધતા અને મોડી રાત્રે છૂટા પડતા.

બન્ને જણા મેટ્રીકમાં સાથે જ પાસ થયા અને એક જ કૉલેજમાં દાખલ થયા. પરંતુ કૉલેજમાં જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ મળવાનું પહેલાં કરતાં ઓછું થતું જતું. મનહર કૉલેજની ટીમમાં ચૂંટાયો હતો. વળી ડીબેટીંગ સોસાયટીમાં ભાષણો આપતો હતો. પણ નટવર તો તેનો તે જ. દરેક વર્ષે સેકંડ કલાસમાં પાસ થતો હતો. અભ્યાસક્રમ ઉપરાંતનું વાંચતો હતો. પણ કોઈ દિવસ ભાષણ કે ચર્ચામાં ભાગ લેતો ન હતો. એક ઘડીયાળની માફક નિયમિત કામ કરતો હતો. કસરત ખાતર જ ટેનીસ થોડું રમતો અને કુદરત નિહાળવા ખાતર જ ફરવા જતો, અને તે પણ નિયમિત.

બન્ને જણાનાં લગ્ન પણ એક જ લગ્નગાળામાં–સાથેજ થયાં. લોકો મશ્કરી પણ કરતા હતા કે બે જણા એક ઘોડે પરણવા જશે. પણ તેવું તો કાંઈ થયું નહિ. તેમનાં લગ્નમાં કાંઈ વિશેષતા નહોતી. નાતમાં બધાંનાં લગ્ન થતાં હતાં તેવાં તેમનાં થયાં. કન્યાઓ પણ તેમની નાતની બધી છોકરીઓ જેવી હતી. દરેકે ગુજરાતી અભ્યાસ પૂરો કરી બે ત્રણ અંગ્રેજી ધોરણોમાં માથું ફોડયું હતું. સોસાયટીની અને સાહિત્યની સભાની તેમ જ સનાતનધર્મની પરીક્ષાઓ આપી હતી અને લગ્ન થતાં અભ્યાસ બંધ કર્યો હતો.

કૉલેજ જીવનમાં મનહરને સ્વતંત્રતા વિશેષ મળવા લાગી અને તેનો લાભ તેણે પોતાના વિચાર મુજબ પૂરેપૂરો લેવા માંડયો. હવે તો એ જાહેર ભાષણો આપવા પણ લાગ્યો. આગેવાન સમાજસુધારક થવાની તેને હોંશ થઈ. કોઈ કોઈ ભાષણમાં આગ્રહ કરી પોતાની પત્નીને પણ તે લઈ જતો. વળી પત્ની સાથે નાટક–સીનેમામાં જતો હતો. સ્ત્રીઓને બહાર કાઢવી જોઈયે, તેમને સ્વતંત્રતા આપવી જોઈયે,

વગેરે વાતો જ્યાં ને ત્યાં કરતો હતો. અને બધા ભણેલાઓ જેઓ પોતાની પત્નીઓને બહાર કાઢતા ન હોય તેમની મશ્કરી પણ કરવા લાગ્યો. તેની પ્રવૃત્તિઓ લેખો દ્વારા, ભાષણો દ્વારા તથા કાર્યો દ્વારા જાહેર સમક્ષ જ આવવા લાગી.

બંને મિત્રો એક જ વર્ષે બી. એ. માં પાસ પણ થયા. ફેર એટલો જ હતો કે **નટવર** ફર્સ્ટ કલાસ (ઑનર્સ) માં પાસ થયો અને **મનહર** થર્ડ કલાસમાં થયો. છતાં **મનહરે નટવરની** પુષ્કળ મશ્કરી કરી. એને દુનિયાના વિશાળ અનુભવનું જ્ઞાન કયાં છે? વળી એના જ્ઞાનનો લાભ સમાજને કયાં મળવાનો છે? એ તો બધું પુસ્તકોમાં પૂરાઇ રહેવાનું. વળી એના વિચારો મુજબ વર્તન જ એ કયાં કરે છે? એની પત્નીએ બિચારીયે કોઇ દિવસ જાહેર સભા કે પરિષદ પણ નથી જોઈ!!

હવે એ મિત્રોના માર્ગ ભિન્ન થયા તોપણ હૃદય તો એક જ હતાં. **મનહર** પોતાને અનુકૂળ વકીલાતનો અભ્યાસ કરવા લાગ્યો. **નટવરે** એમ. એ. માટે અભ્યાસ શરૂ કર્યો. **મનહર મુંબઇ** ગયો. **નટવર અમદાવાદ** જ રહ્યો. **મનહરને મુંબઈમાં** સ્વતંત્રતા તથા સમય પુષ્કળ મળ્યાં એટલે તેની પ્રવૃત્તિઓ પણ વધી ગઈ. વળી તેની પત્ની પણ સાથે જ હતી. તેને પણ હવે પૂર્ણ સ્વતંત્રતાથી બહાર પાડવાનો સમય મળ્યો. સ્ત્રીઓ દ્વારા કામ સારૂં થાય એમ **મનહરનો** મત હતો; તેથી તેણે સ્ત્રીમંડળો, ભગિનીસમાજ વગેરેની સભામાં પોતાની પત્ની **મેનાવતીનાં** ભાષણો રખાવ્યાં–અલબત્ત **મનહર** જ લખી આપતો હતો. સ્ત્રીઓ દ્વારા કામ સારૂં થાય માટે જ તે ભાષણો **મેનાવતી** કરતી હતી. મુંબાઇના જાહેરજીવનમાં આ દંપતીએ બહુ સારી છાપ પાડી અને તેમની પ્રશંસા થવા લાગી. હિંદુસ્થાનના દીવાળીના અંકમાં જ્યારે તેમની છબીઓ આવી ત્યારે તો તેમના હર્ષનો પાર જ ના રહ્યો.

**નટવર** અને **મનહર** વચ્ચે પત્રવ્યવહાર તો ચાલુ જ હતો. મુંબાઇની જાહેર રોકાણોને લીધે **મનહર** રજાઓમાં **અમદાવાદ** જતો

નહોતો. એક રજામાં તે ગયો ત્યારે નટવરનું આખું કુટુંબ જાત્રાએ ગયું હતું, તેથી બન્ને મિત્રોનો ભેટો થયો નહોતો. મનહર તો હવે ખુલ્લું જણાવતો હતો કે નિશાળમાં મને નટવર ઉપર બહુ શ્રદ્ધા હતી; પરંતુ હવે મને લાગે છે કે નટવરનું જીવન તો દેશને કાંઈ લાભદાયી નહિ થાય.

બે વર્ષને અંતે નટવર એમ. એ. પ્રથમ વર્ગમાં ઈતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયો લઈને પસાર થયો. મનહર એલએલ. બી. થયો. સ્વતંત્રતા સચવાય માટે જ તે નોકરીની ઇચ્છા નહોતો કરતો. સનદ લઇ તેણે અમદાવાદમાં વકીલાત શરૂ કરી. નટવર પૂનાની ડેકન કૉલેજમાં આસિસ્ટંટ પ્રોફેસર નિમાયો. બંને મિત્રોના નશીબમાં જૂદાઈ જ રહી.

* * * *

મનહર તો હવે એક આગેવાન નેતા ગણાતો હતો. સરકાર સામે વિરોધની સભામાં મુખ્ય ભાષણ તેનું જ હોય. કોઈ ખાસ નેતા ગામમાં ન હોય તો પ્રમુખસ્થાને પણ તે જ નિમાય. કોનફરન્સ કે કોંગ્રેસમાં પ્રતિનિધિ પણ નિમાય અને કોંગ્રેસમાં હાજરી પણ આપે. સંસારસુધારા પરિષદ્‌માં પણ તે અને મેનાવતી હાજરી આપતાં હતાં, પ્રતિનિધિ થતાં હતાં અને મેનાવતી કોઈ ઠરાવ ઉપર બોલતાં પણ હતાં. જાહેરજીવનથી મનહરને વકીલાતમાં પણ ફાયદો થયો. કમાણી સારી વધી અને એક મીલના લીકવીડેશન વખતે તે ખટપટ કરી લીકવીડેટર પણ નિમાયો.

નટવર તો પોતાને પૂનામાં નોકરી મળી તેથી બહુ જ સંતોષ પામ્યો. સંયુકત કુટુંબથી દૂર રહી શકયો. તેની સ્ત્રી નંદુને સ્વતંત્રતા સારી મળી શકી. પોતાને પણ પ્રોફેસરની નોકરીમાં ઝાઝું કામ નહોતું તેથી તેણે નંદુનો અભ્યાસ હાથમાં લીધો. પુખ્ત વય અને પુષ્કળ સમય, નટવરનું ઉત્તેજન અને પોતાની હોંશ આ સર્વ કારણોને

લીધે નંદુનો અભ્યાસ બહુ જ આગળ વધ્યો. વળી નટવરને રજાઓ પણ સારી મળતી હતી. ફક્ત નાતાલની રજાઓમાં જ તે અમદાવાદ જતો હતો. તે વખતે મનહર અને મેનાવતી કોંગ્રેસમાં ગયેલાં જ હોય એટલે તેમને મળાતું નહિ. પણ કુટુંબમેળો, જ્ઞાતિમેળો અને અન્ય મિત્રોનો મેળો સારો થતો હતો. બીજી રજામાં નટવર નંદુને લઇને હિંદના કોઈને કોઇ વિભાગમાં જતો. તે દેવયાત્રામાં ખાસ શ્રદ્ધા નહોતો ધરાવતો પણ દેશયાત્રાનો અભિલાષી હતો. નવી નવી સંસ્થાઓ-ની અંગત માહિતીઓ મેળવવા ઘણો જ ઉત્સુક હતો. તેણે ધીમે ધીમે કાશ્મીરથી રામેશ્વર અને કરાંચીથી રંગુન સુધીના સર્વ પ્રદેશો જોયા. તેને અને નંદુને હરદ્વારના ગુરૂકૂળની, કાશીની હિંદુ યુનિવરસિટીની, બોલ-પૂરની ટાગોરની શાળાની, ભાવનગરના દક્ષિણા મૂર્તિભુવનની, કલકત્તાની મહાકાળી કન્યાશાળાની, જમશેદપૂરનાં કારખાનાંઓની, બ્રહ્મદેશના તેલના કુવાઓની અને દ્વારકાના સીમેંટનાં કારખાનાંઓની અંગત માહિતી હતી. નટવર સરખો શિક્ષક અને આ સર્વ મુસાફરીનો અનુભવ એ બે કારણોને લીધે નંદુનો બુદ્ધિવિકાસ તેમ જ ચારિત્ર્યવિકાસ સુંદર થયો હતો. નટવરની સૂચનાથી તેણે પોતે જોયેલી સંસ્થાઓ અને સંસ્થાઓની માહિતી આપનાર એક પ્રવાસનું પુસ્તક લખવા માંડ્યું.

નટવર પોતે પણ પોતાનો અભ્યાસ વધાર્યા કરતો હતો. ધીમે ધીમે તેમના ખાતામાં સર્વ કબૂલ કરતાં હતાં કે અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રમાં તેના જેવા પ્રવિણ અધ્યાપકો ઓછા હશે. પૂનાના એક ગૃહસ્થ વડી ધારાસભામાં સભાસદ હતા, તેમનાં બજેટ ઉપરનાં ભાષણો બહુ જ વખણાતાં હતાં. જાણકારો કહેતા હતા કે એ ભાષણો તો પ્રો. નટવર ઠાકોરનાં તૈયાર કરેલાં હતાં.

મનહર મોટો દેશનેતા થયો ખરો, મેનાવતી આગેવાન સુધારક-માં લેખાઈ ખરી, પણ બન્નેનો બુદ્ધિવિકાસ બહુ જ સામાન્ય હતો. મનહરનું રાજ્યનીતિ અને અર્થશાસ્ત્રનું જ્ઞાન દૈનિક પત્રોમાં જ સમાપ્ત

થતું હતું અને બિચારી મેનાવતી તો એમ જ માનતી હતી કે મારા પતિનો જે મત હોય તેથી ભિન્ન મત સાચો હોઇ શકે જ નહિ. વળી જુના મત તે જૂઠા અને નવા સુધારા સાચા, આ તેના સર્વ સિદ્ધાંતોનો સાર હતો. અંગ્રેજી ગંભીર પુસ્તકો તે વાંચી શકે તેટલું ભાષાજ્ઞાન નહોતું. અંગ્રેજી પેપરોમાંથી તારનાં મથાળાં વાંચી શકે તથા જરા વાતચિત કરી શકે તેટલું તેનું જ્ઞાન હતું.

એકવાર અમદાવાદમાં બન્ને જુના મિત્રોનો ભેટો થઈ ગયો. મનહરને કોંગ્રેસમાં જવાની વાર હતી. નટવર અમદાવાદ આવવાનો હતો. બેઉ દિવસ બે જણાને સાથે મળવાના હતા. મનહરે નટવરને ખાસ આગ્રહ કર્યો હતો કે આ ચોવિસે કલાક તમારે અમારા મહેમાન થઈને રહેવું જ પડશે. આપણે ઘણે વર્ષે સાથે રહીશું, વાતો કરીશું અને આનંદમાં બે દિવસ ગાળીશું.

નટવરના મનમાં પણ દેશનેતા મનહરને હવે મળવાનું ઘણું મન હતું. સુનેતાઓ દેશની તથા સમાજની સુંદર સેવા કરી શકે એમ તેનું માનવું હતું. પોતાને પણ દેશસેવક બનવાની બહુ અભિલાષા હતી; પણ તે સમજતો હતો કે તે માટે મ્હારામાં પૂરતી લાયકાત નથી. નટવર અને નંદુ અમદાવાદ આવ્યાં અને આનંદ સાથે મનહરને ત્યાં ગયાં. નટવરના મનમાં મનહર પ્રત્યે માન હતું. એ તો અમદાવાદની જાહેર સભાઓનો પ્રમુખ, મ્યુનિસિપાલિટીનો મેમ્બર, સ્કૂલ કમિટીનો ચેરમેન, ઓલ ઈંડીયા કોંગ્રેસ કમિટીનો સભાસદ અને કોંગ્રેસના મંડપો ધ્રૂજાવનાર વકતા, અને નટવર તો એક પંતુજી ! હજી તો ઈંપીરીયલ એજ્યુકેશન સર્વીસમાં એની ભલામણ થઇ હતી, સ્વીકારાય ત્યારે ખરી ! મનહર પણ જરા પોતાની જાતને ઉંચી માનતો હતો. પોતાની સ્ત્રીની દેશસેવા વિષે અભિમાન ધરાવતો હતો અને નટવર સરકારી નોકર છે એ સંબંધી વારંવાર તેનાથી ઈશારો થઈ જતો હતો.

બે દિવસ ચારે જણે આનંદ સાથે ગાળ્યા. **મેનાવતીને** કાંઇક એમ થવા લાગ્યું કે **નંદુ** બહુ બોલતી નથી-શરમાળ સ્વભાવની છે-પણ તેનામાં જ્ઞાન અગાધ છે. **અમૃતસર**માં કોંગ્રેસ મળવાની હતી. **નંદુએ મેનાવતીને** કહ્યું કે સુવર્ણમંદિર જોયા વિના રહેશો નહિ. તેમ જ વાતમાં ને વાતમાં તેનો ઇતિહાસ તથા શીખ ધર્મનો કાંઇક મહિમા વગેરે જણાવ્યાં. હજી સુધી **મેનાવતીએ અમૃતસર** જોયું જ નહોતું. વળી શીખધર્મનું તો કેવળ નામ માત્ર જ તેણે સાંભળ્યું હતું અને **નંદુ** આ સર્વ આમ સુંદર રીતે સમજાવી ગઈ તેથી તે બહુ આશ્ચર્ય પામી. વળી આ પ્રસંગે જ **મનહરલાલે** ફરીયાદ કરી કે ગુજરાતી ભાષા કેવી કંગાળ છે કે મુસાફરીનું એક પણ સારૂં પુસ્તક આપણી ભાષામાં નથી. ત્યારે વળી **નંદુએ** ત્રણ ચાર ઉત્તમ પુસ્તકો ગણાવીને કહ્યું કે તે પુસ્તકો અંગ્રેજી પુસ્તકોની હરિફાઇ કરે એવાં છે. અને તે જ પ્રસંગે **મનહરલાલ** તથા **મેનાવતીએ** જાણ્યું કે **નંદુ** પોતે પણ એવું એક પુસ્તક તૈયાર કરે છે.

**નટવર** સવારે સંધ્યા કરતો હતો. રાત્રે જમીને તેણે પ્રાર્થના કરી. પતિપત્ની બેએ મધુર કંઠે ભજન ગાયું. **મનહર** સમજ્યો કે **નટવર** કેવળ પ્રાચીનપંથી છે, તેને સુધારક બનાવવો જોઇયે. **નટવરે** કહ્યું, "મ્હારૂં મન ખુલ્લું છે. જે કોઈ બાબત મ્હારી ખાત્રી કરી આપશો તે સ્વીકારવા, તે પ્રમાણે આચરણ કરવા હું તૈયાર છું. પછી તેણે કહ્યું કે "આ મ્હારો સીપાઇ સાથે છે તે મહાર છે. પાંચ વર્ષથી મ્હારી પાસે છે. ભૂખે મરતો હતો ત્યાંથી હું લઇ આવ્યો છું." તેને **નંદુએ** બધું કામ શીખવાડયું છે અને તેને રસોઈ પણ આવડે છે. ઘણીયે વાર **નંદુને** બીજું કામ હોય છે ત્યારે તે રાંધી આપે છે."

**મનહર** તો આ સાંભળી સ્તબ્ધ જ થઇ ગયો. **મેનાવતી** કહે, "ભાઇસાહેબ, કોઇને આ વાત કહેશો નહિ, નહિ તો મોટી પંચાત થઈ પડશે. તમારે તો પરદેશ રહેવું એટલે ઠીક છે." **નંદુ** સહેજ હસી.

પોતાની બૅગમાંથી એક પાકીટ આણ્યું. તે ઉઘાડી અંદરથી એક છાપાની કાપલી મેનાવતીના હાથમાં મૂકી. તે નીચે મુજબ હતી.

" વિચાર તેવા આચાર "

" એક વિદુષી હિંદુ બાઇનું વ્યાખ્યાન. "

* * *

" વળી આ અંત્યજોનો પ્રશ્ન પ્રજા સમક્ષ પડેલો છે. તમારાં ૭ કરોડ દેશભાંડુઓને ક્યાં સુધી કચરાયલાં રાખશો ? એ પ્રશ્નનો વ્યવહારૂ ઉકેલ સ્ત્રીઓના હાથમાં છે. આપણે આપણા ઘરમાં અંત્યજોને કેમ ના રાખીયે ? તે નોકરો કેમ ના હોઇ શકે ? અરે ! એકએક અંત્યજ બાળકને દત્તક પુત્રની માફક સાથે રાખી આપણા સંસ્કાર કેમ ના આપીયે ? "....................

મેનાવતી બેન ! તમે તો આ બાબતમાં મારાં ગુરૂ છો, એમ નંદુએ છેવટે ઉમેર્યું. મેનાવતી ખશીયાણી તો પડી, પણ નંદુના વિશે આદર વધુ વધ્યું.

ત્યાર પછી તરતના જાહેર થયેલા મોંટેગ્યુ ચૅમ્સફર્ડ સુધારાઓ સંબંધી ચર્ચા ચાલી. મનહરલાલ ગાંધીજીના મતનો પડઘો પાડતા હતા. તેમની ગુજરાત સભાએ ઠરાવ્યું હતું કે વડી સરકારનું બંધારણ તો સ્વીકારી લેવું, પણ પ્રાંતિકમાં વિશેષ માગવું. આ વખતે નંદુ તેમ જ નટવરે સુંદર ચર્ચા કરી. નંદુને તે સર્વ સુધારાઓનું જ્ઞાન હતું. ક્યાં ક્યાં તેમાં નડતર આવશે તે નટવરે સ્પષ્ટ કર્યું અને કહ્યું કે કોંગ્રેસે નિડરતાથી તેનો નિષેધ હમણાં કરવો જોઈયે. મેનાવતી આ ચર્ચામાં કાંઈ સમજી નહિં. મનહર તો ફરી ફરીને ગાંધીજીનો મત આમ છે, તેમ છે, એમ જ કહ્યા કરતો હતો. છેવટે તેણે મશ્કરી કરી કે તમારે ક્યાં દેશસેવા કરવી છે ને આત્મભોગ આપવો છે ? તમે તમારે છોકરાં ભણાવી ખાવ ! !

બે દિવસ પૂરા થયા અને બન્ને મિત્રો પાછા છુટા પડી ગયા.

*    *    *

આ પછીનાં વર્ષો તો હિંદ માટે ઘણાં ઉકળાટનાં ગયાં. કાંઈ કાંઈ મતમતાંતર થયા, રોલેટ જેવા કાયદાઓ આવ્યા, હુલ્લડો થયાં, અસહકાર પક્ષ પડયો, ચુંટણીયો થઈ, નવી કાંઉન્સીલોનો બહિષ્કાર થયો છતાંયે એ ભરાઈ, લોકોના મતમાં કાંઈ કાંઈ ઉથલપાથલો થઈ, કોઈ કોઈ જુના નેતાઓ અદશ્ય થયા, અને નવા નેતાઓ નજરે પડવા લાગ્યા.

વકીલાતનો બહિષ્કાર મનહરલાલ કરી શકયા નહિ તેથી તેમણે ધીમે ધીમે બીસેંટનો મત ગૃહણ કર્યો. પણ પ્રજા તેમના આડંબરી ભાષણો સાંભળી શકતી નહિ, એટલે અત્યારે તેમને જાહેર ભાષણોમાં આવવાનું મળતું નહિં. થોડો સમય સંસારસુધારાનું નેતૃત્વ લેવા પ્રયત્ન કર્યો, પણ તેમાંયે લોકોએ વ્યવહારૂ કાર્યની માંગણી કરી. એટલે ધીમે ધીમે મનહરલાલની સર્વ પ્રવૃત્તિ કોર્ટમાં જ સમાઈ. મ્યુનિસિપાલિટીમાં પણ તેઓ કેવળ શાંત સભાસદ બની ગયા અને તેમની હાજરી અનિયમિત બની ગઇ. મેનાવતીને તો હમેશાં મનહરલાલનો પક્ષ, મનહરલાલની દલીલો જ કબૂલ હતી, એટલે એનું જાહેરજીવન પણ લગભગ સમાપ્ત થઈ ગયું.

*    *    *

નટવરનું મન પણ નવા વિચારોથી ચકડોળે ચઢયું. એને પણ દેશ તરફ થતો અન્યાય અસહ્ય લાગ્યો. આર્થિક સ્વાતંત્ર્ય વિનાના સુધારા નિર્માલ્ય લાગ્યા. કોથળીના કબજા વિના રાજકીય અધિકાર નથી મળવાના અને રાજકીય અધિકાર વિના-સાચી સ્વતંત્રતા વિના-સ્વરાજ વિના-એક પણ અન્યાય દૂર નથી થવાનો. તેમજ સંસ્થાનોમાં આપણો માનમરતબો જળવાવાનો નથી. સામુદાયિક અસહકાર તરફ તેને પ્રથમ પૂર્ણ શ્રદ્ધા નહોતી. તે અને નંદુ આ સર્વ વિષયોની ચર્ચા

નિત્યે કરતાં હતાં. તેમને એમ લાગ્યું કે દરેક રાજકીય ચળવળની પાછળ રચનાત્મક સંસ્થાઓ જોઈએ અને આ દૃષ્ટિએ તેમને રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય બહુ જ ગમ્યું. હિંદમાં સ્થળે સ્થળે રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાય અને કેળવણીનું એક જૂદું તંત્ર રચાય તો બહુ સારૂં એમ તેમને લાગ્યું. વળી ચરખાની હીલચાલને લીધે ગામડાંઓમાં કાંઈક વ્યવસ્થાપૂર્વક રચના થાય તેવી પણ તેમની ઈચ્છા થઇ.

આ સર્વ બાબતો વિષે **નટવરે** **મનહરને** લખ્યું. પરંતુ **મનહર** તો સ્થાનિક નેતાઓને તથા લોકોને ગાળો દીધા વિના બીજું કાંઈ લખતો જ નહોતો. સામાજીક પુનર્ઘટનાના સંબંધમાં પણ **નંદુએ** **મે**નાવતીને લખ્યું. પણ એ બિચારીને શું સમજ? અંતે **નટવરે** આ સંબંધી કેટલાએક આગેવાનો સાથે પત્રવ્યવહાર કર્યો. રૂબરૂમાં ચર્ચા પણ કરી. તેઓ દરેક **નટવરની** બુદ્ધિ જોઈ શકયા, તેની દલીલો પણ સમજી શકયા; પરંતુ કહ્યું કે કાર્ય કરનારાઓ કયાં છે ? **અમ**દાવાદના એક આગેવાને તો ખુદ **નટવરને** જ રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય હાથમાં લેવા **અ**મદાવાદ આવવા આજીજી કરી.

થોડો કાળ સંકલ્પવિકલ્પ થયા. પોતાની પાસે સારો ધન સંચય નહોતો, વડીલોની મિલકત નહોતી, વળી હમણાં જ ઈંપીરીયલ એજ્યુકેશન સર્વીસમાં નિમણુંક થઈ હતી. આ સાથે પોતે અત્યાર લગી ગુજરાત બહાર રહેલો. સ્થાનિક નેતાઓ સાથે બને કે ના બને. આ સર્વ વિચાર થયા. પરંતુ અંતે નિશ્ચય કર્યો કે એટલું જોખમ શા હીસાબમાં છે. કોઇ સાથે ના બન્યું તોએ શું! બસ અત્યારે માતૃભૂમિને મ્હારી જરૂર છે, એટલે મ્હારે તેની સેવા માટે જવું જ જોઇયે.

* * * *

જ્ઞાન આગળ, સ્વભોગ આગળ અને નમનતાઇ આગળ સર્વ કોઇ નમે છે. અધ્યાપક **નટવરલાલ** અત્યારે રાષ્ટ્રીયવિદ્યાપીઠનો આત્મા છે, રાષ્ટ્રીયશિક્ષણનો સ્થંભ છે. તેમણે રાજકીય ચળવળમાં

રહેતી અમુક કર્કશતા પોતાની આસપાસના સમાજમાંથી દૂર કરી છે. સર્વત્ર સંસ્કારિતા પ્રસારી છે. અસહકારના વિરોધીઓ અને શંકાશીલો સર્વ તેને અને તેના કાર્યને નમન કરે છે.

અને નંદુ ! એ તો ઢાંકયું રત્ન હતું. "રાષ્ટ્રીય કેળવણી સ્ત્રી-શિક્ષણની અવગણના કરે છે" એ આક્ષેપ નંદુએ દૂર કરાવ્યો. મહિલા વિદ્યાલય, મહિલા પાઠશાળા અને મહિલા છાત્રાલય એ સર્વ તેના નિઃસીમ પ્રયત્ને ભરપૂર થઈ ગયા છે અને પોતે પતિની સાચી સહચારી બની સહજીવન ગાળે છે.

સ્ત્રીસમાજમાં તેણે સેવાની અજબ ભાવના પ્રસારી છે. મનહરલાલ અને મેનાવતીનું ઘર તેણે તજ્યું નથી. ત્યાં જાય છે, સામાન્ય વિષયો ઉપર વાતો કરે છે અને નિર્દોષ આનંદમાં ઘણોયે કાળ ગાળે છે. ધીમે ધીમે મેનાવતીને તેણે સ્વતંત્ર વિચાર કરતાં શીખવ્યું અને પછી પોતાની સાથે થોડા ઘણા કાર્યમાં સામેલ કરી. અંત્યજ કન્યાશાળાની દેખરેખનું કામ મેનાવતીએ બહુ કુશળતાથી કરવા માંડયું.

" નટવર અને નંદુ જેવા પૂર્ણ અભ્યાસી અને દઢ નિશ્ચયવાળા નેતાઓ હોય તો કેવું સારૂં " એમ સર્વ કોઇના મનમાંથી ઉદ્ગાર નિકળી જતા.



૧૯

# હૈયાની ભૂખ

## અથવા

## "જન્મભૂમિની જાત્રાએ"

"તમારી ગામડાની રીતભાત હજુએ ત્હમે ભુલતા નથી. કોઈ આવ્યું હોય તો મને શરમાઈ મરવા જેવું થાય છે. જુવોને, દીવાનખાનામાં તમે અમથું એક ગંજીફરાક પહેરીને બેઠા છો. આમ તે કૈં બેસાય ! હું ધારૂં છું કે હમણાં જ મીસીસ બેનરજી આવી પહોંચશે. તે વખતે તમે દોડતા ખમીસ પહેરવા જશો, અને પછી પાછા ઉઘાડે પગે અહિં આવશો. આ કૈં ઠીક કહેવાય ?"

આ શબ્દો એક નાજુક, રૂપાળી અને ઠસ્સાદાર સ્ત્રીના હતા. એમનું નામ મનોરમા હતું, અને મીસીસ મનોરમા પાઠક એ નામે ઉંચા બંગાળી સમાજમાં અને છેક ગવર્નર સાહેબના બંગલા સુધી તેઓ જાણીતાં થએલાં હતાં. તેમનું દીવાનખાનું ઘણી જ કારીગરીથી શણગારેલું હતું. તેમાંનું ફરનીચર ઉંચું તેમ જ સાદું હતું, અને તેની

ગોઠવણી કલાપૂર્ણ અને સફાઈદાર હતી. એક ચેસ્ટરફીલ્ડ ખુરશી ઉપર મીસીસ પાઠક બેઠેલાં હતાં, અને તેમની બાજુમાં એક નાની ખુરશી ઉપર તેમની સોળ વર્ષની દીકરી મીસ મૃણાલિની પાઠક બેઠેલી હતી. સમાજસેવા સંઘના સ્ત્રીવિભાગનાં મીસીસ પાઠક પ્રમુખ હતાં, અને સંકટ નિવારણ કે મદદ માટે થતા જલસાઓમાં મીસ પાઠક એક સુંદર સીતાર બજાવનાર તરીકે જાણીતાં હતાં. દીકરી જાણે નરી તેની માતુશ્રીની નાની આવૃત્તિ જેવી જ દેખાતી હતી.

પુરુષોત્તમ પાઠક એક આરામ ખુરશી ઉપર લાંબા પગે પડેલા હતા. પંચીઉં અને ગંજીફરાક પહેરીને તેઓ કૈં સરવૈયાં વાંચતા હોય એમ લાગતું હતું. શેઠાણીનું બોલવું સાંભળી તેઓ એકદમ ચમક્યા હોય તેમ ઉઠયા, અને જલદીથી એક રેશમી ખમીસ, ધોતીઉં તથા મખમલના સ્લીપર પહેરીને પાછા આવ્યા.

" બોલો, હવે તો હું તમારા દીવાનખાનામાં બેસીને મીસીસ બેનરજી સાથે વાત કરવા જેવો બન્યો ને ? "

મનોરમાનું મુખ હસ્યું. તે બોલી : " હવે તમે કેવા સારા લાગો છો ! પણ જુઓ, મીસીસ બેનરજીના દેખતાં, ભુલમાં પણ તમે રકાબીમાં ચ્હા નાંખીને પીવા ના માંડશો. "

* * * *

અડાળજ ગામમાં વિશ્વનાથ ગોરનું નામ જાણીતું હતું. તેમનું કુટુંબ ઘણું જુનું હતું, અને ગોરપદામાંથી આવક પણ સારી થતી હતી. તેમનો દીકરો પશવો આખા ગામનો ઉતાર હતો. ધુળીયા નિશાળે થોડું ભણ્યો, પણ સંસ્કૃત શીખવામાં તેનું દીલ લાગે નહિ. ગાયત્રી પણ એને મોઢે ચઢતી નહોતી, તો પછી મહીમનના પાઠ તો આવડે જ ક્યાંથી ? પણ બીજી રીતે બહુ ચબરાક હતો. આસપાસનાં ગામડાંમાં બધે ફરી વળતો હતો. કોના ખેતરમાં શું પાકયું છે તેની માહિતી બહુ સારી રાખતો. ઉંવારસદનો તો એને રોજ એક

ફેરો હોય જ. અવારનવાર અમદાવાદ પણ ઉપડી જાય. શહેરમાં દરેક અનાજના ભાવ શા છે તે એ કહે, અને ધણીએ વાર પોતાના ઘરમાંનું વધારાનું ધાન્ય શહેરમાં સારે ભાવે વેચી આવે. ગોરાણી તો છેક નાનપણમાં મરી ગએલાં, પણ ગોરની એક વિધવા બેન ઘર ચલાવતી હતી. પશવો ફઈબાનો બહુ લાડકો હતો. વાસણ સંધાવવાં હોય તો તે બરોબર સંધાવી લાવે. ફઈબાને તડાક છીંકણી પહેલા નંબરની લાવી આપે, અને ફઈબાનું ઢાંક્યું હોય તે ખાઈ પણ જાય ! ગોર પણ કહેતા હતા કે પશવો કોઈ વાણીઆને ઘેર જન્મ્યો હોત તો મોટો વેપારી થાત; પણ ગોરપદુ નહિ શીખે તો ભુખે મરી જશે.

એમના ગામના છગન શેઠ કલકત્તામાં વેપાર કરતા હતા. એકવાર કલકત્તેથી અડાળજ આવ્યા હતા. એટલે પશવાભાઈ પણ રોજ છગન શેઠને ઘેર જ રહેતા હતા. શેઠને આ છોકરો બહુ ચબરાક લાગ્યો. એ ઘોડાગાડીમાં સમજે, દીવાબત્તીમાં સમજે, અને બજારમાં બહુ જ પાવરધો એટલે છગન શેઠને એ બહુ જ કામ લાગતો હતો. એકવાર ગોર મહારાજે શેઠને ફરીયાદ કરી કે “ પશવો ગોરપદુ શીખતો જ નથી. હું તો હવે ઘયડો થવા માંડ્યો. મારી પછી એનું શું થશે ? ”

“ એને મારી સાથે કલકત્તે મોકલો. ” શેઠે કહ્યું.

“ ના રે, ભાઈ ! બામણભાઈનું નશીબ કૈં લાંબું ના ચાલે. એને મારાથી અળગો ના કરાય. ”

શેઠે સમજાવ્યા પણ ગોરનું મન ના માન્યું. પશવાભાઈ આ બધી વાત સાંભળતા હતા. હવે તેમની વિચાર સૃષ્ટિમાં નવી નવી વાતો દાખલ થઈ. કલકત્તા કેવું હશે ? ત્યાં લોકો શું કરતા હશે ? પછી તેમણે મનમાં નિશ્ચય કર્યો કે એક વાર કલકત્તે તો જવું જ. છગનશેઠને કલકત્તા વિશે તેણે બધું પૂછ્યું. તમે કયે ગામથી જાઓ

છો, શું ભાડું થાય છે, વગેરે બધું જાણી લીધું. શેઠ રોજ કલકત્તે કાગળો લખે તે ઉપરથી સરનામું પણ જાણ્યું.

જે દિવસે શેઠ અડાળજથી કલકત્તા જવા માટે અમદાવાદ ગયા, તે દિવસે પશવાભાઇનો ગામમાં પત્તો નહોતો. પણ એ ભાઈ તો આવી રીતે ઘણીએ વાર આસપાસને ગામડે ઉપડી જતા એટલે કોઇને આ વાતમાં નવાઈ ના લાગી.

શેઠ ગયા. ગોર મહારાજને સારી દક્ષણા પણ આપતા ગયા.

બીજે દિવસે ગામના કુંભારનો છોકરો ગોર મહારાજને એક ચીઠ્ઠી આપી ગયો. તે આ રહી.

બાપા,

તમે છગનશેઠ જોડે મને ના મોકલ્યો, પણ હું તો જવાનો. મારે ગોર થવું નથી ને બામણીયું ભણવું નથી, એટલે હું તો કલકત્તે જાઉં છું. મારી ફીકર કરશો નહિ. ફુઈબાને કહેજો કે પશવો ભુખ્યો સુવાનો નથી. એકવાર એમને જાત્રાએ લઈ જાઉં ત્યારે મારૂં નામ પશવો—

લી. પશવો.

આ ચીઠ્ઠી વાંચી વિશ્વનાથ ગોરને તો બહુ જ ચિંતા થઈ. પણ હવે શું થાય? છગન શેઠને એક કાગળ લખી બધી હકીકત જણાવી, અને પોતે અમદાવાદ તપાસ કરવા ગયા. પણ પશવો હાથમાં ન આવ્યો. વખત જતાં છગન શેઠનો તથા પશવાનો એમ બે કાગળ ગોરપર આવ્યા. પશવો સીધો કલકત્તે ગયો હતો, અને છગનશેઠને દુકાને મળ્યો હતો. આ કાગળો વાંચીને વિશ્વનાથ ગોરને શાંતિ વળી. પણ કામકાજમાં તેમને હવે પહેલાં જેવી હોંશ રહી નહિ.

* * * *

પુરૂષોત્તમ વિશ્વનાથ પાઠકનું નામ અત્યારે આખા કલકત્તામાં સૌને જાણીતું થયું છે. વેપાર ઉદ્યોગમાં તો મુંબાઈવાળા જ ફાવે એ

કથનને એમણે સાબીત કરી આપ્યું છે. છગનશેઠને ત્યાં એક નાના ગુમાસ્તાથી શરૂઆત કરીને તે આપબળે તથા ખંતથી બહુ જ આગળ વધ્યા હતા. અંગ્રેજી તો રાત્રિ શાળામાં જઇ તેમણે શીખી લીધું હતું. પછી દલાલી શરૂ કરી હતી, અને તેમાંથી આગળ વધી વેપાર ચાલુ કર્યો હતો. પછી રંગુન ઉપડી ગયા. ત્યાં ચોખાની મીલ કરી અને કલકત્તે આવી કાપડની મીલ શરૂ કરી દીધી. કયો માલ કાઢવો, ક્યાં વેચવો અને કેમ વેચવો, તેમાં તેની બરોબરી આખા હિન્દુસ્તાનમાં કોઈ કરી શકે તેમ નહોતું. "પાઠકના ધોતીજોડા", "પાઠકનું ટવીલ", "પાઠકનાં શર્ટીંગ", અને "પાઠકના ચેક" અત્યારે સર્વત્ર મશહુર હતાં. મીલમાં શેઠ પગ મૂકે ત્યારથી બધું ચૂપચાપ થઈ જાય. કોઈની મગદૂર નહિ કે શેઠનો શબ્દ ઉથામે.

પરંતુ આવી સ્થિતિએ પહોંચવા માટે બહુ જ શ્રમભર્યું કામ તેમને કરવું પડયું હતું. જે દિવસથી અડાળજ છોડીને નાઠા હતા તે દિવસથી ફરી ત્યાં જવાનો વારો નહોતો આવ્યો. બાપનું મૃત્યુ થયું હતું. પોતાનું બાપીકું ઘર અને નાનું ખેતર ફોઇબાને તેમણે આપી દીધું હતું. એટલે કોઈ પણ જાતનો સંબંધ અડાળજ સાથે તેમનો રહ્યો નહોતો.

* * * *

શિવશંકર શાસ્ત્રી નામે એક સુરતના બ્રાહ્મણ લાંબા સમયથી કલકત્તે વસ્યા હતા. ત્યાં તેમને બ્રાહ્મ ધર્મનો મોહ લાગ્યો હતો. તે તથા તેમની પત્ની બન્ને બ્રહ્મો થઈ ગયાં હતાં. તેમને મનોરમા નામે એક સુસ્વરૂપ પુત્રી હતી. તેને તેમણે બ્રહ્મો રીતથી જ ઉછેરી હતી, અને કૉલેજનું શિક્ષણ પણ આપ્યું હતું. બ્રહ્મો જીવનને લીધે ત્યાંના સુધરેલા સમાજમાં તે ભળી હતી. તે 'ટેનીસ' રમતી અને ભાષણો કરતી. ત્યાંના સમાજમાં તે મશહુર હતી. પરંતુ શિવશંકર શાસ્ત્રી વૃદ્ધ થતા ગયા તેમ તેમ તેમનું બ્રહ્મોપણું સરવા લાગ્યું.

આપણે બ્રાહ્મણ એ ખ્યાલ તેમના મનમાં હવે વધુ તાજો થવા લાગ્યો. છોકરી હવે વીસ વરસની થવા આવી. તેને આમ એકલી બધે ન મોકલાય એમ હવે તે બોલવા લાગ્યા. હાલની શિક્ષણપદ્ધતિ ખરાબ છે એમ કહીને મનોરમાને તેમણે કૉલેજમાંથી ઉઠાડી લીધી. કેટલાએક બ્રહ્મો યુવકો મનોરમાના હાથના ઉમેદવાર હતા. પણ એ કૈં આપણી નાતના છે? એ પ્રશ્ન તેમના મગજમાં ઘોળાયા કરતો હતો. અને મનોરમાના લગ્નની ચિંતા તેમના મનમાં વસી હતી.

તેવામાં કાંઈ કામ પ્રસંગે શાસ્ત્રી રંગુન ગયા અને કોઇકની ભલામણથી તે પુરૂષોત્તમ પાઠકને ત્યાં ઉતર્યા. બન્ને ગુજરાતી, બન્ને બ્રાહ્મણ અને દૂર પરદેશમાં, એટલે જુની બહુ વાતો કરી દીધી. અને વૃદ્ધ શિવશંકરે પાઠકની આગલી પાછલી હકીકત કુનેહથી પુછી લીધી. તેજ વખતે તેમણે નિશ્ચય કર્યો કે મનોરમાને માટે આ યોગ્ય પતિ છે. આ સમયમાંજ પાઠક રંગુનનો પોતાનો વેપાર યોગ્ય પાયા ઉપર મૂકી કલકત્તે પાછા ફર્યા.

મનોરમાએ પણ જોઈ લીધું કે પોતાના હવાઇ ખ્યાલો પિતાજી આગળ ચાલશે નહિ. ધીમે ધીમે તેણે પાઠકમાં મન પરોવ્યું અને સમય જતાં તેમનાં લગ્ન થયાં. આ લગ્નને લીધે પાઠકની પ્રગતિમાં પણ સારી મદદ મળી.

મનોરમાના જ્ઞાનથી, તેની સુધરેલી અને ફેશનેબલ રીતભાતથી, અને આ લગ્નથી પોતે આગળ વધ્યા હતા તે લાગણીથી પુરૂષોત્તમ પાઠક હંમેશાં દબાએલા રહેતા હતા. બહારનો વાઘ ઘરમાં ગાય જેવો હતો. દુકાનો, કારખાનાંઓ, વેપારીઓ બધે જે એકંદરે હુકમ ચલાવતો હતો, તે ઘરમાં ફેશનમાં, સોસાઈટીમાં અજ્ઞાન ગણાવા લાગ્યો. કૉલેજની મનોરમા તે સદાએ આગળ પડતી, બાહોશ, બહાદુર, મનોરમા જ રહી. તેનું મિત્રમંડળ નવીન જ હતું. બધાંજ તેમાં ભણેલાં. વળી ઘણાંએ વિલાયત જઈ આવેલાં. પાઠકે તે સૌને સ્વીકાર્યા, તેમની

સોબત રાખી, અને તેમની રીતભાત શીખવા પ્રયત્ન પણ કર્યા. પરંતુ અંદરખાનેથી તેમના હૃદય પર મોટો ભાર હતો. બહારના આનંદમાં તેમનું હૃદય પ્રફુલ્લિત થતું નહોતું, અને કેવળ સ્ત્રી પાછળ જ તેઓ ઘસડાતા હતા.

પરંતુ વેપારમાં તો તેઓ તેના તે જ હતા. તેમની પ્રતિષ્ઠા એક વેપારી તરીકે આખા દેશમાં વધતી જતી હતી, અને પૈસો પણ સારો કમાતા હતા.

* * * *

ડૉ. મલીક કલકત્તાના પ્રખ્યાત દાક્તર હતા. પુરૂષોત્તમ પાઠક સાથે નાનપણથી તેમને સ્નેહ હતો. તેમના ઘરનો કારભાર તે જાણતા હતા, અને સૌને ઓળખતા હતા.

"આવો પાઠકજી, આજે તમને કૈં ફુરસદ મળી?" દાકતરે પુરૂષોત્તમ પાઠકને જોઇ કહ્યું. અને પછી હસતાં હસતાં ઉમેર્યું: "હવે તમે સર પુરૂષોત્તમ ક્યારે બનો છો?"

"મલીક સાહેબ, રહેવા દો તમારી મશ્કરી. આપણે કૈં તમારા બાયકોટમાં સમજતા નથી, પણ એ ધાંધલથી તો દૂરજ સારા. સરકારી મહેલની પાર્ટીમાં મ્હારે કોઈવાર જવું પડે છે ત્યારે મને ત્રણ રાતના ઉજાગરા થાય છે."

"એટલે?"

"જુઓ, તમારાથી કાંઇ છાનું નથી. પહેલો ઉજાગરો ચિંતાનો. બીજો ઉજાગરો તૈયારીનો, અને પાર્ટી થઈ ગયા પછી ત્રીજો ઉજાગરો ઠપકાનો. પાર્ટીમાં મારી ત્રણ ચાર ડઝન ભુલો થઈ હોય તે બધી જ મનોરમા મને ગણાવે. અને એની વાત પણ ખરીજને! મને એ બધાની સમજ પડતી જ નથી! હું કહું છું કે 'તું એકલી જા,' પણ તેએ દરવખત નથી ચાલતું. રોજ રોજ કૈં બ્હાનાં કઢાય?"

આ સાંભળી દાક્તર ખૂબ હસ્યા.

પણ પુરૂષોત્તમ પાઠક બોલ્યાઃ "ડાક્તર સાહેબ, આજે હું કૈં હસવા નથી આવ્યો. તમે મને યોગ્ય સલાહ આપો. મારો વેપાર વધે છે, પૈસો પણ વધે છે, છતાંએ મારા દીલમાં શાંતિ નથી. નાણાંનાં મારે હવાતીઆં નથી, વેપારની ચિંતા નથી, તોપણ દીલમાં નિરાંત–શાંતિ નથી. જાણે અંદરથી મારૂં દીલ કોરાઇ જાય છે. હૈયામાં ઉંડી ઉંડી ભૂખ રહે છે. મારૂં વજન ઘટતું જાય છે, અને મને ઝીણો તાવ આવે છે. મનોરમાને આ વાત કહેતાં હું ડરૂં છું. એ તો તરત દાર્જીલીંગ કે પુરી જવાનું નક્કી કરે. પણ ત્યાંએ પાછી સોસાયટી! ડાક્તર સાહેબ કૈંક રસ્તો બતાવો."

ડાક્તર વિચારમાં પડી ગયા અને બોલ્યા: "તમે ઈંગ્લાંડ જઇ આવો તો?"

"નારે ભાઇ, જો જો એટલી સૂચના મનોરમાને કરતા. મા દીકરી તો કયારનુંએ ગોખે છે કે એક વરસ પછી આપણે સૌ વિલાયત જઇશું. પણ મારૂં ત્યાં શું થાય? ત્યાં તો મીલમાં પણ નહિ જવાનું. એનીએ ફેશન, એનીએ સોસાયટી. ત્યાંની કલબો, એમાં હું શું કરૂં?"

"ત્યારે તમે એકલા દાર્જીલીંગ જાઓ તો?"

"તે કેમ બને? હોટલમાં મને ફાવે નહિ, અને તબીયત નરમ છે એમ મનોરમા જાણે તો મને એકલો રહેવા જ ના દે. જાત તોડીને બિચારી મહેનત કરે. સાથે આવે, મારૂં બધું કામ જાતે કરે, પણ એની સોસાયટી વિના એને ન ચાલે. ત્યાંએ પાછાં ટીપાર્ટીઓ અને ડીનરો ચાલે."

"જુવો પાઠકજી! ઘણા સમયથી તમારા સંબંધી મેં વિચાર કર્યા છે, અને મારા મનથી એક યુક્તિ પણ મેં રચી છે. પરંતુ હવે તો હું તમને સૂચના નહિ કરૂં, પણ ડાક્તર તરીકે હુકમ કરીશ. પહેલાં એક વાત મને કહો કે તમારા વેપારમાં તમારી જરૂર કેટલી છે?"

"દાક્તર સાહેબ, મારી વ્યવસ્થા એવી છે કે અત્યારે હું મરી જાઉં તોપણ મારાં બધાં ખાતાં એમને એમ ચાલ્યા કરે. ઘર માટે પણ જુદું ટ્રસ્ટ છે. દરેક ઠેકાણે વિશ્વાસુ માણસો છે, અને બધે નાણું તો મારૂં જ છે, એટલે કોઈ લેણદારને પણ જવાબ નથી આપવાનો."

"ઠીક ત્યારે હું આ કાગળ ઉપર સૂચના લખું છું તે પ્રમાણે તમારે કરવાનું છે."

પુરૂષોત્તમ પાઠકે તે કાગળ વાંચ્યો, અને મોં બહાવરૂં બની ગયું. તે બોલ્યા, "દાક્તર સાહેબ! એકદમ જ?"

"હા, તે વિના છૂટકો નથી. મેં બહુ વિચાર કર્યો છે. તમે બહુજ પોચા છો. હું કહું છું તેમ કર્યા વિના છુટકો જ નથી. એક દાક્તર તરીકે–તમારા દાક્તર તરીકે–મિત્ર તરીકે હું તમને હુકમ કરૂં છું. નહિ તો પરિણામ માટે હું જોખમદાર નથી."

હજી પુરૂષોત્તમ પાઠક વિચાર કરતા જ બેસી રહ્યા.

"જુઓ મી. પાઠક! જાણે મારી સૂચનાનો અમલ પણ મારે જ કરાવવાનો હોય. હું દવા લખું છું અને આપું પણ છું. માટે લ્યો આ કાગળ, મારી સૂચના મુજબ ચીઠ્ઠી લખો. પછી નીચે મારી મોટર તૈયાર છે, તેમાં આપણે બે જઇએ."

પુરૂષોત્તમ પાઠકે યંત્રવત્ દાક્તરનું કહ્યું કરવા માંડયું.

* * * *

અડાળજ અને ઉંવારસદની સીમો મળતી હતી, ત્યાં આગળ એક નાનું પસાયતું ખેતર આવેલું હતું. અત્યારે એ ખેતરમાં બાજરીનો પાક તૈયાર થયો હતો. મોટા હાથ હાથના બાજરીઆમાં ભરચક દાણો હતો, અને લીલાંછમ પાન માણસનું મનહરણ કરી લેતાં હતાં. ખેતર ગામની નજદીક હતું એટલે આસપાસ વસ્તી પણ હતી, તથા માલીકનાં કોટડાં પણ ખેતરમાં જ હતાં.

એક દિવસ સંધ્યાકાળે એક મુસાફર કંત્યાનનું એક પાકીટ બગલમાં મારીને એક ગાડામાંથી આ ખેતર આગળ ઉતર્યો, અને ગાડાવાળાને પૈસા આપી ખેતરમાંનાં ઝુંપડાં તરફ ગયો. ત્યાં જઇને તેણે બારણું ખખડાવ્યું.

" કોણ હશે ? " અંદરથી સાદ આવ્યો.

" વિશ્વનાથ ગોરનાં બેન છે કે ? " મુસાફરે પૂછ્યું.

" હા ભાઇ, કોણ છો ? આવો, ઘરમાં આવો. "

મુસાફર ઘરમાં ગયો. એક ડોશી સઘડી પાસે બેસીને તાપતાં હતાં. મુસાફરને જોઇને બોલ્યાં :

" ભાઈ, પરગામના લાગો છો. તમારૂં નામ શું ? કયે ગામથી આવ્યા ? બચકો પેલે ખૂણે મૂકો. જુઓ આ ખાટલો ઢાળ્યો છે તે ઉપર બેસો. "

" માજી ! આ ગોર કાકાને અને અમારે બહુ સારૂં હતું. મારૂં નામ મગન છે. પશવો મારો ખાસ ભાઇબંધ હતો. આજે હું અમદાવાદ તરફ ગયો હતો, અને અહિં થોડું કામ હતું એટલે કહ્યું કે ફૈબાને મળતો આવું, અને પશવાની ભાળ કાઢતો આવું. "

" બહુ સારૂં કર્યું. ભાઇ ! ઘર તમારૂં જ છે. પણ તમે કયા ગામના ? મને કૈં તમારૂં નામ યાદ નથી આવતું. "

" ફૈબા, હશે. બહુ વરસ થયા એટલે ભુલાઇ જવાય. પણ પશવાની તો બહુ વાતો હું જાણું. અમે તો બહુ ભેગા રમ્યા હતા. " મગનભાઇએ આમ વાત ઉડાવી એટલે ફૈબા બીજી વાતોમાં પડયાં.

" મગનભાઇ ! અત્યારે હું તો જમતી નથી. પણ તમારે માટે સવારનો બાજરીનો રોટલો છે તે લાવું ? થોડી ઘેંસ પણ છે તે ઉની કરી આપું છું. "

આમ બોલી ડોશીમાએ તૈયારી કરી દીધી. અને સાથે પારમાંથી મરચાંનું અથાણું પણ કાઢી આપ્યું.

મગનલાલે હોંશથી આ સૌ ખાધું. પછી રાત્રે મોડે સુધી તેમણે તથા ડોશીમાએ વાતો કરી. મગનલાલે આખા ગામની ખબર પૂછી. પચીશ ત્રીશ વર્ષ ઉપરની જુની વાતો કરી એટલે ડોશીમા તો મગનલાલ કોણ છે તે પૂછવું જ ભૂલી ગયાં, અને પોતે જાણે કેટલાએ દિવસથી તેમને ઓળખતાં હોય એમજ તેની સાથે વાતો કરવા મંડી ગયાં.

મગનલાલે મોડી રાતે જોયું કે હવે ડોશીમાના મનમાંથી અજાણપણાની વાત જતી રહી છે. એટલે તેમણે કહ્યું: " ફઇબા, જાણે તમારી સાથે વાત કરતાં મને એમ લાગે છે કે થોડા દહાડા અહિં રહું તો મને બહુ ગમે. હમણાં મારૂં શરીર સારૂં નથી. અને નાનપણમાં મને અડાળજની હવા બહુ ફાવતી'તી. વાવનાં પાણી મને માફક આવતાં હતાં, એટલે જો તમોને હરકત ના હોય તો હું મહીનો માસ અહીં રહું. પશવો હોત તો મને બહુ ગોઠત. "

" ભાઇ ! પશવાની તો શી વાત કહું ! મને તો રડયો રોજ સાંભરે છે. પણ ત્રીસ વરસથી એ ગયો છે તે કોઇ દહાડો પાછો આવ્યો જ નહિ. મને બધી વાતે નિરાંત છે, પણ પશવો રોજ સાંભરે છે. એને બાજરીનો પોંક બહુ ભાવતો હતો. અને આ બાજરી તૈયાર થઇ છે; પણ મોટાં શહેરોમાં કોણ એને પોંક આપતું હશે. ? કહે છે કે એની પાસે બહુ પૈસા થયા છે, ને મોટાં ઘર બંધાવ્યાં છે; પણ મુરખાએ ગામનું એના બાપનું ઘર પણ ઠીક નથી કરાવ્યું. એ પડી જવા જેવું થયું એટલે હું અહિં ખેતરે રહેવા આવી છું. એટલે ખેતી ઉપર દેખરેખ રહે અને ઢોર પણ સંભાળાય. હવે મારી આંખને ઝાંખ વળે છે. કોઇ દહાડો પશવો મને સંભારતોએ નહિ હોય. પણ એ કદી જુઠું નહોતો બોલતો. એણે એના બાપને જતી વખતે કાગળ લખ્યો હતો. તેમાં કહ્યું હતું કે હું ફઇબાને જાત્રાએ લઇ જઇશ. એટલે એ એક વાર તો મને જાત્રા કરાવશે. તમે પણ મને

તો પશવા જેવા જ લાગો છો. તમને ગોઠે ત્યાં સુધી અહીં રહોને. હવે તો ગામ બધું ફેરવાઇ ગયું છે. બધાંએ નાસી નાસીને શહેરમાં જાય છે. અમદાવાદ વડે તો અમારાં સૌ ગામ તુટયાં. મોટી મોટી હવેલીઓનાં ખંડેર થવા માંડયાં. કોણ જાણે શહેરમાં એવું તે શું દાટયું છે? અને શહેરની મીલો તો છેક ખોડીઆર સ્ટેશન સુધી આવી પહોંચી છે. ભણેલા ને વગર ભણેલા સૌએ હવે તો શહેરમાં દોડે છે."

"હા, ફૈબા અને ત્યાં શરીર બગડે છે તોએ શહેર છોડતાં નથી." મગનલાલે કહ્યું, "પણ ફૈબા જુઓ, મારી પાસે આ સો રૂપીઆ છે તેમાંથી પાંચ હમણાં વાપરવા બહાર રાખો અને બાકીના ક્યાંક સંતાડી દો. આ પાસ કૈં ભો ખરો કે?"

"અરે ભોની શી વાત કરૂં?" ડોશીમા બોલ્યાં, "અમારા ગામનું તો કોઇ એક પૈસાને અડકે નહિ. અને ધાડ પડે તો તો પોંચી વળાય. પણ મુઆ છચોરીઆ બહુ પેંધ્યા છે. શહેરોમાંથી આવે છે, અને કોઇકવાર હાથ મારી જાય છે. એટલે આ તમારી પોટલી સંતાડવી પડશે."

આમ મોડે સુધી વાતો થઇ. પછી ડોશીએ મગનલાલને માળીઆ ઉપર સુવાડયા. ડોશીએ કહ્યું કે "જ્યારે પશવો આ ખેતરે રહેતો હતો ત્યારે એ માળીઆ ઉપર સુતો હતો. એની ખાટલી હજી એમની એમ મેં રહેવા દીધી છે. તમે મારા પશવા જેવા છો, એટલે ત્યાંજ સુજો."

માળીઆને એક બારી હતી. તેમાંથી ચાંદની ખીલેલી દેખાતી હતી. બારીમાંથી છાપરે પગ મુકી નીચે ઉતરી પડવું હોય તો કૈં હરકત આવે તેમ નહોતું.

* * * *

પુરૂષોત્તમ પાઠક અને ડાક્તર મલીકને જે દિવસે વાતચીત થઈ

તેજ દિવસે ડૉ. મલીકનો માણસ મીસીસ મનોરમા પાઠકને એક ચીઠ્ઠી આપી ગયો.

મનોરમા,

મારૂં શરીર છેલ્લા ઘણા સમયથી સ્વસ્થ રહેતું નહોતું. મગજના બોજાને લીધે તેમ થયું હશે, એમ ડાક્તરનું ધારવું છે. ડાક્તરે મને એક ખાસ સેનેટોરીઅમમાં જવાની ફરજ પાડી છે. મારૂં સરનામું તેમની પાસે જ છે. કાગળો લખવાની કે વાંચવાની મને મનાઇ છે. સંપૂર્ણ આરામ લેવાનો છે. જો ખાસ જરૂરનું કામ હોય તોજ ડૉ. મલીકને ત્યાં સંદેશો મોકલજો. એ મને પહોંચાડશે. પાર્ટીઓ વગેરેનાં જે આમંત્રણો સ્વીકાર્યા હોય ત્યાં ઘટતી ખબર કહેવડાવજો. ડાક્તરે મારો સામાન પણ લેવા દીધો નથી. પણ મારી જરાએ ફીકર કરશો નહિ. જે કર્યું તે ડાક્તરના હુકમથી જ કર્યું છે. વધુ ખુલાસો રૂબરૂમાં એક માસ પછી થશે.

લી. પુરૂષોત્તમ પાઠક

તા. ક. મૃણાલિનીને ઓછું આવવા ના દેશો. 'પ. પા.'

આ ચીઠ્ઠી વાંચીને મીસીસ મનોરમા પાઠક ઘણાં જ ચીઢાઈ ગયાં. તરત જ મોટરમાં તે ડૉ. મલીકને ત્યાં દોડયાં.

ડાક્તરે કહ્યું, "તમે આવશો એમ મેં ધાર્યું હતું જ. પરંતુ તમારે ગુસ્સે થવાનું કે ચિંતા કરવાનું કંઈજ કારણ નથી. મેં મી. પાઠકને બહુ વિચાર પૂર્વક જ સલાહ આપી છે. મને દર આઠ દિવસે તેમની ખબર મળશે. પરંતુ તેમનું ઠેકાણું તમને આપી શકીશ નહિ, તે માટે ક્ષમા કરશો."

મનોરમા બબડી ફફડીને ઘેર ગઈ. મી. પાઠક સંબંધી એની ચિંતા તો મટી, પણ સોસાઇટીમાં શો જવાબ આપીશ એ ફિકર તેને થવા માંડી. અંતે તેણે કહેવા માંડયું કે એ તો દરીઆઇ સફરે થોડા દિવસ માટે ગયા છે, અને મને દરીઓ અનુકૂળ નથી આવતો તેથી

હું નથી ગઇ. આ વાત જાહેર કરી અને તેની તથા મૃણાલિની દુનીઆ નિત્ય પ્રમાણે ચાલુ થઈ ગઈ.

* * * *

મગનલાલને તો ફોઇબા સાથે બહુ જ ગોઠી ગયું. સવારના ઉઠીને એ તો ખેતરમાં ગયાં. કુવેથી પાણી કાઢી નાખ્યા. બધા ખેતરમાં ફર્યા, અને કકડતી ભૂખે ખાધું. પછી તો તેમણે કહ્યું કે અહિં મારો વખત નહિ જાય, માટે ખેતરનું અમુક કામ માથે લીધું, અને રોજ નિયમિત કરવા માંડયું. ત્રીજે દિવસે તો પોંકની ગોઠવણ થઇ. મગનલાલ તો ડોશીનો ભત્રીજો છે, એમ બધાએ ઠરાવી દીધું. પોંક ખાવામાં બધાએ ભેગા થયા. ખેડુતો અને મજુરોએ ભેગા થઇને બહુ મઝા કરી.

"ફોઇબા! પોંક બહુ સરસ છે. આ વખતની બાજરી બહુ જ દુધભરી છે. તમે લ્યોને." મગનલાલે કહ્યું.

"ના ભાઈ. મારો પશવો જતો રહ્યો તેને જેટલાં વરસ થયાં તેટલાં વરસથી મેં પોંક નથી ખાધો. એને પોંક બહુ ભાવતો હતો. હવે તો એ આવશે તે દિવસે પોંક ખાઇશ."

"શું આજ ત્રીસ વરસથી તમે પોંક નથી ખાધો?" આશ્ચર્યથી મગનલાલ બોલ્યા.

"હા ભાઇ. એટલુંએ પશવાનું સંભાયણું હું ના રાખું!"

મગનલાલ આ સાંભળીને વિચારમાં પડી ગયા. પછીની વાતોમાં એમનું બહુ ચિત્ત નહોતું.

આમને આમ દિવસો ચાલ્યા. મગનલાલે ફૂઇબાનું મન જીતી લીધું. કામ માથે લઇ લીધું. એમની નાની નાની સગવડો જાળવવા માંડી. ખેતીમાં તો હવે એમને જોવું જ ના પડે. બાજરીનું ખળું કર્યું, આખા ગામ કરતાં બાજરી સારે ભાવે વેચી. શીયાળુ પાકની વાવણી માટે ગોઠવણ કરી. તે માટે ખાતર ખરીદવાનો

બંદોબસ્ત કર્યો, અને છતાંએ બધું કામ કરવાની મગનલાલે તો સૂચનાઓ જ કરી. ફઇબાજ છેવટના હુકમો તો આપતાં હતાં. આમને આમ એક મહિનો થઇ ગયો.

હવે તો ફૈઈબાને મગનભાઇ વગર જરાએ ચાલતું નહોતું. એક વાર તો એમ પણ બોલી ગયાં કે મગનભાઇએ તો મારો પશવો વીસારે પાડયો.

* * * *

પુરૂષોત્તમ પાઠક હવાફેર કરવા ગયા તેને બાવીસ દિવસ થયા. મનોરમા રોજ તો તેમની રીતભાતથી બહુ અકળાતાં હતાં. પાઠકના ગયા પછી તરત તો ફક્ત તેમને ક્રોધ જ ચઢયો હતો. અને એકાદ અઠવાડીઉં તો મનમાં એમ પણ થવા લાગ્યું હતું કે એમના તરફથી અવિવેક થવાનો ભય નથી. એ અઠવાડીઆમાં પોતાના ઘરમાં ત્રણ ટીપાર્ટીઓ તેમણે કરી, અને ત્રણે સફળતાથી પાર ઉતરી. મા દીકરી બન્ને હસતાં હતાં કે 'પપા' હોત તો જરૂર કૈં ગોટાળો થયો હોત. સુધરેલા સમાજના રિવાજ મુજબ મૃણાલ માતપિતાને 'મમા' અને 'પપા' કહેતી હતી.

પરંતુ જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ મનોરમાને અંતરમાં એકલવાયાપણું લાગવા માંડયું. પાઠકના સાદા અને નિખાલસ સ્વભાવનું સ્મરણ તેને આટલે દિવસે થવા લાગ્યું. તેમની હાજરીથી પોતાને જે શાંતિ, હુંફ તથા નિરાંતની લાગણી રહેતી હતી તે હવે નથી રહેતી એમ લાગવા માંડયું. ત્રીજે અઠવાડીએ તો કોઇની ટીકાઓ કાને અથડાઇ: " અરે પાઠક તો બિચારો ગામડીઓ છે. એની સ્રીની ફેશનથી અકળાઇનેજ હવાફેર સારૂ એકલો ગયો છે." આ ટીકાથી તેને બહુ લાગી ગયું. વળી રાત્રીના એકાંતમાં તેને વિચાર આવ્યા કે ખરેખર એમને સોસાયટી અને ફેશન ગમતાં તો નહિ જ હોય, છતાંએ મારી સાથે દરેક વાતમાં સામેલ રહ્યા છે. એમને

કેટલો ત્રાસ પડતો હશે! મને કોઈ ગામડાનાં બૈરાં સાથે ગીત ગાવાનું કહે તો કેવું લાગે?

દર આઠ દિવસે ડૉ. મલીક તરફથી સમાચાર આવતા હતા કે મી. પાઠકની તબીઅત ઘણા જ સુધારા ઉપર છે. પણ ત્રણ અઠવાડીઆં થયાં તેટલામાં તો મનોરમાની અધીરાઇ વધી ગઇ. બાવીસમે દિવસે તે ડૉ. મલીકને ત્યાં ગયાં.

"ડોકટર! મને સાચું કહો, મી. પાઠકને શું થયું છે? તેઓ ક્યાં છે? તેમના હાથનો કાગળ મારે જોવો છે."

"મીસીસ પાઠક! હું તમને કહું છું કે તેમની તબીયત સુધારા પર છે. એથી વિશેષ હકીકત દરદીના લાભમાં હું તમને કહી શકતો નથી."

"દાકતર સાહેબ, તમે મારા પિતાતુલ્ય છો. આ ત્રણ અઠવાડીઆમાં મને શુદ્ધિ આવી છે. પહેલાં હું નહોતી સમજતી તે હવે સમજવા લાગી છું. મને સાચું કહો કે મી. પાઠક મારાથી અકળાયા છે? શું તેમની માંદગી ખરેખર ચિંતાજનક છે? મને બધું કહો. સાચું કહો. હું જરાએ ગુસ્સે નહિ થાઉં. નાહિમ્મત પણ નહિ થાઉં. દાકતર કાકા! તમે મારા પિતાજીના ઘરના દાકતર છો. તમારી આગળ મારે શરમ ના હોય. હું તમને સાચું કહું છું કે મેં એમને બહુ દુભાવ્યા છે. ફેશનના રસમાં, સોસાઇટીની હોંશમાં મેં એમની લાગણીઓ નથી જોઈ. મને હવે પસ્તાવો થાય છે. સાચું, એમને કૈં ભયંકર વ્યાધિ તો નથી ને?"

દાકતર મલીકને પણ દયા આવી. પોતાની સફેદ દાઢી પર હાથ ફેરવતા તે બોલ્યા: "મનોરમાબેન, શાંત થાઓ. મી. પાઠકનો દાકતર હું છું ને એમની પૂરતી સંભાળ લઇશ. એમને કોઈ વ્યાધિ થયો નથી, પણ ભયંકર વ્યાધિ થવાની તૈયારી હતી. પરંતુ મારી સલાહથી એમને બહુ જ ફાયદો છે. અને તમારી પ્રત્યે એમને ક્રોધ શા માટે થાય? જુઓ હું તમને તેમનો પત્ર બતાવું છું. તમે તેનું શરનામું નહિ જાણી શકો.

" દાક્તર સાહેબ,

કોઈ ધન્ય પળે તમે મને આ ઠેકાણે આવવાની સલાહ આપી છે. હું અત્રે બહુ જ આનંદમાં છું. આ ત્રણ અઠવાડીઆમાં હું તદ્દન બદલાઇ ગયો છું. ચાર વાગે ઉઠું છું. ખેતરમાં કામે જાઉં છું. પાવડો લઇને ઘણીવાર ખાતર પણ ઉથલાવું છું. શીઆળાના તડકામાં પણ મારૂં મોં કાળું પડે છે. પણ ભુખ તો એવી લાગે છે કે ન પૂછો વાત. ઘરની ભેંશનું દૂધ અને ચાર મોટા બાજરીના રોટલા! પકવાનનો સ્વાદ પણ એવો ન લાગે. જો મનોરમા કે મૃણાલ મને અહિં જુએ તો? મને લાગે છે કે મને તો એ લોકો તેમના દિવાનખાનામાં દાખલ જ ન કરે. હું જે માળીઆમાં રહું છું તેના કરતાં તો મારા શોફરની ઓરડી પણ મઝેની છે. બિચારી મનોરમા! પણ દાક્તર, આ બધું કહીને તેનું મન ના દુખવશો. એ મને ગામડીઓ ધારે તે કૈં ખોટું છે? અંતે તો હું ગામડીઓ જ ને. મનોરમાની તથા મૃણાલની ખબર વિગતવાર મને લખજો. ગયે અઠવાડીએ મારે ત્યાં પાર્ટી નથી થઈ તે જાણી મને ચિંતા થાય છે. આશા રાખું છું કે મનોરમા ને મૃણાલ બન્ને સારાં હશે. તમારા હુમને લીધે જ હું તેમને લખતો નથી, પણ મારો જીવ તો એ લોકોમાં છે. મૃણાલ માટે તો મને બહુ જ ચિંતા થાય છે. મારૂં સાદું ભોળું મન એમ કહે છે કે એ કૃત્રિમ જીવન ગાળે છે. પણ હું કૈં ભણેલો નથી. મનોરમા અંડર ગ્રેજ્યુએટ છે, એટલે એ જે કરતી હશે તે બરોબર જ કરતી હશે. જો છોકરો હોત તો તો વચ્ચે માથું મારત, પણ છોકરીઓને કેમ કેળવવી તે હું શું સ્હમજું? દાક્તર, હવે તો મને કલકત્તે આવવાની રજા છે ને? અહિં બધું સારૂં છે. આરોગ્ય છે, શાંતિ છે, પણ મારી મનોરમા નથી. એની ધમાલ મને ના ગમે પણ મનોરમા વિના, મૃણાલ વિના મને ચેન નથી પડતું. મારૂં હૃદય અત્યારે જબરી ગડમથલમાં છે. અહિં બચપણનો ભૂમિપ્રેમ જાગ્રત થયો છે. મારા હૃદયની ભૂખ ભાંગી છે. હૈયાને હાય વળી છે. મારાં ભોળાં સાદાં, વ્હાલસોયાં ફઇબા મને મળ્યાં છે.

જો મૃણાલ મનોરમા મને આટલાં આકર્ષતાં ના હોત તો હું ધંધો રોજગાર બંધ કરીને અહિં જ કાયમ રહેત. પણ મારૂં સુભાગ્ય એવું નથી. હવે તો ત્યાં આવી પાછું નિત્યનું જીવન શરૂ કરી દઇશ. વળતી ટપાલે પત્ર લખજો, એટલે અહિંનું બધું કેમ પતાવવું તે સમજાય. મીલની તો મને જરાએ ચિંતા નથી......"

મનોરમા આ પત્ર આગળ વાંચી શકી નહિ. તેની આંખમાંથી આંસુ ચાલ્યાં. તે બોલી: "દાક્તર, હું મૂર્ખ છું. મને આજે ને આજે આ જગાનો પત્તો લખી દો. હું ત્યાં જઇશ. એમને ત્યાં ગમતું હોય તો ત્યાં કેમ ન રહે? મને ત્યાં ગમશે. એ છુપા ક્યાં સુધી રહે? અને મૃણાલ સંબંધી એ લખે છે તે સાચું હશે? બોલો દાક્તર બોલો, મારા મુરબ્બી તરીકે—મારા કાકા તરીકે તમને પુછું છું."

'શાંત થાઓ. મનોરમા બહેન, ઇશ્વર દયાળુ છે. તમારી મનોવૃત્તિમાં ફેરફાર જોઈને મને બહુ જ આનંદ થાય છે. મી. પાઠકના મન ઉપર બહુ જ ભાર હતો. એમને એમ વધારે ચાલ્યું હોત તો તેમને કોઇ સખત રોગ લાગુ પડત. એમની વૃત્તિઓ સ્વભાવથી ગ્રામ્યજીવન તરફ છે, એ વાત હું જાણતો હતો તેથી, તથા ગામડામાં ખુલ્લી હવા તથા ચોકખો ખોરાક અનાયાસે મળે તેથી મેં તેમને ગામડામાં જવાની સૂચના કરી છે. અને આ કાગળ પરથી તમે જાણી શકો છો કે ત્યાં તેમને ઘણો જ ફાયદો થયો છે. મારૂં માનો તો, તથા તમને અનુકૂળ હોય તો આપણે સૌ તે ગામડે જઇએ."

"આપણે સૌ! તમે આવશો? હું તો સદાએ અનુકૂળ છું."

"મૃણાલને તૈયાર કરો. બાકીની બધી ગોઠવણ હું કરૂં છું. મારો જમાઇ અમદાવાદમાં સીવીલ સર્જન છે. મારી પુત્રી સરોજને હું મળીશ, અને ત્યાંથી પછી આપણે પાઠકને મળીશું.

* * * *

મગનલાલ અને ફોઇબા એક સાંજે સગડી પાસે ઝુંપડીમાં તાપતાં બેઠાં છે. મગનલાલ ચિંતાતુર દેખાય છે. ફોઇબા તો પ્રસન્ન જણાય છે.

"ફોઇબા, બે ત્રણ દિવસમાં હવે તો મારે ઘેર જવું પડશે."

"એમ કે? હા, ભઇ, તને ના કેમ કહેવાય! પણ તું જઇશ પછી મને નહિ ગમે."

"ત્યારે તમે મારી જોડે ચાલો."

"ક્યાં? મારૂં ઘર છોડીને ક્યાં જાઉં? અને વળી મારો પશવો આવી પહોંચે તો? ના, ભઈ ના. હું તો આ ઘર નહિ છોડું." એમ કહી ડોશીમાએ આંખ લુછી.

"ફોઇબા, હું તમને પશવાને ઘેર લઇ જઉં તો?"

"તેં એનું ઘર જોયું છે? ભાઈ મગન! સાચું કહે."

"હા. હું કલકત્તે એને ઘેર રહ્યો પણ છું.

"એ હવે કેવો લાગે છે? એની વહુ કેવી છે? કહે છે કે એમને એક દીકરી છે. તેં એમને જોયાં છે?"

"હા. પશવો તો એવો ને એવો જ છે. જરા મૂર્ખાઈમાં જ પોતાનું ગામ–વતન–અને જુનાં માણસો ભૂલી ગયો લાગે છે. તમને જુએ તો એને બધું એ સાંભરે."

"ના, ભઇ ના. એટલે દૂર મારાથી ના જવાય. પણ તું અહિંથી તો તારે ઘેર જ જઇશને?"

"જો તમે આવો તો પહેલાં પશવાને ઘેર જઇએ."

'ઠીક, હું કાલે તને કહીશ. એણે મને જાત્રા કરાવવાનું માથે રાખ્યું છે. કહે છે કે મોટા રાજાની માફક એ રહે છે. હું પણ એને ઘેર જાઉં. અને પછી ત્યાંથી જાત્રાએ જઈશ. પણ હજી કાલ વાત. હું ખોડા પટેલને પૂછીને તને કહીશ."

તે રાત્રે મગનલાલને ઉંઘ ના આવી. માળીઆમાંથી રાત્રે ચુપચુપ ઉતર્યા. ખેતરમાં ફર્યા. થોડી માટી લઇને એક પોટલી બાંધી. કહ્યું કે આ તો મારી જનમભૂમિ. મારા હૈયાની ભૂખ એણે ટાળી. પછી કુવા પર જઇને થાળામાં બેઠા, અને છેક મોડેથી માળીએ જઇને સુતા.

બીજે દિવસે સવારનું કામ પરવારીને બપોરે ઝૂંપડે જમવા આવ્યા ત્યારે ફોઇબાએ કહ્યું: " મગનભાઇ, હું તો તારી સાથે આવીશ. પણ જો મારો પશવો મોટો માણસ થઇ ગયો હશે તો હું તારી જોડે જ પાછી આવીશ. એકવાર મરતાં પહેલાં પશવાને જોઇશ તો ખરી. "

આ સાંભળી મગનલાલને ઘણો જ આનંદ થયો. એક દહાડો બધા ગામ લોકને મળીને બીજે દિવસે બન્ને જણાએ નીકળવાનો વિચાર કર્યો. ડોશીમા ખોડા પટેલને મળ્યાં, તરભોવન ગોરને મળ્યાં, કાળીઆ મીસ્ત્રીને મળ્યાં ને શામળ શેઠને મળ્યાં. બધાંએ કહ્યું કે આવો ઘરનો સંઘાત હોય તો જવું જ જોઇએ.

ગામમાં વાતની જાણ થઈ. ડોશીમાને મળવા આખું ગામ ઉલટયું. કોઇ કહે જલ્દી પાછાં આવજો. કોઈ કહે જાત્રા કર્યા વિના પાછાં ના આવશો. કોઈ કહે પશવાભાઇને સાથે લેતાં આવજો. કોઈ કહે તમે ત્યાંજ રહેજો. એમ જાતજાતની શિખામણો અપાઇ. મગનલાલ તો આ બધું જોઇને રડવા જેવા થઈ ગયા. અને કોઈ કોઇ આંસું પણ એમણે લુછયું.

ફોઇબાએ સામાન બાંધ્યો છે. મગનલાલ તૈયાર થયા છે, અને ગાડું જોડાઇને ઉભું છે. ગામના લોક રામ રામ કરવા ભેગા મળ્યા છે. બધાંની આંખ ભીની થઈ છે. કોઇ વિશ્વનાથ ગોરને સંભારે છે, તો કોઇ પશવાભાઇની સાવધાનતાની વાત કરે છે, તો કોઇ તેમની કૃતઘ્નતાને પણ દોષ દે છે. ડોશીમાએ ભેંસને પંપાળી, બળદને બોકી કરી, ડાઘીઆનું માથું પણ સુંઘ્યું, અને ગાડામાં ગોઠવાયાં. એટલામાં સામેથી ' પોં, પોં ' કરતી એક મોટર આવી. લોકનું ટોળું જોઇ મોટર ધીમી પડી અને ત્યાં જ ઉભી રહી. એક દાઢીવાળો ડોસો, એક પ્રૌઢ સ્ત્રી, અને એક બાલા તેમાં બેઠાં હતાં. મગનલાલ ગાડામાંથી કુદી મોટર પાસે ગયા. બાલાએ ચીસ પાડી " પપા ! " અને મગનલાલની ગોદમાં ભરાઇ.

ભેગા થએલા ગામના લોકો આશ્ચર્યમાં ડૂબ્યા.



